શ્રી

# શ્રાવિકા ભૂષણ

પ્રથમ અલંકાર.

---


પ્રસિદ્ધ કર્તા,

શ્રી શાસન નિકેતન

મઢડા.

---

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫

કિંમત ૭-૦-૭

# ખુલાસો.

શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ તરફથી પ્રસિદ્ધ થયેલા પુસ્તકોને 'શ્રી લાલન નિકેતન ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે તે સબધી ખુલાસો 'મહડા આશ્રમના હેવાલમા' નીચે પ્રમાણે આપવામા આવેલ છે.

'શ્રી લાલન નિકેતન ગ્રંથમાળા.'

"સવત ૧૯૮૦ (ઇ સ. ૧૯૨૪) મા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપકોએ વર્ગની સસ્થા બધ કરી, અને તેમને હસ્તક પુસ્તકોનો જે સગ્રહ હતો તે, પુસ્તક મદિર નામે ઓરડો અને પુસ્તકો રાખવાના કબાટો લાલન નિકેતનને અર્પણ કર્યા. એ પુસ્તકોને સુધારી લાલન નિકેતન ગ્રન્થમાળા તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કરવામા આવ્યો

વસ્તુત શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સસ્થા સવત ૧૯૫૯ (ઇ સ ૧૯૦૩) મા પાલીતાણામા મે મારા કચ્છી જૈન મિત્રોની સહાયતાથી સ્થાપી હતી એ સસ્થાની મે દશ વર્ષ સુધી માનદ મત્રી તરીકે વ્યવસ્થા કરી હતી તે દરમ્યાન કચ્છી જૈન શ્રીમતોની સહાયતાથી પાલીતાણામા જૈન બોર્ડિંગ, જૈન વિધવાશ્રમ, "આનદ" માસીક અને જૈન પુસ્તક પ્રકાશન સસ્થાઓ, ભાવનગરમા આનદ પ્રીન્ટીંગ પ્રેસ, કચ્છમાં કચ્છી જૈન બાલાશ્રમ, જૈન કન્યાશાળાઓ અને પાઠશાળાઓ તેમજ મુબઇમા કચ્છી જૈન મહિલા સમાજ અને શ્રાવિકાશાળા વિગેરે સસ્થાઓની મે સ્થાપના કરી હતી

સવત ૧૯૬૯ (ઇ સ ૧૯૧૩) મા પાલીતાણામા પૂરની ભયકર હોનારત થતા શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગને ભારે ખોટ ખમવી પડી હતી તા ૨૪-૬-૧૩ ના રોજ મે એ વર્ગ અને તેને હસ્તક ચાલતી સઘળી સસ્થાઓમાથી મારી માદગીના કારણે રાજીનામું આપ્યુ હતું તે વખતે મારી સાથે બીજા પણ કેટલાક વ્યવસ્થાપકોએ રાજીનામા આપ્યા હતા તેથી જૈન બોર્ડિંગ તેના ફડ સાથે તેના ટ્રસ્ટીઓને સુપ્રત કરવામા આવી. કચ્છી જૈન બાલાશ્રમ

માટે નવી વ્યવસ્થાપક સમિતી નિયત કરી જેને એ સંસ્થા સુપ્રત કરવામાં આવી વર્ગનાં બાકી જે વ્યવસ્થાપકો રહ્યા હતા તેમણે આણંદ પ્રીંટીંગ પ્રેસ ભાઈ દેવચંદ દામજી કુંડલાકરને વેચાતુ આપી તેની જે રકમ આવી તેમાથી લેણદારોનું લેણું ચુકવી આપી બાકી વધેલી રકમમાથી રૂ ૧૫૦૦, અંકે રૂપીયા દોઢ હજાર ખર્ચી એક પુસ્તક મંદિર બંધાવ્યું અને તેમા રેલની હોનારત વખતે ભીંજાયેલા પુસ્તકો રાખવામા આવ્યા એ પુસ્તકોની કઈ પણ વ્યવસ્થા તેઓ કરી શકયા નહિ તેથી તેઓએ શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગની સસ્થા બધ કરી અને પુસ્તકો લાલન નિકેતનને અર્પણ કર્યા "

કહેવાની જરૂર નથી કે શ્રી પાલીતાણા જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગનો હુ માનદ મત્રી હતો ત્યારે 'પુસ્તક પ્રકાશન'ની જવાબદારી મારે શિરે હતી અને એજ જવાબદારી આજે ફરી મારા શિરપર આવી છે

વર્ગ તરફથી નાના-મ્હોટા લગભગ પાચ ડજન પુસ્તકો દસ વર્ષમાં પ્રગટ કરવામા આવ્યા હતા તેમા શ્રાવિકા-ભૂષણના ચાર ભાગ, સતી મંડળના બે ભાગ શ્રાવિકા સુબોધ દર્પણ વિગેરેની યોજના મહીલાઓ માટે દિક્ષાકુમારીના બે ભાગ મુનિઓ માટે, જૈન પ્રવેશપોથીના ચાર ભાગ અને જૈન પહેલી-બીજી વિદ્યાર્થીઓ માટે, આનંદમંદિર, પાડવપ્રબોધ, દાનવીર રત્નપાળ, ઉત્તમકુમાર ધર્મવીર જયાનંદ અને પુણ્યપ્રભાવ સામાન્ય જનસમાજ માટે અને તત્ત્વ ભૂમિમાં પ્રવેશ જૈન શશિકાંત, તત્ત્વચિંતામણી ધર્મરત્ન પ્રકરણના ત્રણ ભાગ, ઉપદેશ પદ, ઉપદેશ રત્નાકર અને અધ્યાત્મસાર તાત્ત્વિક બોધના અભિલાષીઓ માટે યોજવામા આવ્યા હતા

સંવત ૧૯૬૯ મા પાલીતાણામા પાણીની રેલ જો આવી ન હત, તો આજે એ સસ્થા તરફથી સખ્યાબધ સુબોધક પુસ્તકો પ્રગટ થઇ શકત, પણ જે ભાવીને ગમ્યુ તે ખરૂ ઉપરોક્ત તમામ પુસ્તકોની યોજના મે કેવળ હિતબુદ્ધિથીજ કરી હતી એ કહેવાની આવશ્યકતા રહેતી નથી

સંવત ૧૯૮૩ }
સને ૧૯૨૭ }

**શાહ શિવજી દેવસિંહ.**

માનદ મત્રી, લાલન નિકેતન-મઢડા.

॥ श्री सर्वज्ञायनमः ॥

# ॥ श्री श्राविकाभूषण ॥

## नमस्कारात्मक मंगलाचरण.

### શાર્દૂલવિક્રીડિત

જેણે આપી સુબોધ પંડિત કરી, બ્રાહ્મી અને સુંદરી,
બાળા બોધ થયો શરૂ જગતમાં, જેના પ્રભાવે કરી,
સ્થાપી સંઘ સુતીર્થમાં શુભ મને, સત્ શ્રાવિકા સત્કૃતિ,
વંદુ તે અરિહંત આદિ જિનને, આપો સદા સન્મતિ

---

### હરિગીત.

આનંદ ભવનો ભવિકતાથી ભવ્ય થઇને અનુભવો,
સ્યો સ્વાદ સુખ સૌભાગ્યનો ઉત્તમ પ્રકારે અભિનવો,
કરી દૂર દુરાચાર ને અજ્ઞાનતાને પરિહરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો.

શો ધર્મ સૌમ્ય સતીતણો કેવું પતિવ્રત પાળવું ?
કયમ નારીએ નિર્મળપણાથી નીતિ મારગ ચાલવું ?
તે જ્ઞાન પુસ્તક વાચવાથી મેળવો આદર કરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો

વ્યવહાર શુદ્ધિ સાચવો એ જૈનનો ઉપદેશ છે,
સમ્યકત્વ સંપાદન થવાને એજ ધર્મ અશેષ છે,
ગૌરવ વધે કયમ ગૌરીનું એ રીતને નિત આચરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો ૩

માતા પિતાની ભક્તિનો ભવવાસમાં શો લ્હાવ છે?
સાસૂ અને સગરાતણી સેવાતણો શો ભાવ છે?
વિચારી એ ગુરૂ વર્ગને સન્માનદા મહિલા કરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો ૪

પતિ ભક્તિનો નવરંગ અંગે સર્વદા ધારણ કરી,
અર્દ્ધાંગરૂપે શ્રાવિકા નિજ નાથ સેવા આચરી,
કાયા મને વચને કરી પ્રાણેશપર પ્રીતિ કરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો ૫

જિન તત્વપર શ્રદ્ધા કરી વાંચો સતી જનની કથા,
તપ દાન ને વ્રત આદરો છોડી બીજી વિકથા વૃથા,
આરાધના જિન ધર્મની પ્રેમે અહર્નિશ આચરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો ૬

આ શ્રાવિકાભૂષણવડે ભૂષિત થઈ ભવ સેવજો,
જ્યાં ધર્મ નીતિતણી કથા વંચાય ત્યાં પ્રીતે જજો,
સત્સંગ ને શુભ શિયળ પાળી નીચ સંગ સદા હરો,
શુભ ધર્મદાયક આ સુબોધક શ્રાવિકાભૂષણ ધરો ૭

આ અનાદિ અને અનંત જગતમાં સ્ત્રી જાતિનો જન્મ કેવો ઉપયોગી છે? સ્ત્રીઓની ઉન્નતિથી શા શા લાભ થાય છે? નારીનો અવતાર કેટલે અંશે પ્રશંસનીય છે? અને કેટલે અંશે નિંદવા યોગ્ય છે? ચતુર્વિધ સંઘમાં શ્રાવિકાઓને ગણવાનો હેતુ શો છે? શ્રાવિકાઓ સદ્‌ગુણી હોય, તો સંસારનું સ્વરૂપ કેવું થાય છે? એ વિગેરે ઘણા પ્રશ્નોનું નિરાકરણ થાય, તેવા ગ્રંથોની હાલ ઘણી જરૂર છે

ચાલતા સમયમાં ચારે તરફ પશ્ચિમની પ્રજાના સંગથી સુધારાનો પવન પ્રસર્યો છે તે સુધારામાં સ્ત્રી કેળવણીને મુખ્ય પદ આપવામાં આવ્યું છે, તથાપિ તે કેળવણીનું બંધારણ જુદા રૂપે બંધાયું છે સ્ત્રી કેળવણીનો પવિત્ર હેતુ કેવી રીતે સચવાય, તેને માટે તેમાં બુદ્ધિબળ વાપરવામાં આવ્યું નથી, એમ તો બેધડક કહેવું જોઇએ આર્ય સ્ત્રીઓની પવિત્ર નીતિ રીતિને જાળવી બાળાઓને બોધ અપાય, તોજ સ્ત્રી કેળવણીનો ખરો હેતુ સચવાય છે, નહિ તો તે કેળવણીના માઠાં ફળ જોવામાં અને અનુભવવામાં આવે છે

ચાલતા પ્રસંગે જૈનોમાં સ્ત્રી કેળવણી કેવી છે? કેવી જોઇએ? અને તેનું સ્વરૂપ કેવી રીતે બાંધવું જોઇએ? એ પ્રશ્નોનું નિરાકરણ થાય, તેવા બહોળા લેખની ઘણી જરૂર છે જૈન વર્ગનો ગૃહસંસાર કેવી રીતે સુધરે? શ્રા-

વિકાઓમા સાસારિક કેળવણી કેવી રીતે વૃદ્ધિ પામે ? અને શ્રાવક સ સાર કેમ સુખી થાય ? તે વિષયનુ વિવેચન કર વાને માટેજ આ ગ્રંથનો ઉદ્દેશ છે જૈન મુનિઓએ પર લોકના સાધન સ પાદન થવાનો હેતુ ધ્યાનમા રાખીને અ નેક ગ્ર થો લખેલા છે સાસારિક ઉન્નતિના લેખ મુનિ ધર્મને પ્રતિકૂળ હોવાથી તેઓએ ઘણાજ જુજ લખ્યા છે તે લેખો એવા છે કે, જે ઉપરથી આપણે જૈન સ સારની સુધારણા કરવાના વિચારોને પલ્લવિત કરી શકીએ, તોપણ આવા પ્રકારના ગ્ર થ ચાલુ સમયને અનુકૂળ અને ઉપયોગી થઈ શકે એ નિ સ દેહ છે, એમ ધારી આ ગ્ર થ લખવાનો આર ભ કરવામા આવ્યો છે

# શ્રી શ્રાવિકાભૂષણ

## પ્રથમાલકાર

### આર ભ

ગુર્જરભૂમિમા અલ કારરૂપ ‘ રૂપનગર ’ નામે એક નગર હતું, એ નગરમા શ્રાવકોની વસ્તી વધારે હતી, ભરતક્ષેત્રમા તેની એક સારા શહેર તરીકે ગણના થતી હતી, હિ દભૂમિના વેપારનું તે મથક હતું, તે સાથે તેમા જૈન ધર્મનો ઉદ્યોત વિશેષ હતો, શ્રાવકોનો મોટો ભાગ વેપારી હોવાથી પૈસે ટકે સુખી હતો, શહેરના મધ્ય ભા

ગમા ઘણા સુંદર દેરાસરો આવેલા હતાં, જુદા જુદા મો-
હોલ્લાઓમા સાધુઓ અને સાધ્વીજીના ઉપાશ્રયો કરવામા
આવ્યા હતા શ્રાવકોની વસ્તી વિશેષ હોવાથી ઘણા સા-
ક્ષર તેમજ નિરક્ષર મુનિઓ ત્યા આવતા હતા કાળના
પ્રભાવે કરીને લોકો જુદા જુદા ઉપાશ્રયના રાગી થયા
હતા, ઉપાશ્રયને લઈને સાધુઓ ઉપર પણ રાગ વિરાગ
જોવામા આવતા હતા

આ શહેરમા **ધર્મદાસ** નામે એક વીશાશ્રીમાળી
શ્રાવક રહેતો હતો, તેને ગગા નામે સ્ત્રી હતી આ બન્ને
સ્ત્રી પુરૂષ પોતાનો ધર્મ પાળવામા પ્રીતિવાળા હતા ધર્મ-
દાસની ઉમ્મર પચાશ વર્ષની હતી, ગગાની વય પાત્રીશ
વર્ષની હતી, ધર્મદાસને આ બીજુ ઘર હતું પ્રથમની સ્ત્રી
ગુજરી ગયા પછી, તેણે ગગાનું પાણીગ્રહણ કર્યું હતું, તેને
કાઈ સતાન થયુ ન હતું ધર્મદાસ બાળવયથીજ અભ્યાસી
હતો, તેણે ધર્મ અને વ્યવહારને લગતા ઘણા પુસ્તકો
વાચ્યા હતા, સસ્કૃત, માગધી, અને ગુજરાતી ભાષામા તે
સારો વિદ્વાન હતો તેના સહવાસથી ગગા પણ સુબો-
ધવાળી થઈ હતી ગગાને ગુજરાતી ભાષા સારી આવ-
ડતી હતી જૈન ધર્મને લગતા આવશ્યકના ગ્રથો તે
સારી રીતે ભણી હતી આ પ્રમાણે ગગા જો કે ભણેલી
હતી, તથાપિ તે સ્વભાવે આગ્રહી અને ઉતાવળી હતી
કોઈ પણ કામ કરવા ધાર્યું હોય, તો તે આગ્રહથી કરતી
હતી, તે સાથે તે વાદિલી હતી તેણીને કોઈ પણ વાદ
કે ચર્ચા કરવી વિશેષ પસદ હતી

ધર્મદાસ દિવસનો ઘણો વખત ધર્મચર્ચા અને ધર્મના ગ્રંથ વાંચવામાં નિર્ગમન કરતો હતો. હમેશા એક બે કલાક તે બન્ને સ્ત્રી પુરૂષની વચ્ચે ધર્મ અને સંસારવિષે ચર્ચા થતી હતી આધુનિક સ્ત્રી કેળવણી વિષે ધર્મદાસ અને ગંગા વચ્ચે મતભેદ થયો હતો ગંગા આધુનિક સ્ત્રી કેળવણીની તરફેણમાં હતી, અને ધર્મદાસ તેની વિરૂદ્ધ હતો

એક વખતે સવારનો વખત હતો, ગંગા દેરાસરમાં પ્રભુના દર્શન કરી પોતાને ઘેર આવતી હતી, તે પોતાના મોહોલ્લામાં વળી, ત્યાં રસ્તામાં એક કાગળનું કવર પડેલું તેના જોવામાં આવ્યું તે વખતે તે રસ્તામાં કોઈ બીજું માણસ ન હતું, તે જોતાજ ગંગાએ હાથમાં લીધું ઉપર શીરનામું ન હતું, તેથી તે વિચારમાં પડી, ઘેર આવી હીંડોળા ઉપર બેસી તેણીએ તે કવર ફોડયું તેમાથી એક ચીઠી નીકળી, જેમાં વિજળી નામની એક સ્ત્રીએ પુષ્પાલચંદ નામના એક તરૂણ ગૃહસ્થ ઉપર અનીતિને રસ્તે દોરનારા અને કુલીન કન્યાને ન છાજે તેવા શબ્દ લખેલા હતા વળી આજકાલના નાટકીય પ્રેમના શબ્દો, કે જે કોઈ હલકા કુળની કન્યા પણ બોલવાને અચકાય, તેવા શબ્દો તેમાં વાકયે વાકયે આવતા હતા તે ઉપરાંત તેણે તેમાં પોતાના તે પ્રસંગના કુવિચારો એવા આપેલા હતા કે, જે વાચતા હાલમાં ચાલતી સ્ત્રી કેળવણી તરફ તિરસ્કાર છુટ્યા વિના રહે નહીં તે ચીઠી નીચે

વિપરીત વિચારની વિજળીએ વાચતા તિરસ્કાર આવે, તેવો એક પ્રેમનો શબ્દ મૂકી પોતાના નામની સહી કરી હતી

આ ચીઠી વાચી, ગ ગા તો ગભીર વિચારમા પડી ગઇ પોતે આધુનિક સ્ત્રી કેળવણીની પૂર્ણ હિમાયતી હો વથી તેણીના મનમા ઘણુ લાગી આવ્યુ તે મનમા આ પ્રમાણે કહેવા લાગી—અહા ! આ શો ગજબ ? સ્ત્રી કેળવણીનુ શુ આવુ ફળ ? કન્યાશાળામા ભણતી છોકરીઓ શુ આવી થાય છે ? પ્રજા વર્ગની મ્યુનીસીપાલીટીના પૈસાનો ઉપયોગ શુ આવો થાય છે ? આવી મોટી મોટી કન્યાશાળાઓને ઉભી કરવાનો હેતુ આવો વિપરિત બને છે ? કુલીન કન્યાઓ શુ આવે રસ્તે દોરાય છે ? સ્ત્રીઓના વાચન અને લેખનનો શુ આવી ચીઠીઓમા ઉપયોગ થાય છે ? ઘણા અફસોસની વાત ! આ વિજળી કોણ હશે ? આવી આવી વિદ્વાન્ વિજળીઓ જાગશે, તો પછી આર્ય દેશની પાયમાલી થવાની સ્ત્રી કેળવણીનુ આવું ફળ ઘણું વિપરિત છે મારા વિદ્વાન્ પતિના વચન ખરેખરા માનવા યોગ્ય છે તેઓ કહે છે કે, સ્ત્રી કેળવણીની જરૂર છે, પણ તેને માટે આધુનિક પદ્ધતિ વીપરીત છે ધર્મ, નીતિ અને શુદ્ધ વ્યવહારનું સગીન જ્ઞાન મળે, તેવા પુસ્તકો કન્યાશાળામા દાખલ કરવા જોઇએ. જ્યા ધર્મકથા કે નીતિના વ્યાખ્યાનો થાય, ત્યા સ્ત્રીઓને મોકલવી જોઇએ. પશ્ચિમના સુધારાના વિચારો તેમના હૃદયમા ઉતરવા ન જોઇએ, તેમના જેવી છુટ અને તેમના જેવી ઉચ્છૃખલતા આર્ય

સ્ત્રીઓમા ન થાય, તેવા ઉપાયો યોજવા જોઇએ મારા પતિના આ વિચાર ખરેખરા ગ્રાહ્ય છે આ બાબતમા હું ઘણીવાર તેમની સામે થતી, તે મારી મોટામા મોટી ભુલ છે હવે આજથી હુ મારા વિચાર ફેરવીશ મારા આસ્તિક અને ધાર્મિક પતિના વિચારને અનુસરીશ બનતો પ્રયત્ન કરી સ્ત્રીઓની નીતિ રીતિ સુધરે, તેવા કાર્ય આદરીશ પ્રથમ મારા સ્વધર્મી બધુઓની સ્ત્રીઓ સુધરે, અને શ્રાવકનો સસાર શ્રેષ્ઠ રીતે ચાલે, તેવો મારે પ્રયત્ન કરવો જોઇએ સર્વ જ્ઞાતિ કરતા શ્રાવકવર્ગ હજુ ઘણો પછાત છે તે વિષે મારે યથાશક્તિ પ્રયાસ કરવો, અને તેને માટેજ અભિગ્રહ ધારણ કરવો મારા પતિને પણ તે કાર્યમા જોડવા, તેઓ સારી રીતે શ્રાવિકાઓને સુધારી શકશે

આવો દઢ નિશ્ચય કરી, ગગા હીંડોળા ઉપર વિચાર કરતી બેઠી હતી, ત્યા ધર્મદાસ શેઠ આવ્યા ગગાએ ઉભા થઇ પતિને માન આપ્યુ આજે વળી તેણીએ પતિ તરફ વધારે ભક્તિ દર્શાવી ધર્મદાસે પૂછ્યુ, કેમ શેઠાણી ! આજ વધારે આનદમા દેખાઓ છો ? ગગા જરા હાસ્ય કરી બોલી—પ્રાણનાથ ! બીજુ કાઇ નથી આજે મારા વિચારમા અચાનક ફેરફાર થઇ ગયો છે તમારા પ્રૌઢ અને વિદ્વત્તા ભરેલા વિચારને હુ અતકરણથી માન આપુ છુ, એમ કહી તેણીએ પેલી ચીઠી શેઠના હાથમા આપી ધર્મદાસે તે વાચી, અને મો મલકાવી ગગાને કહ્યુ, જોયું, હાલની સ્ત્રી કેળવણીનુ પરિણામ ? આ ચીઠી તમને શી

રીતે મળી ? ગ ગાએ કહ્યુ, હું દેરાસરમાથી દર્શન કરી આવતી હતી, ત્યા રસ્તામાથી એ ચીઠી મળી તેની ઉપર શીરનામા વગરનું કવર હતું, એટલે મે તે ફોડીને વાચી, અને તે વાચતાજ ઘણો વિચાર થયો પ્રાણનાથ! હવે ગમે તેમ કરીને પણ આવી કેળવણીમાથી આપણી શ્રાવક કોમને બચાવો તમારી વિદ્વતાનો લાભ જૈન બાલિકાઓને અને શ્રાવિકાઓને આપો મારે હવે બીજી કોઇ જાતની ઇચ્છા નથી આપણને કાઇ સ તાન નથી, તેમ બીજી કાઇ ઉપાધિ નથી, તો હવે આપણે એજ કર્તવ્ય કરવાનુ છે. મારે સ સાર ભોગવવાની કાઇ ઇચ્છા નથી જો કાઇ પણ આયુષ્ય હોય, તો હુ મારી સ્વધર્મી બહેનોનો સ સાર સુધારવા પ્રયત્ન કરીશ

ગ ગાની આવી ઇચ્છિા જાણી, ધર્મદાસ શેઠ ખુશી થયા તરતજ તેઓ બ ને ઉપાશ્રયે ગયા, અને કોઇ વિદ્વાન્ મુનિની પાસે તેમણે સ ઘની સમક્ષ ચોથા વ્રતની બાધા લીધી લોકોએ તેમને ઘણો ધન્યવાદ આપ્યો ત્યારથી ધર્મદાસ શેઠે તે મોહોલ્લાની અ દર આવેલી ધર્મશાળામા એક શ્રાવિકાશાળા સ્થાપી પછી દરરોજ પોતે નિયમિત વખતે તેમા જવા લાગ્યા, અને આસપાસની શ્રાવિકાઓને એકઠી કરી, ધર્મ તથા નીતિની વાર્ત્તાઓ કહેવા લાગ્યા

રૂપનગરના એક મોહોલ્લામા લક્ષ્મીચ દ નામે શ્રાવક અને તારા નામે તેની સ્રી રહેતાં હતાં એ બે જણા પોતાનો ધર્મ પાળવામાં પ્રીતિવાળા હતા લક્ષ્મીચ દ ધાર્મિક અને

સુવિચારવાન્ હતો તે નગીનદાસ નામના નાણાવટીને ત્યા નોકર હતો તેને દીવાળી નામે એક દીકરી હતી તેને ગામમા એક કુળવાન્ શ્રાવકને ત્યા પરણાવી હતી તારા સ્વભાવે સારી હતી, પણ ઘણુ ભણેલી નહતી તે પોતાના ઘર કામમાજ સાવધાન રહેતી હતી

એક વખતે પોતાના પાડોશમા રહેનારી અજવાળી નામની સ્ત્રીને બહાર જતી જોઇ, તારાએ પુછ્યુ, બ્હેન ! ઉતાવળા કયા જાઓ છો ?

અજવાળી બોલી–તારા બ્હેન ! શ્રાવિકાશાળામા જાઉં છુ, તમારે આવવુ હોય તો ચાલો ત્યા ઘણી સારી ઉપદેશ વાર્તા થાય છે, ને ઘણી શ્રાવિકાઓ મળે છે હુ હમેશા ત્યા જાઉં છુ, આખો દિવસ ઘરમા બેસી રહેવુ કેમ ગમે ? આ તો એક પ થ ને દો કાજ જરા બે માણસના મો જોવાય, ધર્મ અને નીતિની વાર્તા સ ભળાય, અને પગ છુટો થાય જો તમારી મરજી હોય તો ચાલો રૂડ્યુ, ઘરમા પડી રહેવુ કેમ ગમે ?

તારા કહે છે, બ્હેન ! મને તો બાહેર રખડવુ ગમતુ નથી આપણે તો એવી કથા વાર્તામા કાઈ સમજીએ નહિ તમે એકલા જાઓ, ભલેને તમનેજ સ્વર્ગનુ વિમાન મળે, અમારૂ જે થવાનુ હશે તે થશે

અજવાળી બોલી–બ્હેન તારા ! તમે આવુ શુ કહો છો ? એકવાર આવો તો ખરા, જો ગમે તો બેસજો, નહીં તો પાછા ચાલ્યા આવજો, ત્યા કોણ બાધી રાખે છે ?

તારાએ પુછયુ, બ્હેન અજવાળી ! તે ઉપદેશ વાર્ત્તા કરનાર સાધુજી કયારે આવ્યા છે ? તે વખાણને બદલે ઉપદેશ કથા કેમ કરે છે ? સાધુને વળી શ્રાવિકાશાળામા ઉપદેશ કરવો યોગ્ય કહેવાય ?

અજવાળી બોલી—તારા બહેન ! તે સાધુજી નથી, પણ ધર્મદાસ નામે આપણા શ્રાવક છે તેઓ ચોથા વ્રતની બાધા લઇને શ્રાવિકાઓને બોધ દેવાનુ વ્રત લઈનેજ બેઠા છે ગગા નામે તેમના સ્ત્રી છે, તે પણ તે કાર્યમાં તત્પર થઈ સહાય કરે છે બ્હેન ! હવે વધારે પડપુછ શુ કરો છો ? જો આવવુ હોય તો ચાલો, વખત થઇ ગયો છે તારા જવાને તૈયાર થઈ, એટલે તેની દીકરી દીવાળી બોલી—બા ! જો તમારી મરજી હોય તો હુ પણ આવુ, મને ધર્મ નીતિની વાર્તાઓ બહુ ગમે છે અમારી કન્યાશાળામા અમારા મેતીજી ગોમતીબાઈ ઘણા માયાળુ છે, તેઓ અમને નીતિની ચોપડીઓ વાચવાની હુમેશા ભલામણ કરે છે મારી બેનપણી અચરતનો વર લાઇબ્રેરીયન છે, તેની મારફત હુ નવી નવી નીતિની ચોપડીઓ મગાવીને વાચુ છુ અજવાળીએ દીવાળીને સાથે આવવાની હા કહી, પછી તે ઓ બધા ધર્મદાસ શેઠની શ્રાવિકાશાળામા આવ્યા

શ્રાવિકાશાળાનું મકાન ધર્મશાળાના એક ભાગમા રાખ્યુ હતું, બીજા ભાગમા યાત્રાળુઓ આવી ઉતરતા હતા. શ્રાવિકાઓને માટે ત્યા સર્વ પ્રકારની ગોઠવણ કરવામા આવી હતી બાળા વર્ગ, પૌઢા વર્ગ, અને વૃદ્ધ વર્ગ એમ ત્રણ

પ્રકારના વર્ગો પાડેલા હતા દરેક વર્ગની સ્ત્રીઓ પોતપો-
તાની વયને ઘટે તેવું ધર્મ તથા નીતિનું જ્ઞાન મેળવતી હતી
સર્વનો જુદો જુદો વખત રાખવામાં આવ્યો હતો, ઉપદે
શ વાર્ત્તા વખતે ત્રણે વર્ગ સાથે થતા હતા, ઉપદેશ વાર્ત્તા
નો વખત બપોરે બેથી ચાર વાગ્યા સુધીનો હતો, તે વ
ખતે પવિત્ર હૃદયના ધર્મદાસ શેઠ સાદા આસન ઉપર બેસી,
જુદા જુદા વિષય ઉપર વ્યાખ્યાન આપતા હતા

તારા, અજવાળી અને દીવાળી, બધા શ્રાવિકાશાળા
મા આવ્યા, તે વખતે ઉપદેશ વાર્ત્તાનો આરંભ થવાની
તૈયારી હતી ધર્મદાસ શેઠ આવીને બેઠા હતા, આસપાસ
ત્રણે વર્ગની શ્રાવિકાઓ ઉપદેશ સાંભળવા બેઠી હતી

પ્રથમ ધર્મદાસ શેઠ નવકાર મંત્ર ભણી અર્હત
પ્રભુને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ કરી, નીચેની કવિ
તા ઉંચે સ્વરે બોલ્યા —

### पुष्पिताग्रा

વિમળ હૃદયથી કરી વિચારો,
પરહરિ દુષ્ટ રિવાજ ધર્મ ધારો,
શુભ ગુણ ધરી શ્રાવિકા સુધારો,
જિનવરનો નય માર્ગ એજ સારો ૧

ગૃહ નિધિ તરવારનું નાવ નારી,
ધરિ હૃદયે શુભ વાત એજ સારી,
અર્પી સુમતિ બાલિકા સુધારો,
પતિવ્રતનો મહિમા વડો વધારો ૨

વિનતિ હૃદિ ધરો વિનીત માતા,
સુગુણી સુતા સુખ થી કરો સુમાતા,
અવગુણ ગુણપુંજ બીજ જે છે,
જનની વિષે જગમા અધીન તે છે ૩

## શાર્દૂલવિક્રીડિત.

બ્હેનો ! અગ ઉમ ગથી હૃદયમા સદ્બોધને સ્થાપજો,
આ સસાર સુવૃક્ષના સદ્બીજો પ્રેમેથી તે વાવજો,
આપી આદર પૂજનીય જનને સન્માર્ગમા ચાલજો,
આ સંસાર સુધારવા સહુ મળી સાધર્મીને વાળજો ૧

ઉપર પ્રમાણે કવિતા બોલ્યા પછી ધર્મદાસ શેઠે ઉપદેશ વાર્તા શરૂ કરી કેટલીએક ઉપદેશનો પ્રસ ગ ચાલતા તે મણે શ્રી જાતિની ઉપયોગિતા વિષે વિવેચન કરવા માડયુ, ત્યા મણિ નામની એક સાક્ષર શ્રાવિકાએ બે હાથ જોડી નીચે પ્રમાણે પુછયુ —

ધર્મદાસ કાકા ! મને એક શ કા થાય છે, જો તમારી આજ્ઞા હોય તો પુછુ ધર્મદાસે કહ્યુ, મણિ બ્હેન ! ખુશીથી પુછો જેને શ કા થાય, તેણે ખુશીથી પુછવુ

મણિ કહે છે—ગઈ કાલે હુ જતિની પોળમા ગઈ હતી, ત્યા કોઈ મુનિ મહારાજ વખાણ વાચતા હતા તે મોહોલ્લાના ઘણા લોકો તે સાભળવા આવ્યા હતા, તે વખત તે વિદ્વાન મુનિએ નીચેના વાકયો કહ્યા હતા, તે સાભળી મને આશ્ચર્ય થયુ હતુ આપને પુછવા માટે તે વાકયો મે મારી ચોપડીમા લખી લીધા, અને મુખે કરી લાવીછુ.

ધર્મદાસ—બોલો, તે કયા વાકયો છે ? .

તેમા સ્ત્રીઓને કાઈ પણ સબધ હોતો નથી, તે છતા સ્ત્રી જાતિને માથે એકલક કેમ મુકવામાઆવે છે? તે વિષે કાઇ સમજાતું નથી, તો કૃપા કરી તેનો ખુલાસો આપશો

પાચમા વાકયમા કહ્યુ કે, " સ્ત્રી દુખની ખાણરૂપ છે " આ વચન આપણુ ચોખ્ખો પક્ષપાત લાગે છે આ સ સારરૂપ સાગરને વ્યવહારપક્ષે તારનારી તરણીને પુરૂષો દુખની ખાણરૂપ કહે અને માને, તે કેવી વાત કહેવાય? સ્ત્રીઓમાજ દુખ હોય, તો પછી પુરૂષો સર્વ । સુખનુ ધામજ છે, એમ માનવું જોઇએ, તેમ કોઈ રીતે સિદ્ધ થઇ શકતું નથી પુરૂષ જાતિ પણ દુખની ભરેલી, અને દુખ આપનારી કયા નથી? એકલી સ્ત્રી જાતિને ઉદેશીને તેમ કહેવુ, તે વિચારવા જેવુ છે જેટને દરજ્જે સ્ત્રીઓ દુખની ખાણરૂપ છે, તેટલે દરજ્જે પુરૂષો કેમ નથી? આ બાબત વિષે દીર્ઘ વિચાર કરવો જોઇએ તેમજ સ્ત્રીજાતિને આવુ અધમાધમ કલક લગાડતા જરા વિચારવુ જોઈએ જો સ્ત્રીઓને દુખની ખાણ કહો, તો પછી વ્યવહાર માર્ગને મોટી હાનિ પહોચશે ગૃહરૂપ રાજ્યતત્રને ચલાવનારી સ્ત્રી ઉપર કોણ પ્રેમ કરશે? કોણ તેની ઉપર વિશ્વાસ રાખશે? તેને પ્રેમનું પાત્ર ગણી કોણ માન આપશે? તેના સદ્ગુણો તરફ માન દૃષ્ટિથી કોણ જોશે? તેના સતીધર્મની પ્રશસા કોણ કરશે? ભવિષ્યમા સતતિના ઉદયની તેણીનીપર આશા કોણ રાખશે? કોઈ પણ તેની દરકાર કરશે નહિ સ્ત્રી દુખની ખાણ છે, એમ માની પુરૂષ તેનો સગ કરશે નહિ, કોઇ પણ તેના સહવાસમા રહી ગૃહધર્મ ચલાવશે નહિ અને પુરૂષ માત્ર તેનાથી દૂરજ રહેશે એટલુ જ નહિ, પણ આ જગતમા સ્ત્રી જાતિને અનુપયોગી ધારી, તે તરફ સર્વત્ર તિરસ્કારની દૃષ્ટિએજ જોશે.

ધર્મદાસ કાકા ! આ વિષે મને મોટો સંદેહ પડયો છે ચતુર્વિધ સંઘમા જે શ્રાવિકાની ગણના થાય છે, તે શ્રાવિકા સ્ત્રી જાતિને લઇ નિંદાનુ પાત્ર બને, તે કેમ સંભવે ? સતી શ્રાવિકાઓના નામ જૈન ધર્મની આવશ્યક ક્રિયામા ગવાય છે તે સતીઓ સ્ત્રી જાતિજ છે મલ્લીનાથ કે જે મલ્લીકુમારી હતા, તેમણે તીર્થંકર પદ સંપાદન કર્યું હતુ, તે પણ સ્ત્રી જાતિજ હતા આવી રીતે કેટલીક સ્ત્રીઓ ઉત્કૃષ્ટ સ્થિતિમા આવેલી છે, તે છતા તે જાતિની આટલી બધી નિંદા શાસ્ત્રકારોએ કેમ કરી હશે ?

આ શંકાનુ સમાધાન કૃપા કરી કરશો મને તો તે વિષે લાખી લાખી શંકાઓ થયા કરે છે મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે અનેક તર્કવિતર્ક થયા કરે છે મને એમ પણ લાગે છે કે, શાસ્ત્ર લખનારા પુરૂષો હોય છે, તેથી વખતે પુરૂષોએ પોતાની જાતને શ્રેષ્ઠ બતાવવા માટે તો તેમ નહિ લખ્યુ હોય ? અથવા એમ પણ થાય છે કે, સર્વકાળ સ્વતંત્રતા ભોગવનારી પુરૂષ જાતિએ સ્ત્રી જાતિને પરતંત્રતાના પાશમા સદા રાખવા માટેજ આવા લેખ લખ્યા હશે વળી એવો પણ વિચાર આવે છે કે, જે શાસ્ત્રો સર્વજ્ઞ પ્રણીત તેમજ તેવા ઉત્તમ જૈન વિદ્વાનોના લખેલા હોય, તેમા જો એવા લેખ હોય, તો તે નિષ્પક્ષપાતીજ હોવા જોઇએ તે મહાશયો કદિ પણ પક્ષપાત રાખેજ નહિ તેમને પુરૂષ જાતિ અને સ્ત્રી જાતિ સમાનજ છે તેમના વચનમા જાતિપરત્વે પક્ષપાત હોવોજ ન જોઈએ તે છતા તેઓના વચનમા મને આવો તર્ક થયા કરે છે ધર્મદાસ કાકા ! માટે કૃપા કરી મારો આ સંદેહ દૂર કરો મને સ્ત્રી જાતિ ઉપર પક્ષપાત સ્વભાવથી હોય, પણ જો યુક્તિપૂર્વક તેમ સિદ્ધ

થતું હોય, તો વિસ્તારથી જણાવો જ્યારથી મે એ પાચ વાક્ય સાભળ્યા છે, ત્યારથી મારા મનમા મોટી ચિતા થઇ પડી છે "આ જગત્મા શુ સ્ત્રીજાતિ નિદવા યોગ્ય અને અનુપયોગી છે? સ્ત્રીઓનો અવતાર પુરૂષોને દુખ આપવાને માટે છે? શુ વિશ્વના પુરૂષોનો સમાજ સ્ત્રીઓને લઇને નરકનો અધિકારી થાય છે? શુ માનવમડળને દુખદાયક દારાઓજ છે? શુ પુરૂષો એકલાજ પવિત્ર અને સ્ત્રીઓ અપવિત્ર છે? અરે કર્મ! તમે અમારી અધમ જાતિને કેમ પ્રેરો છો? અરે દૈવ! જગતમા દુખની ખાણરૂપ અમે કેમ કહેવાઇએ છીએ? જો સ્ત્રી જાત મૂળથીજ ન હોત તો, માનવ જીવન દુખરૂપ ગણાત નહિ સ્ત્રી વિના એ જીવન ઉત્તમ શ્રેણીએ આરૂઢ થઇ શકત પુરૂષોને અધપાત કરનારી સ્ત્રીઓ શામાટે પેદા થઇ? આ સસારમા સ્ત્રી જીવનનેજ શામાટે ધિક્કાર્યું હશે?" આવી મહા ચિતામા હુ મગ્ન થઇ ગઇ છુ અને મારા જીવન ઉપર અપ્રીતિ ઉત્પન્ન થઇ છે મણિના આવા વચન સાભળી ધર્મિષ્ટ હૃદયવાળા ધર્મદાસ વિચારમા પડ્યા તેણે ચિતવ્યુ કે, આ સુશીલ શ્રાવિકાનુ કહેવુ યથાર્થ છે તેણીના નિર્મળ હૃદયમા જે જે શકાઓ ઉત્પન્ન થઇ છે, તે સમાધાન કરવા યોગ્ય છે સ્ત્રીઓની બુદ્ધિ અલ્પ હોય છે, તેથી તેણીએ તે વિષે વિચાર કર્યો નથી, માટેજ આવી શકાઓ તેને થઇ છે તે પવિત્ર શ્રાવિકાનુ હૃદય ધાર્મિક છે, તેણીએ જેવુ સાભળ્યુ, તે ઉપર વિચાર કરીને કહ્યુ છે તે યોગ્યજ છે જ્યારે હુ તેને વ્યવહારયુક્ત ગૃહધર્મ તથા નીતિએ ભરેલા સ્ત્રી ધર્મ પહેલેથી જણાવીને, અને તેને લગતા ઉત્તમ દ્રષ્ટાતો આપીને સમજાવીશ, ત્યારે તેના મનની શકાઓ દૂર થશે પછી જ્યારે તે વૈરાગ્યના બોધને યોગ્ય થશે, ત્યારે વૈરા

ગ્યના વચનોથી તેમને બોધ કરીશ જો અત્યારે પ્રથમજ વૈરાગ્યનો બોધ આપુ, તો તે પૂર્ણરીતે સમજી શકશે નહિ, તેમજ તે પોતાના હૃદયમા વૈરાગ્યના સ્વરૂપને ધારણ કરી શકશે નહિ જ્યારે વૈરાગ્યની ભાવનાથી તેનુ હૃદય ભાવિત થશે, ત્યારે તે જાગૃત થશે વૈરાગ્ય એ વસ્તુ સર્વોત્તમ છે, જેમના હૃદયમા વૈરાગ્યે વાસ કર્યો નથી, ત્યા સુધી તે સુખી થતા નથી, તેમને અપાર દુ ખ થયા કરે છે જ્યા વૈરાગ્ય ત્યા સ વેગ, દેશ વિરતિ ધર્મ, અને ચારિત્ર ધર્મ પોતાની મેળે પ્રાપ્ત થાય છે માટે હજુ આ સ્ત્રીનુ હૃદય વૈરાગ્યની દેશનાને યોગ્ય નથી હળવે હળવે વ્યવહાર ધર્મ તથા નીતિ ધર્મનો બોધ આપી, તેમને વૈરાગ્યના માર્ગ ઉપર લાવવી જોઇએ ”

આવો વિચાર કરવામા ધર્મદાસ થોડીવાર સુધી બોલ્યા નહીં, એટલે મણિ શ્રાવિકા વિચારમા પડી તેણીના મનમા થયુ કે, મારા પ્રશ્નનો અર્થ કાઇક ગ ભીર છે ખરો, ધર્મદાસ કાકા કેવા વિચારમા પડ્યા છે ? અથવા પોતે પુરૂષ હોઇ પક્ષપાત તો નહિ કરે ? કેમ બોલતા નહિ હોય ! મણિ આવો વિચાર કરતી હતી, ત્યા ધર્મદાસ શેઠ બોલ્યા, મણિ બેન ! અધીરા થશો નહીં, હુ તમારા પ્રશ્નનો ઉત્તર આપીશ મને જે વિચાર થયો છે, તે તારે માટેજ થયો હતો તારા જેવી ચતુર અને બુદ્ધિશાળી શ્રાવિકાને હુ ધન્યવાદ આપુ છુ તારી ચમત્કારી બુદ્ધિને સાબાશી ઘટે છે, તારા જેવી સાર, અસાર તથા દરેક કામમા સારૂ નઠારૂ અથવા ખરૂ ખોટુ શોધી કાઢનારી શ્રાવિકા કોઇકજ હોય છે તારા વચનો સાભળી એમ પણ

જણાઇ આવે છે કે, તને પોટા ઉપર ત્રાસ છે, અને સાચા ઉપર પ્રીતિ છે તારામા શ્રાવિકાનો ધર્મ જણાઈ આવે છે, તને ધર્મ ઉપર પ્રીતિ છે, એમ સાબીત થાય છે જૈન ધર્મના માર્ગે ચાલી ગૃહ વ્યવહારના માર્ગને સુધારનારી તારા જેવી શ્રવિકાઓ થોડી હશે

મતિબેન! તમે ખોટુ લગાડશો નહિ, તમારામા સ્ત્રી જાતિનો જે દુર્ગુણ કહેવાય છે, તે પણ જણાઇ આવે છે તે એ કે, તમે જે જે શકાઓ કરી છે, તેમા દીર્ઘ વિચાર કર્યો નથી, ઉતાવળથી કામ લીધુ છે તમા ા ઉતાવળા સ્વભાવથી તમે તીર્થંકર ભગવતને અને બીજા મો વિદ્વાનોને પુરૂષ જાતિના પક્ષપાતિ કરી લીધા છે વળી શ્રાવકના દોષમા ગણાતો શકા એક દેવા છે, તે તમે દૂર કરી શક્યા નથી, એટલોજ તમારો દોષ છે જો તમારામા એ દેષ ન હોત, તો તમે પુરૂષ જાતિથી પણ શ્રેષ્ટ કહેવાત તમારી ગણના એક સારા વિદ્વાનોની પક્તિમા થાત તથાપિ ત માર બીજા ગુણો જોતા તમારાથી હુ ઘણો પ્રસન્ન થયો છુ, તમારા જેવી સ્ત્રીવાળો સસારમા સર્વથી સુખી હોય છે જે પુરૂષને તમારા જેવી સ્ત્રી મળે તે ખરેખરો પુણ્યવાન છે તમારા જેવા સ્ત્રી રત્નથી ગૃહ-સસાર દીપી નીકળે છે તમારા સુશીલ સ્વભાવને લઈને શ્રાવક કુળ પ્રશસાપાત્ર ગણાય છે જ્યા સદ્ગુણી શ્રાવિકાઓ હોય, ત્યાજ આર્હત ધર્મ પૂર્ણ રીતે પ્રકાશે છે મતિ બેન! તમને ધન્યવાદ ઘટે છે હવે જે જે શકાઓ તમે કરી છે, તે ઉપર વિચાર કરી હુ તમારી શકાઓને દૂર કરીશ મારી બુદ્ધિ પ્રમાણે હુ સમાધાન કરીશ, તથાપિ જો તમને મનમા અસતોષ રહે કે બાધા જેવુ લાગે, તે મને પુછજો, જરા

પણ સંકોચ પામનો નહિ ધર્મદાસ શેઠના આવા વચન સાભળી મણી બોલી—કાન ! મે જે સ્ત્રી સ્વભાવને લઇ ધર્મ વિરૂદ્ધ શંકા કરી તે ક્ષમા કરો, અને મને મિથ્યા દુષ્કૃત હો આપ માગ કલ્યાણની વાત કહો, તેમા જો હુ દુઃખ લગાડુ, તો પછી મારા જેવી કોઇ મૂર્ખ નથી આપની ઉપદેશ વાર્ત્તા સાભળવાથી મને આનંદ આવે છે આપ જે કાંઈ કહો છો, તેમા અમારૂ હિતજ ગ્હેલુ હોય છે અમારા જેવી અલ્પમતિ અબળાને આપના પવિત્ર ઊપદેશનો ઘણો લાભ મળે છે તમે ગમે તેટલા લખાણથી અમને ઉપદેશ આપોછો તોપણ અમને કંટાળો આવતો નથી તમારી વાણી સાભળવાને વિશેષ રસ આવે છે, માટે કૃપા કરી મારા મનનુ સમાધાન થાય તેવી રીતે કોઈપણ વ્યાખ્યાન કરી મને સમજાવો હુ અજ્ઞાની સ્ત્રી છુ મને હજુ મારા ઘરના વ્યવહારનુ ભાન નથી, તો ધર્મશાસ્ત્ર તથા નીતિશાસ્ત્રનુ તો ક્યાથી ભાન હોય ? તેમા પણ શ્રી અર્હંત પ્રભુના સ્વરૂપનુ જ્ઞાન તો હોયજ ગેનુ ? અમે અજ્ઞાની અબળાઓનો આખો દિવસ નકામી કુથલી કરવામાજ જાય છે જ્યારથી તમે આ શ્રાવિકાશાળા સ્થાપન કરી, ત્યારથી અમારા ભાગ્યનો ઉદય થયો છે નહિ તો અમારી શી ગતી થાત ? શ્રાવિકાઓ ઘણે ભાગે અભણ હોવાથી ધર્મ કે નીતિમા સમજતી નથી તેઓનુ જીવન પશુના જેવુ જ હોય છે એક બે સ્ત્રી ભેગી થઇ કે, બીજાની કુથલી કરવા મંડી જાય છે પોતાનો ગૃહ સંસાર સુધારવાની તો કયા થીજ વાત ? તેઓ પોતાના દોષ જોતી નથી, અને બીજાના દોષ દર્શાવવા તત્પર થાય છે વળી કોઇ સારી વાત કહે

જણાઇ આવે છે કે, તને ખોટા ઉપર ત્રાસ છે, અને સાચા ઉપર પ્રીતિ છે તારામા શ્રાવિકાનો ધર્મ જણાઈ આવે છે, તને ધર્મ ઉપર પ્રીતિ છે, એમ સાબીત થાય છે જૈન ધ ર્મના માર્ગે ચાલી ગૃહ વ્યવહારના માર્ગને સુધારનારી તારા જેવી શ્રાવિકાઓ થોડી હશે

મણિબેન ! તમે ખોટુ લગાડશો નહિ, તમારામા સ્રી જાતિનો જે દુર્ગુણ કહેવાય છે, તે પણ જણાઇ આવે છે તે એ કે, તમે જે જે શકાઓ કરી છે, તેમા દીર્ઘ વિચાર કર્યો નથી, ઉતાવળથી કામ લીધુ છે તમાના ઉતાવળા સ્વભાવથી તમે તીર્થંકર ભગવતને અને બીજા જૈન વિદ્વા નોને પુરૂષ જાતિ ના પક્ષપાતિ કરી લીધા છે વળી શ્રાવકના દોષમા ગણાતો રાગ દ્વેષ એક દેષ છે, તે તમે દૂર કરી શકયા નથી, એટલોજ તમારો દોષ છે જો તમારામા એ દ્વેષ ન હોત, તો તમે પુરૂષ જાતિથી પણ શ્રેષ્ઠ કહેવાત તમારી ગણના એક મારા વિદ્વાનોની પક્તિમા થાત તથાપિ ત મારા બીજા ગુણો જોતા તમારાથી હુ ઘણો પ્રસન્ન થયો છુ, તમારા જેવી સ્રીવાળો સસારમા સર્વથી સુખી હોય છે જે પુરૂષને તમારા જેવી સ્રી મળે તે ખરેખરો પુણ્યવાન છે તમારા જેવા સ્રી રત્નથી ગૃહ-સસાર દીપી નીકળે છે તમારા સુશીલ સ્વભાવને લઈને શ્રાવક કુળ પ્રશસાપાત્ર ગણાય છે જ્યા સદ્ગુણી શ્રાવિકાઓ હોય, ત્યાજ આર્હત ધર્મ પૂર્ણ રીતે પ્રકાશે છે મણિ બેન ! તમને ધન્યવાદ ઘટે છે હવે જે જે શકાઓ તમે કરી છે, તે ઉપર વિ ચાર કરી હુ તમારી શકાઓને દૂર કરીશ મારી બુદ્ધિ પ્રમાણે હુ સમાધાન કરીશ, તથાપિ જો તમને મનમા અસતોષ રહે કે બાધા જેવુ લાગે, તે મને પુછજો જરા

પણ સંકોચ પામશો નહિ ધર્મદાસ શેઠના આવા વચન સાભળી મણી બોલી—કાકા ! મે જે સ્ત્રી સ્વભાવને લઇ ધર્મ વિરૂદ્ધ શંકા કરી તે ક્ષમા કરો, અને મને મિથ્યા દુષ્કૃત હો આપ મારા કલ્યાણની વાત કહો, તેમા જો હુ દુખ લગાડુ, તો પછી મારા જેવી કોઇ મૂર્ખ નથી આપની ઉપદેશ વાર્ત્તા સાભળવાથી મને આનદ આવે છે આપ જે કાંઇ કહો છો, તેમા અમારૂ હિતજ રહેલુ હોય છે અમારા જેવી અલ્પમતિ અબળાને આપના પવિત્ર ઉપદેશનો ઘણો લાભ મળે છે તમે ગમે તેટલા લબાણથી અમને ઉપદેશ આપોછો તોપણ અમને કંટાળો આવતો નથી તમારી વાણી સાભળવાને વિશેષ રસ આવે છે, માટે કૃપા કરી મારા મનનુ સમાધાન થાય તેવી રીતે કોઇપણ વ્યાખ્યાન કરી મને સમજાવો હું અજ્ઞાની સ્ત્રી છુ મને હજુ મારા ઘરના વ્યવહારનુ ભાન નથી, તો ધર્મશાત્ર તથા નીતિશાત્રનુ તો ક્યાથી ભાન હોય ? તેમા પણ શ્રી અર્હત પ્રભુના સ્વરૂપનુ જ્ઞાન તો હોયજ શેનુ ? અમે અજ્ઞાની અબળાઓનો આખો દિવસ નકામી કુથલી કરવામાજ જાય છે જ્યારથી તમે આ શ્રાવિકાશાળા સ્થાપન કરી, ત્યારથી અમારા ભાગ્યનો ઉદય થયો છે નહિ તો અમારી શી ગતી થાત ? શ્રાવિકાઓ ઘણે ભાગે અભણ હોવાથી ધર્મ કે નીતિમા સમજતી નથી તેઓનુ જીવન પશુના જેવુ જ હોય છે એક બે સ્ત્રી ભેગી થઇ કે, બીજાની કુથલી કરવા મડી જાય છે પોતાનો ગૃહ સસાર સુધારવાની તો ક્યા બીજ વાત ? તેઓ પોતાના દોષ જોતી નથી, અને બીજાના દોષ દર્શાવવા તત્પર થાય છે વળી કોઇ સારી વાત કહે

તો તેને તોડી પાડે છે અને ગમે તે રીતે નિભાવ કરે છે આવો સ્ત્રી સ્વભાવ છે, તે તમારા ઉપદેશથી સુધરે છે કાકા ! તમે શ્રાવિકાશાળા સ્થાપીને અમારો મોટો ઉપકાર કર્યો છે અમે સ્ત્રી જાતિ કે જે સદા અજ્ઞાનતામાજ રહેનારી હતી, તેને આવા મારા સારા ઉપદેશ આપી શ્રાવિકા ધર્મનો તેમજ ગૃહ સસારનો બોધ કરવા આવો ઉત્સાહ ધરોછો, તે કાઇ જેવુ તેવુ પુણ્ય નથી

ધર્મદાસ શેઠ બોલ્યા—મણિબેન ! તારા વિચાર સાભળી મને ઘણો આનદ થાય છે મે જે કાઇ આ કાર્ય ઉઠાવ્યુ છે, તે મારા સ્વાર્થને માટેજ છે ઉપદેશ વાર્ત્તા કરનાર અને સાભળનાર બનેને લાભ મળે છે તેમા આ કામ આરભ થવાનુ મૂળ કારણ આ તારી ( ગગા ) કાકી છે તેના સારા વિચારને લઇનેજ આ શ્રાવિકાશાળાનો આરભ થયો છે, માટે પુણ્યનો મોટો લાભ તો તેનેજ છે મણિએ ગગા તરફ દ્રષ્ટિ કરી કહ્યું, ગગા કાકી ! મારા ધર્મદાસ કાકા કહે છે, તે ખરૂ છે ? તો અમે તમારો પણ ઉપકાર માનીએ છીએ તમારા જેવી ધર્મિક અને પરોપકારી શ્રાવિકાને પૂર્ણ ધન્યવાદ ઘટે છે ગગાએ વિનયથી જવાબ આપ્યો મણિબેન ! એમા મે શુ કર્યું છે ? બધો પ્રભાવ તમારા કાકાનોજ છે મારા મનમા એમ તો થયુ હતુ કે, આજકાલ સુધારાનો પવન વાય છે, અાઓ કેળવણી લઇ તેનો નઠારો ઉપયોગ કરે છે સ્ત્રી કેળવણીનો જે ઉમદા હેતુ છે, તે સચવાતો નથી કેળવણીમાથી દુરાચાર ઉલો થાય છે જો કેળવણીમાથી દુરાચર ઉત્પન્ન થાય, તો પછી તે કેળવણી શેની ? તેવી કેળવણી લેવાને

શાળાઓમા પુત્રીઓને મોકલવી, તે કેટલુ જોખમ ભરેલુ છે ? તે કેળવણીના માઠા ફળ મે પ્રત્યક્ષ જોયા, એટલે મારો વિચાર આવી ઉપદેશની શાળા સ્થાપવાનો થયો હતો શ્રાવક વર્ગની સ્ત્રીઓ અજ્ઞાન છે, અને જો તેઓ આવી હાલની કેળવણી લેવા જશે, તો શ્રાવક સ સાર અધમ સ્થિતિએ પહોચશે તેથી આવી શ્રાવિકાશાળામા ઉપદેશ વાર્ત્તાની જો નિત્ય ચર્ચા થાય, તો સ્ત્રીકેળવણીના ફળ સારા આવે હાલમા ચાલતી સ્ત્રી કેળવણીમા પણ તે સુધારો કરે આવા ઉદ્દેશથી આ કર્યનો આરભ કરવામા આવ્યો છે મણિબેન ! તે કાર્યમા તમારા કાકાનોજ પૂર્ણ શ્રમ છે કદિ જો તેઓએ પોતાના ધર્મ તથા નીતિ જ્ઞાનનો ઉપયોગ શ્રાવિકાઓને બોધ આપવામા ન કર્યો હોત, તો હુ શુ કરી શકત ? આપણુ અજ્ઞાન અબળાથી શુ થઈ શકે ? મણિ બેન ! હવે આપણે બીજી વાત છોડી દો, જે શકાઓ તમે પુછેલી છે, તેનુ સમાધાન તમારા કાકાના મુખથી સાભળીએ બેન ! તમારી શકાઓ ખરેખરી છે, મને પણ તે સાભળીને અનેક વિચારો થયા કરે છે શાસ્ત્રમા આપણી જાતની એટલી બધી નિદા કેમ કરી હશે ? શુ આપણે તેવા નાલાયક જાતિના છીએ કે, જેથી જાહેર વ્યાખ્યાનોમા સાધુઓ અને ધર્મોપદેશકો આપણી નિદા કરે !

મણિ બેન ! આ બાબત જાણી મને ઘણી શરમ થાય છે જૈન શાસ્ત્રમા પુરૂષો અને સ્ત્રીઓને સરખા ગણ્યા પણ છે તીર્થંકર પદ અને કેવળી પદની અધિકારણી સ્ત્રીઓ પણ થઇ છે વળી પ ચેદ્રિય મનુષ્યોમા પુરૂષ અને સ્ત્રી સમાન છે સ્ત્રીના કરતા કાઇ પુરૂષમા વિશેષ ઇંદ્રિય નથી

તેમજ બીજું કાંઈ વિશેષ જ્ઞાનના સાધનરૂપ અ I નથી તે છતા સ્ત્રીઓને આવી હલકી ગણવામા આવે, તે આપણે કેવું શરમાવાનું ?

ગ ગા શેઠાણીના આવા વચન સાભળી ધર્મદાસ શેઠ વિ ચારમા પડ્યા કે, "આજના વ્યાખ્યાનમા સ્ત્રીઓને બોધ આપવાનો સારો લાગ આવ્યો છે મણિના વચનો સ્ત્રીજાતિ ની નિંદાને લગતા સાભળી દરેક સ્ત્રીઓને ચાનક લાગી છે પોતાની જાતિને માટે અભિમાન જાગ્રત થયુ છે આ સમયે જે કાઈ ઉપદેશ કે, નીતિની વાર્ત્તા કહીશુ, તે આ સ્ત્રી સમાજના હૃદય ઉપર સારી અસર કરશે " આ પ્રમાણે વિચારી ધર્મદાસ શેઠ હસતા હસતા બોલ્યા—મણિ બેન ! મારે તમારે મોઢે તમારા વખાણ કરવા તે યોગ્ય નથી, પણ આટલુ તો કહેવુ જોઇએ કે, તમે જે કાંઈ સાભળો છો, તેનુ બરાબર મનન કરો છો કેટલીક સ્ત્રીઓ તો બીજાની દેખાદેખીથી ઉપદેશ વાર્ત્તા કે, મુનિ મહારાજના મુખથી ધર્મના વ્યાખ્યાનો સાભળવા આવે, પણ તેમા જરા પણ ધ્યાન આપતી નથી તે વખતે પણ નમરી કુથલી કરવા મડી જાય છે કદિ કોઈ કુથલી ન કરે, તો બેઠી બેઠી ઝોંમ ખાય છે કદિ કોઇ જાગતી રહે તો, ઉપદેશમા શુ કહ્યુ ? કે શેનો પ્રસગ ચાલે છે ? એ કાંઇ ધ્યાન રાખતી નથી કેટલીક તો સાભળવાને બદલે બીજાની ચેષ્ટા જોવા આવે છે કોઇ વળી સાંભળે ખરી, પણ પછી એક કાનેથી બીજે કાને કાઢી નાખે છે આવી સ્ત્રીઓની આગળ ઉપદેશ વાર્ત્તા કરવી, તે કેવળ જગલમા રુદન કર્યા જેવુ છે તેવા જનની આગળ ઉપદેશ કરવાનો ઉત્સાહ આવતો નથી

મણિબેન ! તમે જે મનન કરી સાભળ્યુ, તે બરાબર છે, તેવીજ રીતે ઉપદેશ સાભળવો જોઇએ હું તમારે માટે એટલે સુધી ખાતરીથી કહું છુ કે, આપણા શેહેરમા મોટા મોટા ગૃહસ્થ શ્રાવકો તથા અન્ય મતિઓમા મોટા મોટા શાસ્ત્રીઓ અને રાજકારભારીઓ રહે છે, તેમની સ્ત્રીઓ કે જે સુઘડ ગણુવા યોગ્ય છે, તેમા તમારા જેવી સદ્વિચારવાળી તથા સારા સ્વભાવવાળી, અને પોતાના પતિની આજ્ઞા પ્રમાણેજ ચાલનારી અને દુરાચરણમા પ્રાણ જતા પણ પગલુ નહિજ મુકનારી, તેમજ સમય પ્રમાણે ચાલનારી, એક પણ સ્ત્રી નહીં હોય ગુણદોષના સ્વરૂપને જાણી પોતાના મનને સુધારનારી તથા ધર્મમા ચિત્તને જોડવાની રૂચિ તથા અભ્યાસવાળી છતા સઘળા ગૃહ વ્યવહારમા કુશળતાવાળી તારા સમાન વયની એક પણ સ્ત્રી નથી આજકાલ અજ્ઞાની અને અનીતિએ ચાલનારી સ્ત્રીઓ ઘણી હોય છે ઘેર ઘેર માટીના ચુલા છે ઘણા પુરૂષો બાહેર પ્રતિષ્ઠાવાળા ગણાય છે, ઘોડાગાડી, મીયાના અને પાલખી વગેરે વાહનોમા બેસીને મોટા આડબરથી ફરે છે, પણ ઘરમા ગયા કે, બકરી જેવા ! તેમનું સ્ત્રીઓ આગળ કાઈ પણ ચાલતું નથી, અને તે સ્ત્રીઓ પણ સ્વતત્ર થઈ તેમને ગણે નહિ, આ સઘળી અનીતિ કહેવાય છે તેવી રીતે સ્ત્રીની આગળ પરતત્ર થઈ વર્ત્તનારા પુરૂષનું પુરૂષપણું નહિ જાણવું, અને પોતાના પતિની મર્યાદા મૂકીને ચાલનારી સ્ત્રી પણ શખિણીજ જાણવી એવા બુદ્ધિ વિનાના મૂર્ખ સ્ત્રીપુરૂષના મુખ સવારમા જેયા હોય, તો આખો દિવસ કલેશમાજ જાય છે, તેથી તેવાઓનુ નામ તો લેવાનુંજ નહિ તેવા મૂર્ખ અને સ્વચ્છદી સ્ત્રી પુરૂષનો પ્રસગ

અમારો મત શું લેવો ? જેમ તમને યોગ્ય લાગે તેમ કરો. તમે જે ઉદ્દેશથી આ શ્રાવિકાશાળા સ્થાપી છે, તે તમારો ઉદ્દેશ કેવી રીતે સિદ્ધ થાય ? અને શ્રાવક પ્રજામા સ્ત્રી કેળવણી કેવી રીતે આપવી જોઈએ ? અને શ્રાવકોના ગૃહ સંસાર કેવા પ્રકારે વર્ત્તવાથી ઉન્નતિમા આવે ? એ રીતે તમારા વિચાર પ્રમાણે અમોને બોધ આપો, જેથી મણી બેનની શંકાઓ દૂર થાય, અને શ્રાવિકાઓના ત્રણે વર્ગને ધાર્મિક અને સાંસારિક જ્ઞાન પ્રાપ્ત થાય, તેવી કોઈ કથા સંભળાવો

ગંગાએ ફરીથી જણાવ્યું કે, સ્વામિ ! જે કથા કહો, તેમાં જે હોય તે યથાર્થ કહેજો, અને અમને બોધ થાય, અમારા દુર્ગુણો અમારા જાણવામા આવે, તેવી રીતે અમને સમજાવજો અમારામાં જે કાંઈ દુર્ગુણ હોય, જે ખામી હોય તે જણાવતા જણે વખતે બીજી બેનોને આપ માઠું લાગવાને લીધે ન કહી શકો પણ મને તો કૃપા કરી મારા જે દુર્ગુણો હોય, તો ઘડિએ ઘડિએ કહેતા રહેજો, એથી મને દુઃખ લાગવાનું નથી, અને દુઃખ લાગે તોપણ કાંઈ ચિંતા નથી કડવું ઔષધ ગુણ કરે છે આપનું કડવું વચન હોય, પણ જે મારૂં તેમાં હિત હોય, તો તે સહન કરવું, એ મારો મત છે, અને કડવાં વચન કહીને પણ મારા દોષ કાઢવા, એ તો મને શીખામણ એ આપનો ધર્મ છે હવે કૃપા કરીને કથાનો આરંભ કરો, તમારા ઉપદેશના વચન સાંભળવાને આ શ્રાવિકા સમાજ તત્પર થઈ રહેલ છે જ્યાં સુધી આપણે હમેશનો ઉપદેશ કરવાનો વખત છે, ત્યાં સુધી [illegible] તે એ વર્તમાન ચલાવો આટલું કહી ગંગા [illegible] સ્ત્રી, એટલે મણિ વચમા બોલી ઉઠી,

ગ ગા કાકી ! તમારા વચન સાભળી મને ઘણો હર્ષ થાય છે તમે જે વચન કહ્યા તે બરાબર છે સ્વામીએ પોતાની પત્નીને જે યથાર્થ હોય તે કહેવુ જોઇએ, અને સ્ત્રીએ દુ ખ લગાડયા શિવાય તે માનવુ જોઇએ પોતાના દોષ પોતાનાથી જોઇ શકાતા નથી વિદ્વાન્ પતિ હોય, તે પોતાની સ્ત્રીના દોષ કહી, તેને સુધારે છે પતિ ભક્તિવાળી સ્ત્રીએ પોતાના પતિને હમેશા કહેવુ જોઇએ કે, સ્વામીનાથ ! જે કાઇ મારા અપરાધ થયા હોય તે ક્ષમા કરજો તે બદલ હુ આપને પગે લાગુ છુ મારાથી ઘણી વાર અપરાધ થઇ ગયા હશે, પ્રેમમા કાઇ નિયમ રહેતો નથી, તેથી કોઇ સમયે પ્રેમના આવેશમા મારાથી અયોગ્ય વર્તણુક થઇ ગઇ હોય, અમર્યાદાથી કાઇ કહેવાયુ હોય, તે બધુ ક્ષમા કરજો આ પ્રમાણે કહેનારી સ્ત્રીધર્મને પ્રાપ્ત કરે છે તેવી વિનીત સ્ત્રીનો ગૃહ સસાર સુખી થાય છે ગ ગા કાકી ! વળી આપણે બીજી વાતમા ચડી ગયા, હવે મારા કાકાને કથા કરવાનો આરભ કરવા દો ધર્મદાસ શેઠ બોલ્યા—માતાઓ અને બહેનો ! સાવધ થઇને સાભળો એક ધાર્મિક જૈન કુટુબની કથા ધર્મને વધારનારી, અને પાપને નાશ કરનારી છે, જે હુ કહુ છુ, તે સ્મરણમા રાખજો કથા સાભળવામા કેટલાએક પ્રમાદી હોય છે, તેઓ એક કાને સાભળીને બીજે કાને કાઢી નાખે છે. જે સાભળ્યુ હોય તે હૃદયમા ઉતારી, તેમાથી ગુણ ગ્રહણ કરતા નથી, તેવી રીતે તમે કરશો નહિ ગ ગાની તરફ દ્રષ્ટિ કરી કહ્યુ, તારે તો વધારે સાવધાન થઇ સાભળવાનુ છે હુ તને ઘેર આવી, આગલા દિવસની સાભળેલી કથા ગમે તે વખતે પુછી જોઇશ, માટે બરાબર ધ્યાન રાખજે કેમ સાભળ્યુ કે ?

ગગા હર્ષથી બોલી—સ્વામિનાથ ! આપનો ઉપકાર માનુ છુ કે, મારે માટે આપ આવી રીતે કાળજી રાખો છો બનશે ત્યા સુધી આપની વાણીને ભુલીશ નહિ આપે મને “ શ્રોતાજન કેવા જોઇએ ” એ વિષે એક વખતે ઘરમા ઉપદેશ આપ્યો હતો, તે મને બધો સ્મરણમા છે

ધર્મદાસ વચમા બોલ્યા—ભલે, જો શ્રોતા વિષેનો ઉપદેશ સ્મરણમા હોય, તો કહી આપ તે સાભળવાથી આ શ્રાવિકા વર્ગને લાભ થશે મણિએ ઉત્સાહથી કહ્યું, ગગા કાકી ! એ વાત તો અમારા લાભની છે, માટે કહી સભળાવો ગગા હસતા હસતા બોલી—પ્રાણનાથની આજ્ઞા માથે ચડાવુ છુ બેનો ! સાભળો, ઉપદેશ વાર્ત્તા સાભળનારા શ્રોતાઓ ત્રણ પ્રકારના છે, ઉત્તમ, મધ્યમ, અને અધમ જે ઉપદેશ વાર્ત્તા કે વ્યાખ્યાન ચાલતુ હોય તેને એક મને શ્રદ્ધાથી સાભળી લે અને તેમા જે શકા થાય તેને પછીથી પુછવાને યાદ રાખે, જે સાભળ્યું હોય તેનુ ઘેર આવીને મનન કરે, ‘ આ ઉપદેશમા શો સાર લેવાનો છે ? અને અસાર શું છે ? તેનો વિચાર કરે, તેવા શ્રોતાઓ ઉત્તમ પ્રકારના કહેવાય છે. તે સર્વ રીતે ઉપદેશ વાર્ત્તા સાભળવાને યોગ્ય થાય છે તેઓ અલ્પ સમયમા કલ્યાણના પાત્ર થઇ આત્મ સાધન કરી શકે છે જે એક ચિત્તે ઉપદેશ વાર્ત્તા સાભળે, શ્રદ્ધા રાખે અને તે ઉપર જો વળી શકા થાય તો પોતાની મરજી પ્રમાણે કલ્પના કરી શકાનુ સમાધાન કરી લે, અને ઘેર આવ્યા પછી તેનું મનન બીલકુલ દુર કરે નહિ, તે મધ્યમ પ્રકારના શ્રોતા કહેવાય છે તેઓ ઉપદેશ વાર્ત્તા સાભળવાને કેટલેક અશે યોગ્ય થઇ શકે છે અને ક્રમે ક્રમે તેઓ ઉત્તમ પ્રકારના શ્રોતાના દરજ્જામા આવી શકે છે,

જે ઉપદેશ વાર્ત્તા સાભળવા આવે, પણ તેની અદર ધ્યાન આપે નહીં, બીજાઓની ચેષ્ટા જોયા કરે, અથવા વાતો કરે કે ઝોકા ખાય, તે અધમ પ્રકારના શ્રોતા કહેવાય છે તેવા શ્રોતાઓ પોતે સાભળતા નથી, અને બીજાઓને સાભળવામા અંતરાય કરે છે કદિ તેઓ કોઇ વચન સાભળે તો, એક કાને સાભળી બીજે કાને કાઢી નાખે છે તેવા અધમ શ્રોતાઓ પુણ્યને બદલે પાપ બાધીને જાય છે બેનો ! તેથી આપણે ઉત્તમ પ્રકારના શ્રોતા થવાને પ્રયત્ન કરવો કદિ પણ અધમ પ્રકારના શ્રોતા તો થવુજ નહિ તેને માટે એક ગરબી ઘણી મનોહર છે, જે મને મારી માતાએ શીખવી હતી



## ગરબી.

" મેઘાડબર ગાજે " એ રાહ.

પુત્રી કહે નિજ માતને માતા બોધ અપાવો,
સદ્ગુણ રત્ન મળે મુને, ઉપજે સદ્ભાવો   ૧

નિર્મળ બુદ્ધિ ચિત્તમા, કેમ થાય અમારી ?
કેમ મળે નિજ ધર્મ શુભ સમજણ સારી   ૨

માતા કહે સુણ બાળિકા, શીખ એહ અમારી,
સદ્વર્તનથી ચાલજો, વધે લાજ તમારી   ૩

સત્ય વચન નિત્ય બોલવા, દૂર મિથ્યાથી રહેજો,
માન વડિલને આપજો, વાણી વિનયથી કહેજો   ૪

દેવગુરૂ ને ધર્મમા, શુદ્ધ શ્રદ્ધા ધરજો,
લાવી દયા નિજ અતરે, કષ્ટ પરના હરજો,

જ્યા ઉપદેશ કથા તણી, થાય ચર્ચા સારી,
બ્હેન જવું ત્યા વેગથી, શુભ ભાવ વધારી ૬

સાભળવા ઉપદેશને, મન વચન સુધારી,
પરનિંદા પર વાતને, નવ કરવી વધારી ૭

જે નારી તે આચરે, અતરાય કરે તે,
ધર્મતણા ઉપદેશમા, બહુ કર્મ ધરે તે ૮

શ્રવણ કરીને સુદરી, પછી અતર ધરજો,
મનન કરી તે વાતનું તેવી કરણી કરજો ૯

એ રીતે ઉપદેશને, જે શ્રવણ કરે છે,
તે સદ્ગુણી શ્રાવિકા, નિત્ય પુણ્ય ધરે છે ૧૦

ગગાએ જ્યારે આ ગીત ગાઇ સભળાવ્યુ, ત્યારે બધો સ્ત્રી સમાજ ખુશી ખુશી થઇ રહ્યો

ધર્મદાસ ગગાની વાણીથી હૃદયમા આનદ પામી બોલ્યા— બહેનો! હવે કથાનો આરભ કરૂ છુ બધા એક વાર **'આદીશ્વર ભગવાનની જય'** બોલો જયનાદથી શ્રાવિકાશાળા ગાજી ઉઠી પછી ધર્મદાસે નીચે પ્રમાણે વાર્તા શરૂ કરી

પૂર્વે કાતિપુર નામે એક નગર હતુ, તે નગરમા ઘણી જાતની વસ્તી રહેતી હતી, પ્રજા જુદો જુદો ધર્મ પાળનારી હતી, પણ તેમા ઘણો મોટો ભાગ જૈન પ્રજાનો હતો તે નગરમા વેપાર ઘણો હોવાથી જૈનો ઘણા શ્રીમત હતા નગરની સીમા ઉપર એક વેપારના મથકનુ બદર હતુ, તે બદર ઉપર ઘણા દૂર દેશમાથી ઘણા વહાણો આવતા હતા તેમા વેપાર કરનારો મુખ્ય શ્રાવક વર્ગ હતો જેવો શ્રાવક વર્ગ વેપારમા પ્રખ્યાત હતો, તેવો તે ધર્મી

પણાથી પણ પ્રખ્યાત હતો ઘણા આસ્તિક જૈન કુટુબો એ નગરમા વસતા હતા વર્ષમા ઘણી વાર જૈન મહોત્સવો થયા કરતા હતા, આથી કરીને ત્યા સારા સારા જૈન વિદ્વાનો રહેતા હતા તેમજ ઘણા વિદ્વાન્ અને ચારિત્રધારી મુનિઓ વાર વાર વિહાર કરતા ત્યા આવતા હતા તે નગરમા ધર્મસિહ નામે રાજા હતો, પરમ શ્રદ્ધાથી જૈન ધર્મને માનતો હતો રાજા જૈન હોવાથી બધુ કાતિપુર એક જૈન નગરજ કહેવાતુ હતુ ધનાઢ્ય શ્રાવકોએ જુદા જુદા અનેક ખાતાઓ પાડી, ધર્મના કાર્યને વધાર્યું હતુ ત્યા ત્રીશ દાનશાળાઓ, પચાશ પૌષધશાળાઓ, એશી ઉપાશ્રયો અને સો ધર્મશાળાઓ હતી તે શિવાય જુદા જુદા વિષયને માટે જૈન પાઠશાળાઓ સ્થાપવામા આવી હતી તેઓમા સેકડો જૈન બાળકો જૈન શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા દર વર્ષે અમુક માસે તેમની પરીક્ષા થતી, અને તેમા રાજ્ય તરફથી તેમજ જૈન ગ્રહસ્થો તરફથી સારા ઇનામો અપાતા હતા તેવી રીતે કેટલીએક કન્યાશાળાઓ પણ હતી, જેમા શ્રાવકોની સેકડો કન્યાઓ ધાર્મિક જ્ઞાન મેળવતી હતી બીજા સાધ્વીઓના ખાસ જુદા ઉપાશ્રય હતા, અને તેમા સેકડો શ્રાવિકાઓ મધ્યાન્હકાળે સામાયિક કરવાને આવતી હતી નગરના મધ્યભાગે શ્રાવકપ્રજા એકી સાથે રહેતી હતી વિમાનના જેવા સુદર દેરાશરો ત્યા ઘણા હતા સવારે અને સાઝે દેવાલયોમા પૂજા તથા આરતીની શોભા સારી જામતી હતી, ત્યા ગાયન વિદ્યામા નિપુણ એવા ભોજક લોકોના મધુર સગીત થતા હતા શ્રાવકોની વસ્તી વિશેષ હોવાથી ઘણા ભોજક લોકો ત્યા વાસ કરીને રહ્યા હતા એ નગરમા જુદા જુદા પ્રકારના દેશ દેશના વ્યાપારીઓ નાના પ્રકારની વસ્તુઓ લાવતા,

જ્યા ઉપદેશ કથા તણી, થાય ચર્ચા સારી,
બ્હેન જવું ત્યા વેગથી, શુભ ભાવ વધારી ૬

સાભળવા ઉપદેશને, મન વચન સુધારી,
પરનિદા પર વાતને, નવ કરવી વધારી ૭

જે નારી તે આચરે, અ તરાય કરે તે,
ધર્મતણા ઉપદેશમા, બહુ કર્મ ધરે તે ૮

શ્રવણ કરીને સુ દરી, પછી અ તર ધરજો,
મનન કરી તે વાતનુ તેવી કરણી કરજો ૯

એ રીતે ઉપદેશને, જે શ્રવણ કરે છે,
તે સદ્ગુણી શ્રાવિકા, નિત્ય પુણ્ય ધરે છે ૧૦

ગ ગાએ જ્યારે આ ગીત ગાઇ સ ભળાવ્યુ, ત્યારે બધો સ્ત્રી સમાજ ખુશી ખુશી થઇ રહ્યો

ધર્મદાસ ગ ગાની વાણીથી હૃદયમા આન દ પામી બોલ્યા—બહેનો! હવે કથાનો આર ભ કરૂ છુ બધા એક વાર ‘ આદીશ્વર ભગવાનની જય ’ બોલો જયન દથી શ્રાવિકાશાળા ગાજી ઉઠી પછી ધર્મદાસે નીચે પ્રમાણે વાર્તા શરૂ કરી

પૂર્વ કાતિપુર નામે એક નગર હતુ, તે નગરમા ઘણી જાતની વસ્તી રહેતી હતી, પ્રજા જુદો જુદો ધર્મ પાળનારી હતી, પણ તેમા ઘણો મોટો ભાગ જૈન પ્રજાનો હતો તે નગરમા વેપાર ઘણો હોવાથી જૈનો ઘણા શ્રીમ ત હતા નગરની સીમા ઉપર એક વેપારના મથકનુ બ દર હતુ, તે બ દર ઉપર ઘણા દૂર દેશમાથી ઘણા વહાણો આવતા હતા તેમા વેપાર કરનારો મુખ્ય શ્રાવક વર્ગ હતો જેવો શ્રાવક વર્ગ વેપારમા પ્રખ્યાત હતો, તેવો તે ધર્મી

પણાથી પણ પ્રખ્યાત હતો ઘણા આસ્તિક જૈન કુટુંબો
એ નગરમા વસતા હતા વર્ષમા ઘણી વાર જૈન મહો
ત્સવો થયા કરતા હતા, આથી કરીને ત્યા સારા સારા
જૈન વિદ્વાનો રહેતા હતા તેમજ ઘણા વિદ્વાન અને
ચારિત્રધારી મુનિઓ વારવાર વિહાર કરતા ત્યા આવતા
હતા તે નગરમા ધર્મસિંહ નામે રાજા હતો, પરમ
શ્રદ્ધાથી જૈન ધર્મને માનતો હતો રાજા જૈન હોવાથી બધુ
કાંતિપુર એક જૈન નગરજ કહેવાતુ હતુ ધનાઢ્ય શ્રાવકોએ
જુદા જુદા અનેક ખાતાઓ પાડી, ધર્મના કાર્યને વધાર્યુ
હતુ' ત્યા ત્રીશ દાનશાળાઓ, પચાશ પૌષધશાળાઓ, એંશી
ઉપાશ્રયો અને સો ધર્મશાળાઓ હતી તે શિવાય જુદા જુદા
વિષયને માટે જૈન પાઠશાળાઓ સ્થાપવામા આવી હતી
તેઓમા સેકડો જૈન બાળકો જૈન શાસ્ત્રનો અભ્યાસ કરતા
હતા દર વર્ષ અમુક માસે તેમની પરીક્ષા થતી, અને
તેમા રાજ્ય તરફથી તેમજ જૈન ગ્રહસ્થો તરફથી સારા
ઇનામો અપાતા હતા તેવી રીતે કેટલીએક કન્યાશાળાઓ
પણ હતી, જેમા શ્રાવકોની સેકડો કન્યાઓ ધાર્મિક જ્ઞાન
મેળવતી હતી બીજા સાધ્વીઓના ખાસ જુદા ઉપાશ્રય હતા,
અને તેમા સેકડો શ્રાવિકાઓ મધ્યાન્હકાળે સામાયિક કે
રવાને આવતી હતી નગરના મધ્યભાગે શ્રાવકપ્રજા એકી
સાથે રહેતી હતી વિમાનના જેવા સુન્દર દેરાસરો ત્યા
ઘણા હતા સવારે અને સાંઝે દેવાલયોમા પૂજા તથા
આરતીની શોભા સારી જામતી હતી, ત્યા ગાયન વિદ્યામા
નિપુણ એવા ભોજક લોકોના મધુર સગીત થતા હતા
શ્રાવકોની વસ્તી વિશેષ હોવાથી [illegible]
વાસ કરીને રહ્યા હતા એ
દેશ દેશના વ્યાપારીઓ ના

અને લઈ જતા હતા વિવિધ જાતના પદાર્થોને વેચનારા મોટા મોટા વ્યાપારીઓ ત્યા પેઠીઓ હતી તે શહેરમા જે જોઈએ તે વસ્તુ મળતી હતી તે નગરનો રાજા દયાધર્મી હોવાથી ઘણો ન્યાયી, ધાર્મિષ્ઠ અને પ્રજાને પુત્રવત્ પાળનાર હતો, આથી ત્યાની સર્વ પ્રજા સ્વર્ગની સમાન સુખ ભોગવતી હતી રાજા ધર્મસિંહ મોટા ઐશ્વર્યવાળો તથા સર્વ દેશપતિઓમા મુખ્ય ગણાતો હતો પોતાની પ્રજા ધર્મી થાય, અને ધર્મના ઉત્સવો સર્વદા થયા કરે, એવી તે રાજાની ઇચ્છા હતી જૈન ઉત્સવોમા તે જાતે ભાગ લેતો અને તે ઉત્સવને રાજ્યની સ્યાસતથી દીપાવતો હતો જેવો રાજા ઉત્તમ હતો, તેવાજ તેના મત્રિઓ પણ ઉત્તમ હતા દરેક રાજકાર્યમા તે ન્યાયથી વર્તતા હતા

આ નગરમા મિત્રચદ્ર નામે એક વૃદ્ધ શ્રાવક રહેતો હતો, તે જૈન ધર્મનો પૂર્ણ ઉપાસક અને દેવ તથા ગુરૂનો પરમ ભક્ત હતો તેના સઘળા ગુણોને અને તેની જૈન ધર્મની વિદ્વતાને દેશ દેશના લોકો જાણતા હતા શ્રાવકના બારવ્રત તેણે અગીકાર કર્યા હતા તે શિવાય તેણે ઉત્તમ પ્રકારના અભિગ્રહ ધારણ કર્યા હતા, તથા તે બે કાળ પ્રતિક્રમણ અને ત્રિકાળ જિનપૂજા કરતો હતો એકવીશ ગુણોના તો તે દ્રષ્ટાતરૂપ હતો પોતે ગૃહસ્થ છતા કેટલાક નિયમોમા મુનિની પેઠે વર્તતો હતો આસ્તિક શ્રાવકો તેને ભાવ સાધુ તરીકે જાણતા હતા જ્યારે એ વૃદ્ધ શ્રાવક ઘરની બાહેર નીકળતો, ત્યારે લોકો તેને મુનિની જેમ માન આપતા હતા તે નગરનો રાજા ધર્મસિંહ પણ તેને ઘણું માન આપતો હતો કોઇવાર તેને પાસે બોલાવતો અને તેની પાસેથી ધર્મ ઉપદેશ સાભળતો હતો

આ શિવચંદ્ર શેઠને આનંદા નામે સ્રી હતી તે ખરે
રી શુદ્ધ શ્રાવિકા હતી સ્રીના બધા ગુણો તેણીનામા વાસ
ને રહ્યા હતા આનંદા વ્યવહારમા કુશળ હતી તે પો-
ને ... પાળતી હતી તેને પૂર્વ વયમા
ર સંતાન થયા હતા આનંદા
નાનપણમા આપેલી કેળવણી
ુ વિચારી તેણીએ પોતાના
જોઈએ તે આપી હતી, આ-
ા થયા હતા વિવેક, વિનય
ગુણો તેમનામા સારી રીતે
દ્ધ શ્રાવક શિવચંદ્રનુ કુટુંબ
અને તેના માતાપિતા સૌ
ા, તેથી કાંતિપુરના લોકો
ઓળખતા હતા

ની સ્થિતિ સામાન્ય હતી, પણ
ને સુખી હતા તેમના ઘરમા
અને તેની પાસે એક નાનો
હતો પ્રાતઃકાળે તેમા તે
પ્રતિક્રમણ વિગેરે કરતા
ા હતી, તેમા જે મોટી
હતુ, અને નાની પુત્રીનુ
ન કુમુદ હતુ લલિતાનો વિવાહ કરવામા આવ્યો હતો,
ણ તે હજુ સાસરે ફરીવાર ગઈ નહોતી, હવે તેને
ાણુ વળાવવાની તૈયારી હતી કુમુદનો પણ વિવાહ કર
ામા આવ્યો હતો લલિતાને સાસરે મોકલવાનો સમય

અને લઇ જતા હતા વિવિધ જાતના પદાર્થોને વેચનારા મોટા મોટા વ્યાપારીઓની ત્યાં પેઢીઓ હતી તે શહેરમાં જે જોઇએ તે વસ્તુ મળતી હતી તે નગરનો રાજા દયાધર્મી હોવાથી ઘણો ન્યાયી, ધર્મિષ્ટ અને પ્રજાને પુત્રવત્ પાળનાર હતો, આથી ત્યાની સર્વ પ્રજા સ્વર્ગની સમાન સુખ ભોગવતી હતી રાજા ધર્મસિંહ મોટા ઐશ્વર્યવાળો તથા સર્વ દેશપતિઓમાં મુખ્ય ગણાતો હતો પોતાની પ્રજા ધર્મી થાય, અને ધર્મના ઉત્સવો સર્વદા થયા કરે, એવી તે રાજાની ઇચ્છા હતી જૈન ઉત્સવોમાં તે જાતે ભાગ લેતો અને તે ઉત્સવને રાજ્યની સ્યાસતથી દીપાવતો હતો જેવો રાજા ઉત્તમ હતો, તેવાજ તેના મંત્રિઓ પણ ઉત્તમ હતા દરેક રાજકાર્યમાં તે ન્યાયથી વર્તતા હતા

આ નગરમાં શિવચંદ્ર નામે એક વૃદ્ધ શ્રાવક રહેતો હતો, તે જૈન ધર્મનો પૂર્ણ ઉપાસક અને દેવ તથા ગુરૂનો પરમ ભક્ત હતો તેના સઘળા ગુણોને અને તેની જૈન ધર્મની વિદ્વત્તાને દેશ દેશના લોકો જાણતા હતા શ્રાવકના બારવ્રત તેણે અંગીકાર કર્યા હતા તે શિવાય તેણે ઉત્તમ પ્રકારના અભિગ્રહ ધારણ કર્યા હતા, તથા તે બે કાળ પ્રતિક્રમણ અને ત્રિકાળ જિનપૂજા કરતો હતો એકવીશ ગુણોના તો તે દ્રષ્ટાંતરૂપ હતો પોતે ગૃહસ્થ છતા કેટલાક નિયમોમાં મુનિની પેઠે વર્તતો હતો આસ્તિક શ્રાવકો તેને ભાવ સાધુ તરીકે જાણતા હતા જ્યારે એ વૃદ્ધ શ્રાવક ઘરની બાહેર નીકળતો, ત્યારે લોકો તેને મુનિની જેમ માન આપતા હતા તે નગરનો રાજા ધર્મસિંહ પણ તેને ઘણું માન આપતો હતો કોઇવાર તેને પાસે બોલાવતો અને તેની પાસેથી ધર્મ ઉપદેશ સાંભળતો હતો

આ શિવચદ્ર શેઠને આનદા નામે સ્ત્રી હતી તે ખરેખરી શુદ્ધ શ્રાવિકા હતી સ્ત્રીના બધા ગુણો તેણીનામા વાસ કરીને રહ્યા હતા આનદા વ્યવહારમા કુશળ હતી તે પોતાનો સ્ત્રી ધર્મ સારી રીતે પાળતી હતી તેને પૂર્વ વયમા દો પુત્ર અને બે પુત્રી મળી ચાર સતાન થયા હતા આનદા સમજતી હતી કે, બાળકોને નાનપણમા આપેલી કેળવણી ઘણી ઉપયોગી થઈ પડે છે, આવુ વિચારી તેણીએ પોતાના બાળકોને જે કેળવણી આપવી જોઈએ તે આપી હતી, આથી તેના સતાન સર્વગુણસપન્ન થયા હતા વિવેક, વિનય અને સુશીલતા વગેરે સારા ગુણો તેમનામા સારી રીતે આવ્યા હતા આથી કરીને વૃદ્ધ શ્રાવક શિવચદ્રનુ કુટુબ સુખી હતુ તે ચારે સતાન અને તેના માતાપિતા સૌ પોતપોતાનો ધર્મ પાળતા હતા, તેથી કાતિપુરના લોકો તેમને ધર્મ કુટુબ એ નામથી ઓળખતા હતા

બેનો ! એ ધર્મ કુટુબની સ્થિતિ સામાન્ય હતી, પણ ધર્મના પ્રભાવથી તેઓ સર્વવાતે સુખી હતા તેમના ઘરમા એક નાનુ ગૃહ દેરાશર હતુ, અને તેની પાસે એક નાનો ખડ સામાયિક કરવાનો જુદો હતો પ્રાતકાળે તેમા તે કુટુબના માણસો સામાયિક પ્રતિક્રમણ વિગેરે કરતા હતા આનદાને બે પુત્રીઓ હતી, તેમા જે મોટી પુત્રી હતી, તેનુ નામ લલિતા હતુ, અને નાની પુત્રીનુ નામ કુમુદ હતુ લલિતાનો વિવાહ કરવામા આવ્યો હતો, પણ તે હજુ સાસરે ફરીવાર ગઈ નહોતી, હવે તેને આણુ વળાવવાની તૈયારી હતી કુમુદનો પણ વિવાહ કરવામા આવ્યો હતો લલિતાને સાસરે મોકલવાનો સમય

પાસે આવ્યો એટલે આનંદા નીચે પ્રમાણે વિચાર કરવા લાગી

**આનંદા વિચાર કરે છે—**આ સંસાર દુઃખરૂપ છે, અનેક જાતની ઉપાધિ સંસારમાં થયા કરે છે, તેમાં જે કુટુંબમાં પુત્રીની પ્રજા હોય, તે કુટુંબને સુખ માનવાનું નથી પુત્રીની માતા સર્વદા ચિંતાતુર રહે છે જો પુત્રી સુલક્ષણી થાય, તો માતાપિતાને સંતોષ આપનારી થાય, અને કુલક્ષણી થાય, તો કુળની પ્રતિષ્ઠા ગુમાવે છે, અને માતાપિતાને લજ્જા ઉત્પન્ન કરનારી થાય છે, તેથી કોઇ પણ ગ્રહસ્થને ઘેર છોકરીનો જન્મ થાય, ત્યારે તેની પ્રથમ અવસ્થાથી માંડીનેજ માતપિતા આદિ વડીલોએ તેને ઉત્તમ નીતિ તથા સદ્ગુણ શીખવતા જવું જોઇએ પુત્રીને કદિ પણ ઉન્મત્ત આચરણ કરવા અથવા સ્વચ્છંદે ચાલવા ન દેવી જોઇએ બાળવયમાંથીજ તેણીનામાં ઉત્તમ ગુણો આવે, તેવો બોધ માતાએ પુત્રીને આપવો જોઇએ તે સાથે ધર્મનું જ્ઞાન પણ આપવું જોઇએ મેં મારી પુત્રી લલિતાને પ્રથમજ સારો બોધ આપ્યો છે લલિતાએ સ્ત્રી ધર્મને યોગ્ય એવા ઉત્તમ ગુણો મેળવ્યા છે, તેથી લલિતા સારા સ્વભાવની અને ધાર્મિક વૃત્તિવાળી નીવડી છે શ્રાવિકાને જોઇએ તેવા બધા ગુણ તેણીએ મારી પાસેથી સારી રીતે સંપાદન કર્યા છે તેના હૃદયમાં જૈન ધર્મની શ્રદ્ધા પૂર્ણ રીતે મજબૂત થઇ છે દયા ધર્મનો મહિમા તેણીના હૃદયમાં સારી રીતે ઠસી ગયો છે શ્રાવકની ક્રિયાઓના પવિત્ર હેતુ મેં અને તેના પિતાએ તેણીએ સારી રીતે સમજાવ્યા છે, સુલક્ષણી લલિતાએ ધર્મ અને વ્યવહાર બંનેનું સારૂં જ્ઞાન મેળવ્યું છે, તથાપિ તે હજુ બાળક

છે, સાસરીઆમા તેનુ પ્રથમ જવુ છે, માટે સઘળી રીત-ભાત વિષે મારે એને હવે સારી રીતે જાણીતી કરવી જોઇએ વળી લલિતાનુ સાસરૂ શુદ્ધ શ્રાવક કુળ છે, ત્યા શ્રાવકના આચાર વિચાર સારા હશે, તેથી મારે ફરીવાર લલિતાને સ્મરણમા રહેવામાટે ઉત્તમ બોધ આપવો જોઇએ, અને શ્રાવિકાની ધર્મ ક્રિયાથી પણ તેને સારી રીતે જાણીતી કરવી જોઇએ

ધર્મદાસ શેઠ કહે છે—

હે સદ્ગુણી શ્રાવિકાઓ ! આ પછી શિવચદ શેઠની સ્ત્રી આનદાએ પોતાની પુત્રી લલિતાને નિત્ય થોડો ઉપદેશ આપવાનો વિચાર કર્યો એક દિવસ પુત્રીને પાસે બેસાડી તે નીચે પ્રમાણે કહેવા લાગી

આનદા બોલી—પુત્રી લલિતા ! હવે તારે થોડા વખતમા સાસરે જવાનુ છે તારા સાસરાનુ કુટુબ ખરેખરૂ શુદ્ધ શ્રાવકનુ કુટુબ છે, તેથી તારે શ્રાવકના સદાચાર અને શ્રાવક ધર્મની ક્રિયા જાણવી જોઇએ મે મારી યથાશક્તિ તને જે કાંઇ શીખવ્યુ છે, તે હવે ફરીવાર સ્મરણ કરી અમલમા લાવવાનુ છે, તેથી હવે જે વચનો હુ કહુ, તે તારા હૃદયમા કોતરી રાખજે, નહિ તો તું દુખી થઇશ, અને માબાપને અપયશ અપાવીશ, તેમજ ગાળો ખવડાવીશ

લલિતા વિનયથી બોલી—માતા ! તમારા વચનને મે પ્રથમથીજ માન આપ્યુ છે તમારા બોધથી મને ઘણો ફાયદો થયો છે તે હું કદિપણ ભુલવાની નથી તમે આપેલો વ્યવહારનો બોધ મને ઘણે ભાગે યાદ રહ્યો છે, પણ ધર્મ સબધી બોધ મને વધારે તાજો થાય, તેથી તે ધર્મના

નહ સ્વરૂપનો રસ પ્રગટ થાય છે એ રસ પ્રગટ કરવા માટેજ સામાયિક કરવુ કહેલુ છે તેથી તે શુદ્ધ અભ્યાસ કરવારૂપ નવમુ શિક્ષાવ્રત કહેવાય છે બેન ! સામાયિકનો અર્થ એવો છે કે, બેઘડી સમતામા રહેવુ, અર્થાત્ રાગ દ્વેષ ઉપર સમભાવ રાખી વર્તવુ, તે **સામાયિક** કહેવાય છે **સમ** એટલે રાગદ્વેષ વિનાના પરિણામ જે પરિણામ થવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ મોક્ષ માર્ગનો 'આય' એટલે લાભ થાય તે **સમાય** કહેવાય, અને તેનો **ઇક** એટલે ભાવ તે **સામાયિક** કહેવાય છે બેન ! એવુ ઉત્તમ સામાયિક વ્રત કહેલુ છે સામાયિક કરતા શ્રાવિકાએ મન, વચન અને કાયાની નઠારી ચેષ્ટા છોડી દેવી જોઇએ તે વખતે મનમા નઠારા વિચાર લાવવા ન જોઇએ જેને! આપણા શાસ્ત્રમા આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાન કહે છે બેન લલિતા ! આપણા શાસ્ત્રમા સામાયિક કરનાર શ્રાવિકાને સાધ્વીના જેવી કહેલી છે જ્યારે બેઘડી વાર સાધ્વીના જેવી શ્રાવિકા થઇ, એટલે તેણીએ સાધ્વીની પ્રમાણે દ્રવ્ય પૂજા કે દ્રવ્ય સ્તવન ન કરવા જોઇએ ભાવપૂજા અને ભાવસ્તવન કરવા જોઇએ પણ લલિતા પુત્રી ! સામાયિક લેતી વખતે બોલાતા સૂત્રોના અર્થને સમજીને સામાયિક કરે, તો વાતો કરવાનુ મન ન થાય, તેવો ભાવાર્થ તેના સૂત્રોમાજ છે

લલિતા—માતા ! સામાયિક વ્રતનો હેતુ આવો સારો છે, તે છતા મને પેની ચચળે કેવી રીતે ખોટી સમજાવી ? તેથી હુ અજાયબ થાઉં છુ વળી તે ઉપાશ્રયમા મે જ્યારે બૈરાઓને વાતો કરતા જોયા, ત્યારે તો મારા મનમા ઘણી શકાઓ થતી હતી હે માતા ! આવુ સમજતા છતા આપણા લોક કેમ વાતો કરતા હશે ? અથવા કદિ તેઓને સામાયિક

મત કેવુ છે, અને તેના કેવા હેતુ છે ? તે વિષે વિશેષ સમજુતી ન મળવાથી તેઓ વાતો કરતા હશે, પણ સાધ્વીજી તેમને તેમ કરવા કેમ દેતા હશે ? સાધ્વીજીની રૂબરૂ તેઓ સામાયિકમા ઘણી ગડબડ કરતા હતા જ્યારે બહુ ગડબડાટ થાય, ત્યારે સાધ્વીજી તેમને જરા વારતા, પણ તે શિવાય તેઓ વિશેષ કાઇ પણ કહેતા નહિ એ વિષે મને ઘણી શકા રહે છે

આનદાએ કહ્યુ, બેટા ! એ વાત વિષે વધારે શુ કહેવુ ? આજકાલ સાધુ તથા સાધ્વીઓ પણ વધારે દક્ષિણ્યતા રાખે છે કેટલાક સાધ્વીજી તો પોતાને ઉપાશ્રયે ગૃહસ્થ વરના બૈરાઓ ઘણા આવે, અને પોતાના વિશેષ રાગી થાય તેવી ઇચ્છા ધરાવે છે, તે તેમનો ધર્મ નથી, પણ એ અવસર્પિણી કાળનો પ્રભાવ છે કેટલાએક સાધુ સાધ્વીઓ પોતાની ભક્તિ અને પ્રશસાનો લોભ રાખે છે, તે સાથે વળી પોતાના સ્વાર્થની પણ દ્રષ્ટિ રાખે છે તેઓ પોતાના કામમા વધારે ઉપયોગી થાય, તેવી શ્રાવિકાઓને એકઠી કરવા ઇચ્છા કરે છે કોઇ વસ્ત્ર, પુસ્તક, અને સારા સારા જ્ઞાનના ઉપકરણો મેળવી, સગ્રહ કરવાની સ્પૃહા રાખે છે કોઈ તો ઉત્તમ ધનવત ગ્રહસ્થના બૈરામાથી કોઇને પોતાની ચેલી કરવાની ધારણા બાધે છે, અને તે ધારણા સફળ પણ કરે છે, તેથી તેઓ જેમ બૈરાઓ ખુશી રહે તેમ વર્તવા દે છે, પણ ખરી રીતે જોતા સાધુ કે સાધ્વીએ તેમ ન કરવુ જોઇએ તેમણે તો ખરો ઉપદેશ આપી સારૂ પ્રવર્તન કરાવવુ જોઇએ બેન લલિતા ! આથી તારે તેવી શકા કરવી નહિ સામાયિકનો ખરો અર્થ, સમતા રાખી એક ચિત્તે પરમાત્માનુ ધ્યાન કરવાનોજ છે,

હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદા અને તેની પુત્રી લલિતા વચ્ચે વાતચિત થતી હતી, તેવામાં એની લક્ષ્મીચંદ શેઠની દીકરી ચંચળ ત્યાં આવી ચડી તેણે આવી લલિતાને કહ્યુ—લલિતાબેન ! ચાલો સાધ્વીજીને ઉપાશ્રયે સામાયિક કરવા આવવું છે ? આજ તો ત્યાં શ્રીફળની પ્રભાવના થવાની છે તમે તો કોઇ દિવસે સામાયિક કરવા ત્યાં આવતા નથી ચંચળના વચન સાભળી આનંદાએ તેને બોલાવી, અને પોતાની પાસે બેસાડી અને પુછયું, બેન ચંચળ ! જરા શાન્ત થઇ સાભળ હમણા તમારા સામાયિકનીજ વાત ચાલે છે તમે સામાયિક કરવા જાઓ છો, કે પ્રભાવના લેવા ? ચંચળે કહ્યુ, આનંદા કાકી ! અમે તો સામાયિક કરવા જઇએ છીએ, પણ તે સાથે પ્રભાવના પણ મળશે એક પંથ ને દો કાજ આનંદા ફરીવાર બોલી–ચંચળ ! તુ આવી શાણી થઇને કેમ ભુલે છે ? તારા બાપા લક્ષ્મીચંદ શેઠ ધાર્મિક છે, તેની દીકરી આવી થાય, તે કેવી દીલગીરી ?

ચંચળ—કાકી ! કહો હું કેવી થઇ છુ ? મારામાં શા અવગુણ છે ? હું અને લલિતા સરખાજ છીએ તમારી લલિતા તો કોઇ વારજ ઉપાશ્રયે આવે છે, ને હું તો દરરોજ જાઉં છુ, અને સામાયિક કરૂ છુ કહો લલિતા સારી કે હું ?

આનંદા—બેન ચંચળ ! જરા વિચાર કર ઉપાશ્રયે જવાથી તને શો લાભ થયો ? તારામા શા શા ગુણ આવ્યા ? અને તને શો બોધ વધારે થયો ?

ચંચળ—કાકી ! બીજો લાભ તો શું ? પણ બીજા ઘણા બૈરાઓ આવે છે, તેમની સાથે ઓળખાણ પીછાણ

થાય છે, શહેરની નવી નવી વાતો જાણવામાં આવે છે, અને વાતચિતની ઘણી ગમ્મત થાય છે, અને દિવસનો એટલો કાળ આનંદમાં જાય છે

આનંદા—બેન! ઉપાશ્રયે જઈને ધર્મની વાત કરવી જોઇએ કે, બીજી ગામની વાત કરવી જોઇએ? તેનો વિચાર કર્યો? ઉપાશ્રય એ સાધુ-સાધ્વીને રહેવાનું ધર્મનું સ્થળ છે તેમાં ધર્મનું સાધન કરવા, અગર ધર્મનો બોધ લેવા જવાય છે સામાયિક લેવાનો શો હેતુ છે? તે પણ તારે જાણવો જોઇએ ઉપાશ્રયમા જે સાધુ કે, સાધ્વીજી હોય, તેની પાસેથી બે અક્ષર શીખવા જોઇએ, ત્યા વાતોથી ગમ્મત કરવી, તે ઠીક ન કહેવાય, સાધ્વીજીએ પણ તેમ કરવા દેવું ન જોઇએ ઉપાશ્રયમાં જઇ બૈરાઓ ગામની કુથલી કરે, અને સામાયિક લઇ વાતો કરે, તો પછી સામાયિક લેવાનું ફળ શું? બેન ચચળ! ખોટું લગાડીશ નહિ, મારી લલિતા તેવા ઉપાશ્રયમા નહિ આવે તારા જેવી વાતોને પસંદ કરનારી દીકરીઓની ગણતમા પણ દાખલ નહીં થાય સ્ત્રીઓને સારી સોબત રાખવી જોઇએ ચચળ! તારા હિતની ખાતર તને પણ કહું છુ કે, ઉપાશ્રયમા જઇ લોકોની વાતો કરીશ નહિ, તેમ કરવાથી સારા ઘરના બૈરાઓ પછવાડે તારી નિંદા કરશે એટલુંજ નહિ, પણ તું એક નાલાયક અને ચપળ સ્વભાવની હલકી સ્ત્રી છુ, એવી નઠારી છાપ લોકોમાં બેસી જશે એમ થવાથી તું તારા સાસરીઆમા હલકી પડીશ બેન ચંચળ! તું પણ હવે ઉમર લાયક થઇ છુ, થોડા સમયમા તારે સાસરે જવાનો વખત આવશે દીકરીએ માસરે જવા પહેલા રૂર્વે જાતના સદ્ગુણો મેળવવા જોઇએ.

આનંદાના આવા વચન સાંભળી ચંચળ વિચારમાં પડી. કર્મયોગે તેના હૃદયમાં તે વચન ઉતરી ગયાં, તેના મનમાં નિશ્ચય થયો કે, આનંદા કાકી કહે છે, તે બરાબર છે ઉપાશ્રય એક ધર્મ સાધવાનું સ્થળ છે, ત્યાં જઈને બે રાઓ ગામની કુથલી કરે, ત્યારે પછી ધર્મ ક્યાં સાધવો? ઘરમાં આખો દિવસ કામકાજમાં રહીએ, અને બે ઘડી ધર્મ સાધવા ઉપાશ્રયે જઈએ, ત્યાં પણ જ્યારે બીજી નકામી વાતો કરીએ, તો પછી ધર્મ ક્યારે કરવો? ખરેખર સા ધ્વીજીના ઉપાશ્રયમાં તો તેવું જ થાય છે બધી શ્રાવિકાઓ વાતો, ઠઠ્ઠા મશ્કરી, અને લોકોની નિંદા કરે છે સાધ્વીજી બિચારા ભલા છે, તેઓ કાંઈ પણ બોલતા નથી જો કે, એવી ભલાઈ તેમને રાખવી યોગ્ય નથી તેઓને કોની દરકાર છે? ઘણી શ્રાવિકાઓ પોતાના ઉપાશ્રયમાં ન આવે, તો ભલે ન આવે, તેથી શું થઈ ગયું? તેમણે તેવા નિંદાખોર બૈરાઓને ભેગા કરવાનું શું કામ છે? આવું વિચારી ચંચળ સમજી ગઈ પછી તે વિનયથી બોલી—
કાકી! તમારૂં કહેવું બરાબર છે આજ સુધી હું તદ્દન અજ્ઞાન હતી, હવે મને સમજણ પડી, કે સાધ્વી પદ્મશ્રીના ઉપાશ્રયમાં ધર્મ સાધવાને જવાનું, નથી પણ કર્મ સાધવાને જવાનું છે તેઓ બીચારા કાંઈ કહેતા નથી, પણ ઉલટી બૈરાઓની ખુશામત કરે છે, તેનું શું કારણ છે? તે કાંઈ સમજાતું નથી સાધુ સાધ્વીને ગૃહસ્થ લોકોની ખુશામત શામાટે કરવી જોઈએ? તેઓને તો ભગવાન વીતરાગની જ ખુશામત કરવાની છે આ સંસારની ઉપાધિમાંથી જ્યારે તેઓ છુટા થયા, તો પાછા ફરી સંસારી ઉપાધિમાં શા માટે પડવું જોઈએ? ગૃહસ્થ લોકોનો સંગ રાખવો, તે તેમને ઘટતું નથી

આનંદા—બેન ચંચળ ! તારા સુવિચાર જોઇ મને આનંદ થાય છે સાધ્વી પદ્મશ્રી તમારી ખુશામત કરે છે, તેમા કાંઈ હેતુ હશે આજકાલ સાધુ સાધ્વીને પરિગ્રહ વ ધારવામા, અને ચેલા ચેલી કરવામા વિશેષ મમતા થઈ છે

ચંચળ—કાકી ! તમે ઠીક સભારી આપ્યુ મને યાદ આવ્યુ, તમારૂ કહેવુ બરાબર છે સાધ્વી પદ્મશ્રી ગ્ર હસ્થની વિધવા અને સધવા છોકરીઓને દીક્ષા લેવાનો બોધ બહુ આપે છે મારા મોતિચંદ કાકાની દીકરી ચંદન છે, તે બાળ વિધવા છે, તેને પદ્મશ્રી હમેશા દીક્ષા લેવાનુ કહે છે, અને ઘણી વાર મને પણ તેવો બોધ આપે છે ચંદન સારી બુદ્ધિવાળી અને શાહી છે, તેના સાસરામા કોઈ નથી, તે બીચારી પિયરમા રહે છે, તેના બાપા સારા ગ્ર હસ્થ છે, તેને બીજુ કાંઈ પણ સંતાન નથી, એકચંદન ઉપર બધી ભવાઈ છે, ચંદન ઉપરજ તેના માત પિતાના દિવસ જાય છે તે લાડકવાઈ પુત્રી વિધવા થવાથી મારા મોતિચંદ કાકાને ઘણુ દુઃખ પડ્યુ છે

આનંદા કાકી ! એક વખતે સાધ્વી પદ્મશ્રી ચંદનને બોધ આપતા હતા, તે વખતે હુ ત્યા પાસે બેઠી હતી પદ્મશ્રીએ ચંદનને કહ્યુ, બેન ચંદન ! આ સંસારમા સ્ત્રીને પતિનુ સુખ ન હોય, તો પછી દીક્ષા લેવીજ યોગ્ય છે તુ નાની વયની છુ, અત્યારે તારા માતપિતાનો મોહ તારી ઉપર ઘણો છે, પણ જ્યારે તે માતા પિતા નહિ હોય, ત્યારે પછી તારૂ કોણ ? બેન તેનો વિચાર કર, તે વખતે તને સંસારની પીડા વધારે લાગશે, માટે દીક્ષા લઇને દેહનુ સાર્થક કરી લે તે વખતે ચંદન વિનયથી બોલી, પૂજ્ય સાધ્વીજી ! આપનુ કહેવુ યથાર્થ છે, પણ સાગથી દીક્ષા લઈ

શકાય તેમ નથી જો કે મારા જેવી વિધવા સ્ત્રીએ ધર્મ સાધન કરી દેહનુ સાર્થક કરવુ જોઇએ, એ વાત સાચી છે, પણ કેવળ ધર્મ સાધવામા મને સ્થાનનો દેશકાળ અનુકૂળ લાગતો નથી મારા માતા પિતા વૃદ્ધ છે, વૃદ્ધ વયમા તેમની સેવા કરનાર મારા સિવાય કોઈ બીજુ નથી તો પછી મારાથી શી રીતે દીક્ષા લેવાય ? પૂજ્ય સાધ્વીજી ! આપ જાણો છો કે, માત પિતા એ જગમ તીર્થ છે તેઓનો પોતાની સ તતિ ઉપર મોટો ઉપકાર છે તે ઉપકારી માતા પિતાને વૃદ્ધ વયમા છોડી દઈ હુ દીક્ષા લઈને ચાલી નીકળુ, એ કેવો અધમ ? તેવી દીક્ષા લેવાથી ધર્મને બદલે અધર્મજ થાય છે આપણા શાસ્ત્રોમા માતા પિતાની સેવાને માટે મે ઘણી વાર સાભળ્યુ છે તેમજ દીક્ષા લેવામા માતા પિતાની આજ્ઞા પણ લેવી જોઈએ, એવુ પણ કહેલુ છે વળી પૂજ્ય સાધ્વીજી ! હજુ હુ ચારિત્ર ધર્મને લાયક થઈ નથી મારી બુદ્ધિમા સ્થિરતા આવી નથી અનેક જાતના પરીષહ સહન કરવાની શક્તિ પણ મારા શરીરમાં નથી વ્રત, તપ, નિયમ અને અભિગ્રહ હુ કરી શકુ, તેમ મને લાગતુ નથી હુ એક ગૃહસ્થ માત પિતાના ઘરમા ઉછરી છુ માયાળુ મા તા પિતાએ મને ઘણા લાડ લડાવ્યા છે મારાથી ચા રિત્ર શી રીતે પળાય ? ચારિત્ર ધર્મને માટે મે મારા વિદ્વાન્ પિતાની પાસેથી સાભળ્યુ છે કે, ચારિત્ર પાળવુ મુશ્કેલ છે તેમા આહાર વિહારના નિયમ પાળી વર્તવુ પડે છે તે સાથે સમયસમયની ક્રિયાઓ કરવી પડે છે અને લોચ વિગેરેના દુ ખ સહન કરવા પડે છે પૂજ્યશ્રી ! તેથી મારા જેવી કોમળ હૃદયની બાળિકાથી એ ધર્મ કેમ પાળી શકાય ?

ચ ચળ આનદાને કહે છે કાળી ! જ્યારે ચ દને પણ્શ્રી

સાધ્વીને આ પ્રમાણે કહ્યુ, એટલે પદ્મશ્રી જે બોલ્યા હતા તે સાભળો પદ્મશ્રી કહે છે, બેન ચદન ! તારા વિચાર તદ્દન ભુલ ભરેલા છે માતાપિતા વિગેરે સૌ સસારમા સ્વાર્થી છે તેઓ મોહથી પોતાના છોકરાને સસારના ખાડમા પાડે છે તેમની આજ્ઞા તો કદિ પણ મળેજ નહિ આજકાલ માતા પિતાની આજ્ઞા મેળવી દીક્ષા લેનારા કોઈકજ નીકળે છે વળી ચારિત્ર ધર્મ પાળવામા શી મુશ્કેલી છે ? તેમા પણ શરીરથી બને તેટલા તપ નિયમ કરવાના છે કાઈ કોઈ બળાત્કારથી કરાવતુ નથી સાધુ સાધ્વીને જે સુખ મળે છે, તે સુખ સસારીઓને મળતુ નથી ભાવિક શ્રાવકો તેમને ઉન્હામા ઉચા આહારપાણી કરાવે છે, ભાવતા ભોજન વોહોરાવે છે, જે વસ્તુ જોઇએ, તે તત્કાળ હાજર કરે છે, જમવાને મીઠા પદાર્થોજ મળે છે, અને જે કાઇ કામ હોય, તે સેવકની જેમ સત્વર બજાવે છે આ સિવાય બીજા અનેક જાતના સુખ સાધુપણામા પ્રાપ્ત થાય છે પરીષહ સહન કરવાની વાત તો શાસ્ત્રમાજ છે, અત્યારે તો સાધુ સાધ્વીને ચોથા આરાનુ સુખ છે કદિ શરીરમા શક્તિ ન હોય, તો લોચ પણ કરાવવાની જરૂર નથી "लोचेवा, मुंडेवा, फत्तेवा" એવુ શાસ્ત્રનુ વચન છે તેથી લોચ કરવો હોય તો કરવો, નહીં તો મુડાવાથી કે, કાતરવાથી પણ ચાલે

પદ્મશ્રી સાધ્વીના આવા વચન સાભળી ચદન બોલી–પૂજ્ય ગુરૂણીજી ! આપના વચન સાભળી મને ઘણી શકાઓ થાય છે જો તમને વધારે પડતુ કહેવાય તો ક્ષમા કરજો માતા પિતાની આજ્ઞા વિના નિરાધાર માતા પિતાને રખડાવી દીક્ષા લેવી, તે મને યોગ્ય લાગતુ નથી તેવા ચારિત્રથી કાઈપણ લાભ હોય, તેવુ હુ ધારતી નથી માતા

પિતા વૃદ્ધ વય ॥ સેવા વિના દુઃખી થાય, અને પુ । કે પુત્રી ચારિત્ર લઇ આત્મસાધન કરે, તેવો ધર્મજ્ઞ હોય નહીં વળી આપ કહો છો કે, ચારિ । પાળવામા કાંઈ પણ સુખકરી નથી તપ નિયમ જે કાંઇ કરવાના છે, તે અને તો કરવા સાધુ અને આવ્રીને મ હારીના કરવા સુખ કે, ઇત્યાદિ એમ કહીને લગે જે । સુપન્યાના સુખનુ વર્ણન કર્યું, તે તદ્દન ધર્મથી વિરૂદ્ધ છે જ્યારે ગ રિ કમા તદન સુખ હોય, તો પછી ચારિ ત્ર શા કામનુ ? તપ, સયમ, અને પરીષહ સહન કરવા એમા સુખ કયાથી હોય ? જ્યારે સુખ હોય, અને સુખ લેવાને માટે ચારિત્ર લેવુ હોય, તો પછી ચારિ । ધર્મનો મહિમા શો ? શાસ્ત્રકાર ચારિત્રને ખડ્ગની ધારાની ઉપમા આપે છે, ચારિત્રની આ રાધના કરવામા ઘણો પ્રાણિ અધિનાની થઈ શકે છે ? તેને માટે શાસ્ત્રમા ઘણુ લખેલુ છે, તે છતા તમે કેવળ સા ંસારિક સુખને માટે ચારિત્રનો ઉપયોગ દર્શાવી મારા જેવા અજ્ઞાની જીવને લલચાવો છો, તે ઠીક ન કહેવાય ત । રા જેવા પૂજ્યની આગળ મારે વધારે કહેવુ યોગ્ય નથી, અને મારાથી કોઈ રીતે ચારિત્ર લઈ શકાય, તેવો યોગ નથી જો કર્મની અનુકૂળતા થશે, અને મારા ભાગ્યમા ચ રિ ત્રનો યોગ હશે, તો આગળ બનો તે ખરૂ હમેશા હું ચારિત્ર લેવાના પરિણામ હૃદયમા ધારણ કરૂ છુ પૂજ્ય ગુરૂણીજી ! વધારે અયોગ્ય કહેવાયું હોય તો હું આપને ખમાવું છુ

ચ ચળ જ્ઞાન તાને કહે છે—કાકી ! પછી તે પ્રમાણે સાધ્વીજીને કહીને ચ દન ચાલી ગઇ ને આ બધી વાત

સાભળી હતી, પણ તે વખતે મને કાઈ પણ વિચાર થયો નહોતો આનદા કાકી! હવે મને એમ થાય છે, કે, તે સાધ્વી પોતાની ચેલી કરવાને માટે અર્મને લલચાવતા હશે, અને તેને લીધેજ તેઓ અમારી ખુશામત કરે છે, અને સામાયિક કરતા શ્રાવિકાઓ ઘણી ગડબડ કરે છે, તે પણ શાધ્વીજી સહન કરે છે પૂજ્ય કાકી! હુ આપનો ઉપકાર માનુ છુ, જે મને તમે મારા હિતને માટે સાવચેત કરી છે હુ તમારી પુત્રી છુ, મને લલિતાના જેવી ગણીને બી જી પણ કાઈ હિતની વાત હોય, તે સમજાવો

આનદા આનદ પામી બોલી—બેન ચચળ! હવેથી જ્યા અજ્ઞાન બૈરાઓ સામાયિકને બદલે વોટાની કુથલી કરતા હોય, અને આપણા ધર્મ ગુરૂણીજી તેની ઉપેક્ષા ક રતા હોય, તેવે સ્થળે સામાયિક કરવાને કે અમસ્તા બે- સવાને જશો નહિ તેના કરતા ઘેર બેસીને સામાયિક ક- રવી, તે સારી છે સામાયિકની ક્રિયા કેવી પવિત્ર છે, તે વિષે મે તારી બ્હેનપણી લલિતાને સમજાવી છે, તે તને પછી સારી રીતે સમજાવશે

ધર્મદાસ શેઠ કહે છે–બેનો! પછી શિવચદ્ર શેઠની સ્રી આનદાને લલિતાએ પુછ્યુ, માતા! સામાયિક એ શબ્દનો અર્થ, અને તેના હેતુ હુ પછી ચચળ બેનને સમ- જાવીશ, પણ હવે સામાયિક વિષે જે કાઈ વિશેષ કહેવાનુ હોય, તે મને કહી સભળાવો આનદા કહે છે—હે પુત્રી લલિતા! સામાયિક કરતી વખતે તેના બત્રીશ દોષ વર્જ- વાના છે તેમા બાર દોષ કાયાના, દશ દોષ વચનના અને દશ દોષ મનના, એમ મળી બત્રીશ દોષ થાય છે.

૧ કાયાના બાર દોષ આ પ્રમાણે—સામાયિક કરતા પગ ઉપર પગ ચડાવી બેસવુ ન જોઇએ જો તેમ કરે, તો તે આસન દોષ કહેવાય છે તેવી રીતે બેસવાથી ગુરૂ વિનયમા ખામી થાય છે એ બેઠક અભિમાની હોવાથી અવિનય ગણાય છે, અને તેમા ઉદ્ધતપણુ દેખાય છે

૨ બીજો ચલાસન દોષ છે સામાયિક કરતા આસન ઉપર બેસી ઉચે નીચે થયા કરે, વારવાર અડપલા કરે, તેને એ દોષ લાગે છે સામાયિક કરનારે સ્થિર આસન રાખવું જોઇએ

૩ ત્રીજો ચલદૃષ્ટિ દોષ છે સામાયિક લીધા પછી નાશિકા ઉપર દૃષ્ટિ સ્થિર રાખવી જોઇએ મનના શુદ્ધ ઉપયોગ રાખી, મૌનપણે ધ્યાન કરવું જો સામાયિક લઇને સ્વાધ્યાય કરવો હોય, તો યતના પૂર્વક મુખ આગળ મુહપત્તિ રાખી, પુસ્તક ઉપર દૃષ્ટિ રાખીને ભણવું અથવા સાભળવું જો કાયોત્સર્ગ કરવો હોય, તોપણ દૃષ્ટિને સ્થિર રાખવી. આ પ્રમાણે નહીં કરતા જે દૃષ્ટિને ભય પામેલા મૃગલાની જેમ ચારે તરફ ફેરવ્યા કરે, તેને ચલદૃષ્ટિ દોષ લાગે છે, તે દોષનો ત્યાગ કરવો જોઇએ

૪ ચોથો [1]સાવદ્યક્રિયા દોષ—એટલે જે સામાયિકની ક્રિયા કરે, પણ તે સાવદ્ય (દોષવાળી) કરે અથવા સાવદ્ય ક્રિયાની સજ્ઞા કરે, તેવી સાવદ્ય ક્રિયા ન કરવી જોઇએ

૫ પાચમો આલબન દોષ—એટલે, સામાયિક કરતા ભીંત, તકીયા વિગેરેપર પીઠ રાખી બેસવું નહીં, અર્થાત્

---

[1] કર્મ બંધ થાય તેવી ક્રિયા

તેને પુંઠ લગાડી બેસવું નહીં તેમ કરવાથી જીવહિંસા થાય છે, અને વખતે નિદ્રા આવી જાય છે

૬ છઠ્ઠો આકુંચન-પ્રસારણ દોષ એટલે સામાયિક લઇને હાથ પગ સંકોચવા નહીં, તેમ લાંબા કરવા નહીં, જરૂરી કામ હોય, તો પ્રમાર્જીને હલવુ

૭ સાતમો આળસ દોષ-એટલે સામાયિક કરનારે આળસથી અંગ મરડવુ નહીં તે મરડવાથી પ્રમાદ આવે છે, અને પ્રમાદને લઇને વ્રતમા અનાદર થાય છે

૮ આઠમો મોટનદોષ એટલે સામાયિક કરનારે હાથપગની આગળીઓના ટાચકા ફોડવા નહીં.

૯ નવમો મલદોષ એટલે ચાલે ત્યા સુધી અંગને ખંજોળવુ નહીં તેને પણ બનતા સુધી સહન કરવુ, કદિ લાચારીથી તેમ કરવુ પડે તો, પ્રમાર્જીને ધીમેધીમે કરવુ.

૧૦ દશમો વિમાસણદોષ એટલે સામાયિક કરતા ગળે હાથ લગાવી બેસવુ નહિ

૧૧ અગીઆરમો નીદ્રા દોષ એટલે સામાયિક કરનારે નિદ્રા કરવી નહિ, તેમજ ઝોકા ખાવા નહિ

૧૨ બારમો આચ્છાદન દોષ એટલે સામાયિક કરતા શીત વિગેરેને માટે પોતાના બધા અંગ ઉપાંગો વસ્ત્રોથી ઢાકવા નહિ

બેન લલિતા! આ બાર દોષ કાયાના છે, તે સામાયિક કરનારે કરવા નહિ તેવી રીતે દશ દોષ વચનના છે, તે પણ છોડી દેવા સામાયિક કરનારે કુવચન અને હુંકાર

વચન બોલવા નહિ તે બોલવાથી પહેલો ૧ કુબોલ દોષ લાગે છે સામાયિક કરનારે વિચાર કર્યા વિના સહસાકાર બોલવુ નહિ તેમ કરવાથી બીજો ૨ સહસાકાર દોષ લાગે છે કોઈની ઉપર ખોટુ તોહોમત આવે તેવુ વચન અથવા ન કર્યું હોય તેને કર્યું, એવુ વચન ન બોલવુ તેથી ૩ અસદારોપણ નામે ત્રીજો દોષ લાગે છે શાસ્ત્રના આધાર વિના પોતાની મરજીથી કાઇ બોલવુ નહિ તેમ કરવાથી ૪ નિરપેક્ષ વાક્ય નામે ચોથો દોષ લાગે છે વળી સામાયિક કરનારે જે કાઇ સૂત્રના પાઠ ભણવા હોય, તે બરાબર પૂરા ન ભણતા સક્ષેપમા પતાવે, અક્ષર પાઠ બરાબર બોલે નહિ, તેને ૫ સક્ષેપ નામે પાચમો દોષ લાગે છે સામાયિકમા કોઈ મિથ્યાત્વી કે, સાધર્મીની સાથે કલહ-કરવો નહીં તેમ કરવાથી છઠ્ઠો કલહ દોષ લાગે છે કોઇને ગાળો દેવી અથવા કુવચન બોલવા, એ પણ એ દોષમાજ આવી જાય છે સામયિકમા ચાર જાતની [૧]વિકથા કરવી નહિ જો કરવામા આવે તો, ૭ વિકથા નામે સાતમો દોષ લાગે છે બીજાની હાસી કે, મશ્કરી કરે તો ૮ હાસ્ય નામે આઠમો દોષ લાગે છે સામયિકમા જે પાઠ ભણવા જોઇએ, તે ઉતાવળથી બોલે, અથવા અશુદ્ધ બોલે, અથવા સામાયિક લેતી વખતે અને પારતી વખતે ઓછા અધિક સૂત્રો ભણે તો તેને અશુદ્ધ પાઠ નામે નવમો દોષ લાગે છે સામાયિકના પાઠ મચ્છરની જેમ ગણગણાટ કરતા બોલે, અને તે બોલવામા બીજી ગડબડ કરે, સ્પષ્ટ ઉચ્ચાર કરે નહિ, તો તેને ગુણગુણ નામે દશમો દોષ લાગે છે

આનંદા કહે છે—બેન લલિતા! હવે મનના દશ

---

૧ રાજકથા, દેશકથા ભોજનકથા, સ્ત્રીકથા

દોષ કહું તે સાભળ

સામાયિક કરનાર, તેમા સર્વ ક્રિયા વિવેક વગરની કરે, અથવા ઉદ્ધતઈથી કરે, તેમજ મનમા એવો વિચાર કરે કે, મ સાયિક કરવામા શું ફળ છે? આ પ્રમાણે કરવાથી અવિવેક નામે પહેલો દોષ લાગે છે સામાયિક કરતા જે યશ કીર્ત્તિની ઇચ્છા રાખે કે, 'સામાયિક કરવાથી મારી કીર્ત્તિ વધે' તો તેને બીજો યશોવાછા નામે દોષ લાગે છે સામાયિક કરી ધન લેવાની વાછા રાખે, તેને ત્રીજો ધનવાછા દોષ લાગે છે સામાયિકમા જે એવુ અભિમાન કરે કે, 'ખરેખર ધર્મી હુ છુ. મારા જેવુ સામાયિક કોઇને આવડતુ નથી,' આથી તેને ચોથો ગર્વદોષ લાગે છે જે લોકોની નિંદાથી ડરીને સામાયિક કરે, પણ ધર્મની લાગણીથી કરે નહીં, તેને ભયદોષ નામે પાચમો દોષ લાગે છે જે સામાયિક કરતા મનમા એવી ઇચ્છા કરે કે, આ સામાયિક કરવાથી મને પૈસો, સ્ત્રી, પુત્ર, રાજ્ય, તથા ઇંદ્ર કે ચક્રવર્ત્તીની પદવી મળે તો સારૂ આવુ ઇચ્છવાથી છઠ્ઠો નિદાનદોષ લાગે છે જે માણસ તત્વની પ્રતીતિ વિના એવો સદેહ કરે કે, સામાયિક કરવાથી કાઇ ફળ મળતુ હશે કે નહિ, તેવા માણસને સાતમો સશયદોષ લાગે છે. સામાયિક કરતા જે ક્રોધ વિગેરે કષાય કરે, તેને આઠમો કષાયદોષ લાગે છે જે સામાયિક કરતા મનથી વિનય રાખે નહીં, તેને નવમો અવિનયદોષ લાગે છે જે બહુ માન ભક્તિભાવથી અને ઉત્સાહથી સામાયિક કરે નહિ, માત્ર વેઠની જેમ કરે, તેને દશમો અબહુમાન નામે દોષ લાગે છે આ પ્રમાણે મનના દશ દોષ સામાયિક કરનારે તજવા જોઇએ

આનંદા કહે છે—બેન લલિતા અને ચંચળ! તમે આ બાબત વિચાર કરજો કે, સામાયિકની ક્રિયા કેવી રીતે કરવાની છે? જે ક્રિયામા ઉપર કહેલા બત્રીશ દોષ છોડી દેવાના કહ્યા છે, અને જ્યારે તેઓમાથી કોઇ પણ દોષ લાગે તેમ કરવામા આવે, તો તે સામાયિક દૂષિત ગણાય છે તેને બદલે પદ્મશ્રી સાધ્વીના ઉપાશ્રયમા બેસીઓ સામાયિક લઇને લોકોની નિંદા કરે, ગામની કુથલી કરે, એ કેવી વાત કહેવાય! તેનું નામ સામાયિકજ નથી, અને તેવો ઉપાશ્રય ધર્મ કરવાનુ સ્થળ નથી, પણ કર્મ બાધવાનુ સ્થળ છે

આનંદાના આવા વચન સાભળી, લલિતા અને ચંચળ ઘણાજ ખુશી થયા. ચંચળ આનંદ પામી બોલી—આનંદા કાકી! તમારા વચન સાભળી મને ઘણી ખુશી ઉપજી છે મારા સારા ભાગ્યે હુ આજે તમારે ઘેર આવી ચડી, નહીં તો આ લાભ મને ક્યાથી મળત? કાકી! મને ઘણો પસ્તાવો થાય છે કે, આજદિન સુધી મે જે સામાયિકો કરી, તે બધી ફોગટ ગઇ તમારી લલિતા તો કોઇવારજ આવતી હતી. તેનો તો પ્રથમથીજ કટાક્ષો હતો, પણ મને તો આવો સારો વિચાર પ્રગટજ થયો નહિ મને તો પદ્મશ્રીના ઉપાશ્રયમા જવાની હોંશ વધતી હતી. આજે મને ખરૂ ભાન આવ્યુ. કાકી! હવેથી હુ દરરોજ તમારી પાસે આવતી જઇશ મને લલિતાની સાથે સારો બોધ આપજો

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! ચંચળના આવા વચન સાભળી આનંદાને આનંદ ઉત્પન્ન થયો પોતાની પુત્રીઓને સારો બોધ મળે તેવા ઇરાદાથી તે પાછી ફરીવાર બોલી—બેન લલિતા! સામાયિકને માટે તેના પાચ અતિચાર કહેલા છે, તેઓના ૧ કાયદુષ્પ્રણિધાન, ૨ મનોદુ

**પ્રણિધાન, ૩ વચનદુ.પ્રણિધાન, ૪ અનવસ્થા અને ૫ સ્મૃતિવિહીન** એવા નામ છે આ પાચે અતિચાર વર્જવા જોઇએ જે કરવુ ન જોઇએ, તે છતા પ્રમાદથી થઇ જાય, તે **અતિચાર** કહેવાય છે સામાયિક લેતા શરીરના હાથ, પગ વિગેરે અવયવ હલી જાય, પુજ્યા વિનાની ભીંત ઉપર પીઠ લગાવી બેસી જવાય, તે પહેલા **કાયદુ પ્રણિધાન** અતિચાર કહેવાય છે સામાયિક કરતા મનમા નઠારૂ ચિતવન થઇ જાય, ક્રોધ, લોભ, દ્રોહ, અભિમાન, ઇર્ષા અને સભ્રમ મનમા આવી જાય, તે બીજો **મનોદુ પ્રણિધાન** નામે અતિચાર કહેવાય છે સામાયિક કરતા દોષવાળા વચન બોલાય, સૂત્રાક્ષર અશુદ્ધ કે ઓછા વધતા બોલાય, અને સ્પષ્ટ ઉચ્ચાર ન થાય, તે **વચનદુ પ્રણિધાન** નામે ત્રીજો અતિચાર કહેવાય છે કોઇ કારણને લઇને સામાયિક વખતસર ન કરી શકાય, અથવા બેમર્યાદાથી કરાય કે, ઉતાવળથી આદર વિના કરાય, તે ચોથો **અનવસ્થા** નામે અતિચાર કહેવાય છે સામાયિકમા એવી ભુલ થઇ જાય કે, મેં સામાયિક કયારે લીધી છે ? તે પારી છે કે નહિ ? અથવા સામાયિક કરી છે કે નહિ ? ઇત્યાદિ વિસ્મરણ થઇ જાય, તે **સ્મૃતિવિહીન** નામે પાચમો અતિચાર કહેવાય છે આ પાચ અતિચારનો સામાયિકમા ત્યાગ કરવો જોઇએ બેન લલિતા અને ચચળા ! આ અતિચાર પણ સદા યાદ રાખજો ઉપર કહેલા બત્રીશ દોષ અને અતિચારમા એટલો તફાવત છે કે, જાણી જોઇને કરે તેને બત્રીશ દોષ લાગે છે અને જાણ્યા વિના થઇ જાય તેને અતિચાર લાગે છે ઉપરના બત્રીશ દોષથી સામાયિક દૂષિત ગણાય છે, પણ પાચ અતિચાર લાગવાથી સામાયિક દૂષિત ગણાતું નથી, એટલો તેમા તફાવત છે બેન લલિતા ! આવી

રીતે આપણા ધર્મમા સામાયિકને માટે લખે છે, તેથી કદી પણ તમારે એ દોષ થવા દેવા નહિ પન્નશ્રીના ઉપાશ્રયમા જ્યારે ખરેખરૂ સામાયિક થઇ શકતુ નથી, તો પછી ત્યા સામાયિક લેવા જવુ નહિ માત્ર સાધ્વીજીના દર્શન કરી અને પચ્ચખાણ લેવા હોય તો, તે લઇને પાછા ચાલ્યા આવવુ બેન ! સાધુ સાધ્વીની નિંદા કરવી એ આપણો ધર્મ નથી, પણ બનતા સુધી જે સાધુ સાધ્વીમા ચારિત્રના ગુણ ન હોય, તેવા સાધુસાધ્વીની પાસે જવુ તે યોગ્ય પણ નથી કારણ કે, ચારિત્ર વિનાના વેષધારી સાધુ-સાધ્વીઓ પોતે ડુબે છે, અને બીજાને ડુબાડે છે તેમની મનોવૃત્તિ દૂષિત હોવાથી તેઓ નિર્મળ ઉપદેશ આપી શકતા નથી માટે બનતા સુધી તેવા સાધુ-સાધ્વીનો પ્રસગ થોડો રાખવો તેમના ઉપાશ્રયના કરતા ઘેર ધર્મ સાધન કરવુ ઉત્તમ છે

ચંચળ વચમા બોલી ઉઠી—કાકી ! હવે અમને ખબર સમજણ પડી છે કોઇ દિવસ તેવા સ્થાનમા સામાયિક કરવા અમે જઇશું નહીં તમે કહેલા સામાયિકના બત્રીશ દોષ પન્નશ્રીના ઉપાશ્રયમા ભરેલા છે ત્યા કોઇ પણ શ્રાવિકા શુદ્ધ અને નિર્દોષ સામાયિક કરતી હોય, એમ મને લાગતુ નથી કાકી ! તમે આ બોધ આપી મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે આ લાભ લલિતા બેનને તો મળત, પણ મારા જેવી દૂર પાડોશમા રહેનારી અજ્ઞાન બાળિકાને ક્યાથી મળત ? કાકી ! આવી રીતે તમે લલિતાને હમેશા બોધ આપો છો કે કેમ ? તે કહો

આનદા કહે છે–બેન ચચળ ! કોઇવાર બીજા ગૃહકાર્ય સબધી અને કોઇ વાર ધર્મ સબધી બોધ હમેશા આપુ છુ,

પણ હવે તેને વધારે બોધ આપવાની જરૂર પડી છે ચ-ચળે વચમા પુછ્યુ, આનદા કાકી ! હમણા વધારે બોધ આપવાની શી જરૂર પડી છે ? આનદા કહે છે—બેન ચ-ચળ ! તારી સખી લલિતાને હવે સાસરે મોકલવાની છે ,સાસરીઆમા રહી તેણે જે ફરજો બજાવવાની છે, તે તેને બરાબર શિખવવાની જરૂર છે ચચળ બોલી—કાકી ! "એવો સમય મારે પણ" આટલુ બોલી ચચળ શરમાઇ ગઇ એટલે આનદાએ કહ્યુ—બેન ચચળ ! હુ તારી વાત સમજી ગઇ હવે તમે બને સહીયરો સાવધાન થઈ સાભળો

**ધર્મદાસ** શેઠ કહે છે–હે ! વિકાઓ ! તે પછી આનદાએ પોતાની પુત્રી લલિતાને નિચે પ્રમાણે બોધ આપ્યો

**આનદા** કહે છે–બેન લલિતા ! તું શાણી અને સમજુ છે, તારા જેવી સદ્ગુણી પુત્રીને વારવાર કહેવુ યોગ્ય નથી, પણ માતાના ધર્મ પ્રમાણે કહ્યા વિના ચાલતુ નથી એથી તુ એમ ન જાણીશ કે, તારી મને ચિતા છે હુ જાણુ છુ કે, તું મારા ઉદરમા રત્ન પાકી છે અને શ્રાવક કુળની સદ્ગુણી સુતા છે માટે મને ખાત્રી છે કે, તુ મને લાછન લાગે એવુ કાઇ પણ કરીશ નહીં તારામા દેવ, ગુરૂ અને ,ધર્મની ભક્તિ છે હે લલિતા ! હવે તારે સાસરામા રહીને દિવસ રાત્રિનો વખત કેમ ગાળવો, એજ વાર્તા પ્રથમ તને સમજાવુ છુ

બેન લલિતા ! જ્યારે તું અહિંથી જા, ત્યારે નવકાર મત્ર ભણી પ્રયાણ માગલ્ય કરી ત્યા જજે, ત્યા જઇને તારી સાસુને પગે પડી નમસ્કાર કરજે તે પછી જે વડિલ વર્ગના દરજ્જામા હોય, તેમને પણ પગે લગજે તે પછી નાના દરજ્જામા નણદ વિગેરે હોય, તેમને પાપુ પગે લા

ગજે તથા જે પગે લાગવા યોગ્ય નહીં એવા નાની નણંદ કે દેરાણી હોય, તેમને પ્રીતિથી આલિંગન દેજે, અથવા હસતે મુખે તેમની સુખાકારી પુછજે પિતારૂપ સસરાને તથા બીજા પુરૂષ જાતિના વડિલ વર્ગને પગે લાગજે. તેમની પાસે જઇશ નહીં એકાતમા સમય આવે, ત્યારે તારા પતિને વિનયથી ચરણમા નમન કરજે, અને પ્રિય વચન વિગેરેથી સતોષ પમાડજે વ્હાલી સુતા ! સબધી વર્ગમાથી કદિ કોઇ પણ મશ્કરીમા કે અમસ્તા તને કટુ વચન કહે, તો જરા પણ ઉત્તર વાળીશ નહિ, પણ પ્રસન્ન મનથી તારા કામને કરતી જજે બેન લલિતા ! તુ સમજે છે કે, જે માણસ ક્રોધ વિગેરે કષાયને વશ થઇ, અથવા અહકારને લઇ કાઇ કટુ વચન બોલે, તો તેમા આપણે શામાટે રોષ કરવો ? જો આપણે સામો કાઇ પણ રોષ ન બતાવીએ, તો તે માણસને પસ્તાવો થશે ક્રોધની સામે ક્રોધ કરવો, એ આપણા ધર્મની વિરૂદ્ધ છે ક્રોધરૂપ કષાયને ચડાળની ઉપમા આપેલી છે તે વિષે એક બ્રાહ્મણની કથાનું દષ્ટાત તે નીચે પ્રમાણે કહેવાય છે

આનદા કહે છે—બેન લલિતા ! ક્રોધરૂપ કષાયને શા માટે ચડાળ કહ્યો ? તેનુ દ્રષ્ટાત એવુ છે કે, કોઇ એક બ્રાહ્મણ સ્નાન કરીને રસ્તામા આવતો હતો, ત્યા એક ચડાળની સ્રી માર્ગમા સાવરણીથી વાળતી હતી તે બ્રાહ્મણ ઘણો વ્હેમી અને પવિત્રતાનો ડોળ રાખનારો હતો તેની તરફ તે ચડાળની સ્રીના સાવરણામાથી જરા રજ ઉડી, એટલે તે બ્રાહ્મણને ઘણો ક્રોધ ચડયો તેનું મુખ લાલચોળ થઇ ગયુ ક્રોધના આવેશથી તેનું શરીર ધ્રુજવા લાગ્યુ બ્રાહ્મણનો આવો ક્રોધી દેખાવ જોઇ તે ચડાળની સ્રીએ વિચાર્યું કે, આ બ્રાહ્મણને

અતિ કોપ ચડયો છે, અને તે ક્રોધને વશ થઇ ગયો છે, માટે તેને ખરેખરી શિખા કરવી, કે જેથી તે ફરીવાર આવો ક્રોધ કરે નહિ આવુ વિચારી તેચ ડાળની સમજુ સ્ત્રી પાસે આવીને બ્રાહ્મણને આલિગન કરી ભેટી પડી તે સ્ત્રીશરીરે મજબૂત હતી તેણીનું આ કામ જોઇ તે બ્રાહ્મણસ્તબ્ધ થઇ ગયો મોટે સ્વરેથી પોકાર કરવા લાગ્યો, અને જોરથી છોડાવવા લાગ્યો ક્ષણવાર પછી તે ચ ડાળની સ્ત્રી તેને છોડીને ચાલતી થઇ, એટલે બ્રાહ્મણ પણ તેની પાછળ ગાળો દેતો અને લોકોને એકઠા કરતો ચાલતો થયો આ વખતે તે નગરનો રાજા તે માર્ગે ફરવા નીકળ્યો રાજાને જોઇ બ્રાહ્મણે ઉચે સ્વરે પોકાર કર્યો એટલે રાજાએ રથ ઉભો રાખી તેને પુછયું, અરે બ્રાહ્મણ! શું છે? જે હોય તે નિવેદન કર બ્રાહ્મણે રાજાને કહ્યુ, મહારાજા! જુલમ થયો છે આપના ન્યાયી રાજમા મહા પાપ થયુ છે હમણા હુ સ્નાન કરીને મારે ઘેર જતો હતો, તેવામા રસ્તાની અદર આ દુષ્ટ ચ ડાળની સ્ત્રી શેરી વાળતી હતી તેના વાળવાની રજ મારી તરફ ઉડવાથી મે તેને ક્રોધથી અટકાવી, એટલે તે તત્કાળ આવીને મને ભેટી પડી. મારા શરીરને તેણીએ ઘણુંજ અપવિત્ર કરી દીધુ હવે મારે શું કરવુ? હુ બ્રાહ્મણ ઘણોજ દોષમા આવી ગયો મારે મોટુ પ્રાયશ્ચિત લેવું પડશે આ દુષ્ટ સ્ત્રીને મોટી શિક્ષા થવી જોઇએ બ્રાહ્મણની ફરીયાદ સાભળી રાજાએ ચ ડાળણીને પુછયુ, હે ચ ડાળણી! તે આવા પવિત્ર બ્રાહ્મણને શા માટે અભડાવ્યો? રજ ઉડવાથી તો તેને ક્રોધ ચડયો હતો, તે છતા તુ એને કેમ ભેટી પડી? તુ ખરેખર શિક્ષાને પાત્ર થઇ છે ચ ડાળની સ્ત્રીએ વિનયથી કહ્યું, મહારાજા! હુ કાઇ તે બ્રાહ્મણને ભેટી પડી નથી, પણ મારા સ્વામીને ભેટી પડી છું આપ જાણતા હશો કે ક્રોધ એ ચ ડાળ કહેવાય છે,

એટલે તે ચ ડાળ મારો સ્વામી કેમ ન થાય ? જ્યારે મે મારા સ્વામીને તે બ્રાહ્મણના શરીરમા જોયો, એટલે હુ તેને ભેટવા ગઇ હતી બ્રાહ્મણને ભેટી તેને અભડાવવાની મારી ઇચ્છા ન હતી ચ ડાળની સ્ત્રીના આવા વચન સાભળી રાજા વિસ્મય પામી ગયો, અને ચ ડાળની સ્ત્રીની ચતુરાઇ જોઈ ખુશી થઇ ગયો, અને ફરીવાર તેમ ન કરવાની સૂચના આપી, અને બ્રાહ્મણને શાત કરી રાજા ચાલતો થયો, અને તે ચ ડાળની ચતુર સ્ત્રી છુટી ગઇ

આન દા કહે છે—બેન લલિતા ! આ દ્રષ્ટાત ઉપરથી સમજવુ કે, ક્રોધ રૂપ કષાય તે ખરેખરો ચ ડાળ છે, તે ચ ડાળ આપણા શરીરમા ન આવે તેમ કરવુ જોઇએ આ પણે ઉંચ જાતિના કહેવાઇએ છીએ, તેથી કદિપણ ચ ડાળ જેવી નીચ જાતિનો સ્પર્શ ન કરવો જોઇએ ચ ડાળની છાયા પડે તોપણ અપવિત્ર થવાય છે તો તેનો સ્પર્શ કરવાથી કેટલી અપવિત્રતા થાય ? તે વિચારી લેવુ કદિ કોઇ આપણું નઠારૂ કરે અગવા ક્રોધને વશ થઇ ગાળો આપે, તોપણ આપણે સહન કરવી જોઇએ હે પુત્રી ! હમેશા સહન કરવાનો ગુણ ધારણ કરજે ક્ષમા એ મોટામા મોટો ગુણ છે જેના હાથમા ક્ષમારૂપી ખડ્ગ છે, તે હમેશા વિજય મેળવે છે કદિ કોઇ કઠોર વચન બોલે, તોપણ તેનો સામો ઉત્તર વાળીશ નહીં સર્વદા મનને પ્રસન્ન રાખી ઘરનુ કામ કર્યા કરજે તારી સહનતા જોઇને કઠોર વચન કહેનારને પશ્ચાતાપ થશે, એટલે ફરીવાર તેવા વચન કહેશે નહિ

વહાલી પુત્રી ! બીજો ગુણ એવો રાખજે કે, કોઇ પણ માણસની છુપી વાત સાભળવાની ઇચ્છા રાખીશ નહિ તેમ કરવાથી બીજાના છિદ્ર જોવ નુ મન થયા કરે છે,

અને તેથી કરીને કોઇ વાર સર્વને અપ્રિય થઇ પડીએ છીએ આપણા ઘરમા સાસૂ, સસરો, જેઠ, જેઠાણી કે દિયર, દેરાણી અથવા બીજા કોઇ ગમે તે વાત કરતા હોય, પણ તે સાભળવાની ઇચ્છા કરવી નહિ તેવે પ્રસગે જો તે બોલાવે તોજ તેમા ભાગ લેવો તે વખતે જ્યા રહીને સાભળી શકાય, એવી પાસેની જગામા પણ ઉભી રહીશ નહિ પણ આજુબાજુના કામમા પ્રવેશ કરજે અને કદાપિ કોઇની કાઇ પણ છાની કે ઉઘાડી વાત સાભળવામા આવી હોય, અને તે વાત બીજાને કહેતા કોઇને નુકશાન થવાનો સભવ હોય, તો તેવી વાર્ત્તા કોઇની આગળ પ્રગટ કરીશ નહિ તથા કોઇને નુકશાન ન થાય એવી શિખામણની વાત હોય, તો તે પ્રીતિવડે પુછનારને કોમળ વાણીથી મધ્યમ રાખાજે કામ જેટલી કહી સભળાવજે હે લલિતા! બીજી એક વાત તારે સદા ધ્યાનમા રાખવાની છે કે, સાસૂની આજ્ઞાવિના એક ઘરને અતરે પણ જઇશ નહિ. કદિ સાસૂ ઘેર ન હોય, અને જવાની અગત્ય જણાય તો, પતિ અથવા તે ન હોય તો ઘરના કોઇને પણ અગત્યનુ કારણ કહી તેને ઘેર જવુ, તેમા પણ જે ઘરમા પુરૂષ ન હોય, તેવા ઘરમા ખરે કામે જવુ, અને સ્ત્રી વગરના એકલા પુરૂષવાળા ઘરમા કારણસર પણ એકલા પ્રવેશ ન કરવો કારણ કે, દુર્જન હોય, તે વગર વિચાર્યું જુઠુ આળ મુકવાને ડરતા નથી, તેથી તે બાબતમા બહુ સભાળીને ચાલવુ બેન લલિતા! જ્યા આપણાથી મોટી ઉમરની સ્ત્રીઓ વાતો કરતી હોય, ત્યા તેમના પુછયા વિના વચ્ચે બોલવુ નહિ તથા આપણને પુછવાથી પણ જો કોઇને દુ ખ લાગવા જેવુ હોય, કે તે કહેવાથી બીજાનુ

માગજ ! શના જેવુ હોય, તો તેવી વખતે પુછવાવી ઘટે એટલુ સર્વી ગુણ થાય એવુ વચન બોલવુ

બેન લલિતા ! બીજી એક વાત ધ્યાનમા રાખજે કે, કાઇ પણ ઘરકામ હોય, તે ઘરની વડિલ સ્ત્રીઓની આજ્ઞા પ્રમાણે કરવુ કદિ તેમની આજ્ઞા પ્રમાણે કરતા કાઇ નુકસાન જેવુ આપણી નજરમા આવે તો, તેમને ખોટુ ન લાગે એવી ગોઠવણથી તે વાત આપણા ઉપર પ્રીતિ રાખનાર વડિલની મારફતે પ્રગટ કરવી, અને તે વિષે પોતાનો અભિપ્રાય જણાવવે પરંતુ કાઇ રીતે એમ નહિ કે તરત, તે સોપનારની મૂર્ખાઇ ઉઘાડી પાડી આપણુ ડાહ્યાપણુ પ્રગટ ન કરવુ કારણકે, તેની બુદ્ધિ પ્રમાણે તેને ઠીક લાગે એવો નિશ્ચય કર્યો હોય તેને જો કોઇ તેજ વખતે અઠીક કહે છે, તો તે દોષ કાઢનાર ઉપર તેને ક્રોધ ચડે છે તેવી વડિલની આજ્ઞા એક વાર કબુલ કરીને ક્ષણવાર પછી જો કહેવા યોગ્ય હોય તો, તેમા નુકસાન હોય તો કહેવુ, અને ન કહેવા યોગ્ય હોય, પણ તેની આજ્ઞા પ્રમાણે કરવાથી ભારે નુકશાન થવનો સંભવ હોય, તો તેજ વખતે આપણી બુદ્ધિ પ્રમાણે વિનયથી કારણ જણાવી કરી સમજાવવુ ત્યાર પછી જો તે આપણને ક્રોધ ચડાવી કઠોર વચન કહે, તો તે સહન કરી લેવુ, અને તેની ઇચ્છા પ્રમાણે કામ કરવુ વળી કોઈ કામ કર્યા પછી જો તે આપણા ઉપર ક્રોધ કરી કઠોર વચન કહે, તો તે સહન કરી લેવુ, પણ તેની સામે તરત ઉત્તર વાળવો નહીં, તેમજ રુસણો લવી, તેના ની રીસાયાનુ કોઇ ચિન્હ ન રાખવુ, પણ ઉલટુ તાક જોઇને આપણામા મિથ્યા દોષ તે ધારતા હોય તેને માટે તેની પાસે ક્ષમા માગવી, હવે પછી સંભાળીશ, એવી પ્રતિજ્ઞા કરવી

હે સુતા! કોઇ વડિલ કદિ આપણાથી ઓછી બુદ્ધિના હોય, કે કાંઇ ખામીવાળા હોય, તેમનું ક્યારેય હાસ્ય ન કરવું, તથા આપણાથી નાનાની મૂર્ખતાનું પણ હાસ્ય ન કરવું કારણ કે, હાસ્ય કરનાર માણસનું વજન ઘટી જાય છે. હસવાની પ્રકૃતિને લઇ મનુષ્ય લઘુતાને પામે છે જો તેવો હસવા જેવો પ્રસંગ આવે, તો આપણે હસવું નહિ, પણ બીજા જે નાની વયના હસે, તેમને શિખામણ દેવી કદિ જો તે આપણી શિખામણનો અનાદર કરે અથવા હસી કાઢે, તો તેની પ્રત્યે તે વખતે ક્રોધ કરી બોલવું નહિ, પણ તરત અજાણ્યા થઇને આપણું કામ કરવા લાગવું તેમ તેણે આપણો અનાદર કે મશ્કરી કરેલ છે, એમ મનમાં રાખી, તેની સાથે વેર રાખવું નહિ, તથા પાછળથી તેની ઉપર અપ્રીતિ જણાવવી નહિ, પણ પછીથી તેની સાથે અગત્યનું કામ હોય, તેટલોજ પ્રસંગ રાખવો વ્હાલી સુતા! સાસરીઆમાં જે કોઇ આપણાથી નાની વયના ઘરના કે બાહેરના માણસો હોય, તેમની સાથે વધારે બોલવાની ટેવ રાખવી નહીં કારણ કે વધારે બોલવાથી આપણું વજન ઘટે છે, તેથી તેમની સાથે કામ જેટલોજ વ્યવહાર રાખવો દરેક કામમાં ઘણી ઉતાવળ કે ઘણું ઠંડાપણું રાખવું નહિ. જો કોઇ કામ ઉતાવળથી કરવાનું હોય, તો તેને મુર્ખતાની ન લાગે તેવી રીતે ઉતાવળથી કરવું, અને ઉતાવળ ન હોય, તોપણ નજીવા કામમાં ઘણી વાર ખોટી થવું નહિ જે કામ ઝડપથી થઇ શકે તેવું હોય, તેમાં મિથ્યા વિલંબ કરી વખત ગુમાવવો નહિ આ કામ કરી રહીશ, તો પછી મારે બીજું કામ કરવું પડશે, એવી ધાસ્તીથી આળસની ખોટી ટેવ પાડવી નહિ જે કામ આપણાથી ન બને તેવું

હોય, તે કાળ મિથ્યા અભિમાન દેખાડતા પોતાને માથે લેવુ નહિ, પણ તરત પોતાની અશક્તિ જણાવી દેવી કદિ તેને માટે આરો મ ણમ શુ ો કરે, તો તે સહન કરી લેવો, અને જે રીતે કામ કરતુ હોય, તેને જાણવાની હોશ રાખી, તે માણસની માફી માગી તેનાથી જાણીલેવુ, અને તે છતા જો તે ન જણાવે, તો તેનો ઠપકો સહન કરી, બીજા કામમાં પ્રવેશ કરવો

પ્રિય પુત્રી! સાસુ અને વહુનો સ બ ધ કેવો હોય છે, તે તુ જાણે છે? તે સબધ માતા અને પુત્રી જેવો છે, તથાપિ ચાલતા કાળને લઇને ઘણે ઠેકાણે સ બ ધ લપટાઇ ગયો છે કેટલીએક દુષ્ટ સ્વભાવની સાસુ દીકરાની વહુની તરફ સારી લાગણીથી જોતી નથી ખાવાના સારા પદાર્થ હોય, તે પોતાના છોકરા છોકરીને આપે છે, અને વહુને આપતી નથી તે પોતાની વહુને એક દાસી જેવી ગણે છે ઘરમા કાઇ સારો પદાર્થ કર્યો હોય, તો વહુને સૌથી થોડો ભાગ આપે છે, અથવા તો છાની રીતે પોતે ખાયછે, અને છોકરાને ખવરાવે છે જો આવો પ્રસ ગ બને તો પુત્રી! તુ તારૂ મન મોટુ રાખજે જો તેવો બનાવ તારા જાણવામા આવે તો, તારે તે સ્થળે ઉભુ રહેવુ નહિ, અને તેમના કૃત્યતરફ જોવુ નહિ કદિ સૌથી થોડો ભાગ આપે તો, તેથી પણ સ તોષ માન તે ખાતે મનમા દુ ખ લગાડવુ નહિ પ્રિય સુતા! કોઇ પ્રસ ગે જો હુ તને ખાવાની ભેટ મોકલુ, અથવા કોઇ પિયરના સ બ ધને લઇ તને કાઇ ખાવાની ચીજ આપે તો, તે વડીલની આજ્ઞા વિના તારે લેવી નહિ, અને તે લઇને બીજા નાની વયના માણસોને આપ્યા વિના જાહેર રીતે અથવા છુપી રીતે ખાવાની ટેવ પાડવી નહિ હે સ ગુણી

સુના ! કોઇ વાર આપણા શરીરે શાતા ન હોય તો, શક્તિ ઉપરાંત કામ કરવુ નહિ, અને આપણા દુ ખની વાત ઘરના વડિલને પ્રથમથી જણાવવી કદિ તે જાણ્યા છતા કામ સોપે, પણ જો આપણાથી ન બની શકે તો ન કરવું, અને નહિ, કરવાથી જો કોઇ કડવું વચન કહે, તો સાભળી રહેવુ સામો ઉત્તર વાળવો નહિ અને તેમના ઉપર દ્વેષ રાખવો નહિ અને ફરીવાર પ્રસન્ન મુખથી તેને તાબે થવું જો કાઇ આપણી ચીજને ઉપયોગમા લે, તો તેને ઉંચે શબ્દે કઠોર વચન કહી ન દેવુ, પણ કહેવુ ઘટે તો, નરમાશથી થોડુ કહેવુ જો આપણી ચીજનું આપણાથી અથવા કોઇથી નુકશાન થયુ હોય તો, થયેલા નુકશાન માટે કકાસ કરવો નહિ, પણ ફરીથી ન થાય તેવી યુક્તિ કરી સભાળથી રહેવુ જો કોઇ ચીજ આપણા ઉપયોગમા ન આવતી હોય, અને બીજાને ખરેખરી ઉપયોગમા આવતી હોય, તો તેને આપવા કજુસાઇ કરવી નહિ, અને તે ચીજ આપણી હોય, અથવા સાસરીઆની હોય, તો ખાસ આપણી ઇચ્છાથી કોઇને આપી ન દેવી, અને જો આપણી સત્તામા હોય, તો ખરે વખતે કોઇને ખુશી થઈ આપવી પણ તે સાસૂ વિગેરે વડિલની રજા લીધા શિવાય કોઇને આપવી નહિ

હે ગુણવતી પુત્રી ! બીજી એક વાત ધ્યાનમા રાખવાની છે, કે જે આપણા માબાપ તથા સાસરીઆ તરફથી અથવા પતિ પાસેથી આપણને જે વસ્ત્રો કે આભૂષણ પહેરવા મળ્યા હોય, તેનાથી સતોષ માનવો કદાચિત્ આપણી દેરાણી કે જેઠાણી, નણદ કે બીજી કોઇ આડોશણ પાડોશણ અથવા બીજી કોઇ સ્ત્રીને વધારે ઉંચી જાતના

ખારાનું જળ હોય, તેને જળાશયમાં અથવા જ્યાં કુવા વિગેરે પાણી ભરવાનાં સ્થળ હોય, તે ઠેકાણે નખાવવું જો જાતે જળ ભરવાનું હોય, તો ઠેકઠેકાણે તેને સાથે લઇ જવું, અને બીજા ઘણા જળની અંદર પડાવવું કદિ પણ નાખ્યા વિના પડી રાખવું નહિ પાણીઆરાની જગ્યા હમેશાં સાફ રાખવી, તેની આસપાસ લીલ વળવા દેવી નહિ તેમજ ઢળેલો થવા દેવો નહિ પાણીયારાને હમેશાં જતનાથી ધોઇને વાપરતા રહેવું તેની ઉપર કરોળીયાના પડ ન બાઝે, તેવી સંભાળ રાખવી સવાર સાંઝ જળને ગળીને વાપરવું ગોળા, બેડાં, ઘડા, અને પીવાનાં પાત્રો સ્વચ્છ અને શુદ્ધ રાખવાં, ગોળામાંથી પાણી લેવાનું પાત્ર, અને પીવાનાં પાત્ર જુદાં રાખવાં પાણીયારાની આગળ કાંઇ પણ અજીઠું પડે નહિ, તેને માટે કાળજી રાખવી પાણી ગળવાનું જે ગરણું હોય, તે ઘણું ધોઇને સાફ રાખવું જળ ગળી રહ્યા પછી ગરણાને જતનાથી ધોઇને જુદુંજ રાખવું પ્રિય સુતા ! પાણીયારામાં જો ગંદકી રાખે, અને બરાબર જતના ન રાખે, તો ત્યાં અનેક જાતના જીવ ઉત્પન્ન થઇ જાય છે, પછી વારે ઘણે તે જીવની હિંસા થયા કરે છે અપકાય જીવનું સ્વરૂપ કેવું છે ? તે તું બરાબર જાણે છે ? કુવા વિગેરે પૃથ્વીમાં રહેલું જળ, આકાશમાં મેઘમાંથી પડતું જળ, ઓગનું પાણી, કે જે ઝાકળના નામથી ઓળખાય છે, તેમજ બરફ, કરા, વનસ્પતિના પાંદડાં ઉપરનાં બિંદુ, અને ધુમરી, એ બધામાં અપ્કાય જીવ રહેલા છે, તથા પાણીમાં જે પૂરા પડે છે, તે બેઇંદ્રિ જીવ છે આવા જીવની હિંસા ન થાય, તેને માટે હમેશાં સાવધાન રહેવું બેન લલિતા ! તું શ્રાવકની સુતા, અને શ્રાવકની પુત્રવધૂ છું, તેનો વિચાર કરજે, આપણે જીવદયાના

પાત્રજ કહેવાઇએ છીએ, તેવી આપણે હમેશા દયા પાળવી જોઇએ પુત્રી ! જો તારામા શ્રાવક કુળના આચારની ખામી પડે, તો તારી માતુ વિગેરે મારી નિંદા કરશે પુત્રીને સદાચાર અને કુળાચાર શિખવવો, એ માતાનો ધર્મ છે માતાના સહવાસમા રહીને પુત્રી, ધર્મ, આચાર, નીતિ, અને સદ્‌વર્તનનુ શિક્ષણ મેળવે છે જેની માતાઓ અજ્ઞાની, અનાચારી, અધર્મી, અને કુઆચારથી ભ્રષ્ટ રહેનારી હોય, તેમની પુત્રીઓ ઉત્તમ વિષયની શિક્ષા લઇ શકતીજ નથી

બેન લલિતા ! ઘણી સ્રીઓ એવી લોભી અને મૂર્ખ થાય છે કે, પોતાના માબાપની કે, સાસરીયાની શક્તિનો વિચાર કરતી નથી કોઇ બીજી સ્રીનો સારો પોશાક કે, આભૂષણ વિગેરે જુવે, કે તરત ઘરમા કકાસ કરે છે, અને તેવી વસ્તુ માટે પોતાના સગાને પજવે છે, અને ગમે તેમ કરીને તે વસ્તુ લાવી આપો, એવી આકાઇ કરે છે, અને રીસાય છે જ્યા સુધી એ વસ્તુ મળે નહિ, ત્યા સુધી પોતાની પાસે જે વસ્ત્ર, અને અલંકાર હોય, તેને પણ ખુશીથી પેહેરતી નથી, અને આખો દિવસ ઉદ્વેગમા રહી, સહુને સતાપે છે હે પુત્રી ! એ સ્વભાવ ધિક્કારવા જેવો છે જે કુલીન શ્રાવકની કન્યા હોય, તેણે કદિ પણ તેમ કરવુ ન જોઇએ

વાહાલી પુત્રી ! હવે કેવા માણસની સગત કરવી ? તે વિષે જરા ધ્યાન આપી સાભળજે આપણા પીયરમા અથવા સાસરામા જે નઠારા સ્વભાવના, નીચ કુલના, નીચ બુદ્ધિના તથા નીચ જાતિના માણસ હોય, તેમની પાસે ઉભા પણ ન રહેવુ, અને કોઈવાર બેસવુ પણ નહિ અને પુરૂષ કદિ ઉંચ જાતિના હોય, તોપણ તેની સાથે ઉભા રહેવુ કે બેસવુ નહિ

જેની સાથે પૂજ્યપણાનો સંબંધ હોય, તેવા પુરૂષની સાથે અવશ્ય કાર્ય હોય, તો ઉભા રહેવું, પછી તરતજ ચાલ્યા જવું કદિ નીચા સ્વભાવની કોઇ સ્ત્રીની સાથે કાંઇ કામનો પ્રસંગ હોય, તો મતલબ જેટલી વાત કરી, તરત તેનાથી દૂર થઈ જવું, પણ આજીવાર તેનો સહુવાસ રાખવો નહિ કારણ કે, જેવી સંગત તેવી બુદ્ધિ થઇ જાય છે પ્રિય બેન ! હમેશાં કુલીન, આર્વિકા ધર્મને જાણનારી, નીતિવાળી તથા સારા સ્વભાવની સ્ત્રીઓની સંગત રાખવી, તેમની પાસે વારંવાર બેસવું ઉઠવું તેમાં પણ જો કોઇ બીજી સ્ત્રી આવી, અધર્મ, અમર્યાદા, કે અનીતિની વાત કરે, ત્યારે કાંઇ પણ બહાનું કાઢીને ત્યાથી ચાલ્યા જવું, પણ તેની નઠારી વાત સાંભળવી નહીં વળી બેન ! જ્યાં પુરૂષોનું ટોળું બેઠું હોય, ત્યાં પ્રાણ સંકટ જેવા મોટા કારણ શિવાય પ્રવેશ કરવો નહિ, બનતા સુધી તે માર્ગે થઇ જવું આવવું નહિ, અને જો કોઇવાર પુરૂષની દ્રષ્ટિ આગળ થઇને જવાનો પ્રસંગ આવે, તો વસ્ત્રનો ઘુમટો કરી અથવા નીચી નજરે મર્યાદાથી ચાલી જવું કદિ તેવે પ્રસંગે જો કોઇ દુષ્ટ સ્વભાવવાળા પુરૂષે મશ્કરી અથવા નઠારા વચનનો ઉચ્ચાર કર્યો, તો જાણે સાંભળ્યું નથી, એમ કરીને આપણે માર્ગે ચાલ્યા જવું, પણ તે પાપી માણસ તરફ લક્ષ પણ કરવું નહિ વળી કુળની મર્યાદાને લોપ કરનાર એવું પાપી માણસ જો આપણને સાક્ષાત્ હાની કરનાર જણાય તો, અત્યંત સાવધપણાથી જવા આવવાનો વિચાર કરવો, અને બનતા સુધી વડિલ સ્ત્રીનો સંગાત કર્યા વિના ખરી અડચણ ન હોય તો, બાહેર નીકળવું નહિ રાત્રે તો કદિ પણ એકલા, કારણ હોય તોપણ બાહેર નીકળવું ન

હિ જ્યાં આપણા ઘરના પણ નાના મોટા પુરૂષો બેસી હ
સતા બોલતા હોય, તે ઠેકાણે જવું નહિ

લલિતા પોતાની માતાના આવા વચન સાભળી ઘણી
ખુશી થઇ, અને તે વિનયથી બોલી—માતા! તમારા મુખની
શિક્ષા સાભળી મને ઘણો આનદ થાય છે તમારી શિ
ક્ષાના દરેક વર્ણ મારા હૃદયમા કોતરી રાખવા જેવા છે
હવે મારે તમને એક વિનતી કરવાની છે કે, વ્યવહારની
શિક્ષાની સાથે ધર્મની શિક્ષા મને પ્રાપ્ત થાય, તેવો ઉ
પદેશ કરો તમારા જેવી વિદ્વાન્ અને ગુણી માતાના સ
હવાસમા રહી, મને વ્યવહાર તથા ધર્મનુ જ્ઞાન પ્રાપ્ત
થવુ જોઇએ

**ધર્મદાસ** ગેક કહે છે—હે શ્રાવિકાઓ! લલિતાએ
જ્યારે પોતાની માતાને ઉપર પ્રમાણે વિનતી કરી, એટલે તેની
માતા આનદા ઘણી ખુશી થઇ તે વખતે ચચળે પ્રશ્ન
કર્યો, આનદા કાકી! એક વખતે મારે ઘેર એક સાધ્વીજી
વોહોરવા આવ્યા હતા, તે વખતે હુ બીજા કામમા રો
કાયેલી હોવાથી મે સાધ્વીજીને વિનતિ કરી કે, ગુરૂણીજી!
જરાવાર હીંડાળા ઉપર બેસો હુ આપને હમણાજ વ્હોરાવ
ગવુ છુ મારા આવા વચન સાભળી સાધ્વીજી તે બોલ્યા,
બાઇ, અમારાથી હીંડોળે બેસાય નહિ, તે હીંડોળે પુરૂષો પણ
બેસતા હોય, તેમજ હીંડોળો ચાલે તો વાયુકાય જીવની
હિંસા થાય, અને તેમ થવાથી અમારા ચારિત્રને દૂષણ
લાગે આ વચન સાભળી મને તો તે વખતે હસવુ આ
વ્યુ હતુ પછી મે તેમને તરત વ્હોરાવ્યુ, અને તેઓ
તત્કાળ ચાલ્યા ગયા ત્યારથી મારા મનમા શકા થતી
હતી કે, પુરૂષ બેસે તે હીંડોળા ઉપર સાધ્વીને બે

સવામાં શી હરકત હશે ? વળી વાયુકાય જીવ કેવા હશે ? અને તે શી રીતે હીંડોળના હાલવાથી મરતા હશે ? આ સબંધી મને કાંઈપણ સમજણ પડતી નથી, તો કાકી ! મને તેનો ખુલાસો આપવા કૃપા કરશો તે સાથે ચારિત્રને માટે પણ કાંઈક સમજણ આપજો તે વખતે વચમાં લલિતાએ જણાવ્યું, ચંચળ બેન ! તમે ઠીક પુછયું, એ વાતથી આપણને સારો બોધ મળશે

ચંચળના વચન સાંભળી આનંદાને વધારે આનંદ થયો તેણે જાણ્યું કે, આ પ્રશ્ન ધર્મ સંબંધી છે, તેથી તે વિષે વિવેચન કરીશ, તો આ છોકરીઓને સારો બોધ મળશે આવું વિચારી આનંદા બોલી—બેન ચંચળ ! તે મને ઘણો સારો પ્રશ્ન પુછયો હું તેના ઉત્તરમાં જે કહું, તે એક ચિત્તે તમે બંને સાંભળજો દરેક શ્રાવક અને શ્રાવિકાએ એટલું તો સમજવું જોઈએ કે, જૈન ધર્મમાં ખરૂં કર્ત્તવ્ય શું છે ? અને એ ધર્મનો હેતુ અને સિદ્ધાંત કેવા છે ? બેન ચંચળ ! આપણે શ્રાવક છીએ, શ્રાવકનો ધર્મ દયા પાળવાનો છે, તેથી આપણા વ્યવહાર માર્ગમાં પણ દયા પાળવી જોઈએ કોઈ પણ પ્રાણીની હિંસા ન થાય, એવું વર્ત્તન આપણે રાખવું જોઈએ આપણા ધર્મમાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર—એ ત્રણ રત્નો કહેવાય છે જ્ઞાન અને દર્શનને માટે હું તમને બીજે પ્રસંગે જણાવીશ, અત્યારે તો તમારો પ્રશ્ન ચારિત્રને લગતો થશે છે ચારિત્રનો અર્થ સંસારનો ત્યાગ કરવો, એવો થાય છે એ ચારિત્રના બે પ્રકાર છે સર્વ ચારિત્ર અને દેશચારિત્ર સર્વ રીતે સર્વથા ત્યાગ કરી જે વર્ત્તન કરવું, તે સર્વ ચારિત્ર કહેવાય છે તે સર્વ ચારિત્ર સાધુ અને સાધ્વીમાં હોય છે

બીજુ દેશ ચારિત્ર તે શ્રાવક અને શ્રાવિકામા હોઇ શકે છે તેના બાર ભેદ છે તે ગ્રહસ્થના બાર વ્રત કહેવાય છે તે સાધ્વીજીને સર્વથી ચારિત્ર હતુ, તેથી તે પુરૂષના અડકેલા હીંડોળા ઉપર બેઠા નહીં સાધુ હોય તે સ્ત્રીના અડકેલા હીંડોળા ઉપર ન બેસે સાધુને માટે ચારિત્ર ધર્મમા એવો લેખ છે કે, જે આસન, શય્યા કે સ્થાન સ્ત્રીએ ઉપયોગમા લીધુ હોય, તે સાધુએ ઉપયોગમા ન લેવુ તેવી રીતે સાધ્વીજીએ પુરૂષના આસન, શય્યા કે સ્થાન ઉપયોગમા લેવા ન જોઇએ વળી તે હીંડોળો હાલવાચાલવાથી વાયુ કાય જીવનો નાશ થાય છે વાયુકાય જીવ વાયુની અંદર રહેલા હોય છે વાયુ જાતિ તરીકે એક છે, પણ તે ઉપાધિના સ્વરૂપને લઇને ઘણા પ્રકારનો થઇ શકે છે ઉંચે ઘાસ વિગેરેને ભમાવી ઉડાડનારો વાયુ, નીચે પડતો વાયુ, વટોળીયો, મોટો પ્રચંડ વાયુ, ગુંજારવ કરી વાતો વાયુ અને દેવલોકના વિમાન વિગેરે ભૂમિને આધાર આપનારો ઘનવાત અને તનુવાત વિગેરે, એ બધા વાયુકાય જીવના પ્રકાર છે, તેની અંદર ઝીણા વાયુકાય જીવ રહે છે હીંડોળા વિગેરે હાલવાથી તેવા જીવ મૃત્યુ પામી જાય છે તેથી સર્વ પ્રકારે હિંસાને ત્યાગ કરનારા સાધુ કે સાધ્વીજી હીંડોળા પ્રમુખ ઉપર કેમ બેસે? બેન ચંચળ! આપણા

શાસ્ત્રમા શ્રાવક શ્રાવિકાના બાર વ્રત કહેલા છે, તેઓમા પહેલુ વ્રત અહિંસાનુ છે એ વ્રતનુ બીજુ નામ સ્થૂળ પ્રાણાતિપાત વિરમણ છે સ્થૂળ એટલે મોટા પ્રાણનો અતિપાત એટલે હિંસા, તેનાથી વિરમવુ, એવો તેનો અર્થ થાય છે એ પ્રાણાતિપાત એટલે જીવ હિંસાથી વિરામ પામવાના મનના બે પ્રકાર થાય છે એક ભાવ પ્રાણાતિપાત, અને બીજુ દ્રવ્ય પ્રાણાતિપાત બીજાના

જીવને પોતાના જેવો જાણી, તેના દશ પ્રકારના દ્રવ્ય પ્રાણની રક્ષા કરવી, તે દ્રવ્ય પ્રાણાતિપાત વિરમણ વ્રત કહેવાય છે આને વ્યવહાર દયા પણ કહે છે બીજુ ભાવ પ્રાણાતિપાત વ્રત તે પોતાના આત્માની રક્ષા કરવી, એટલે જે આત્મા કર્મને વશ પડી દુખ પામ્યા કરે છે, તેના પ્રાણને બચાવવા જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ આત્માના ભાવપ્રાણ છે તે ભાવપ્રાણનો મિથ્યાત્વ તથા ચાર કષાય ( ક્રોધ, માન, માયા, લોભ ) વિગેરેના અશુદ્ધ પ્રવર્ત્તનથી ક્ષણે ક્ષણે ઘાત થયા કરે છે, તેમજ કર્મરૂપ શત્રુઓથી પણ તે ભાવપ્રાણનો ઘાત થયા કરે છે, તેવા ઘાતથી આત્માને છોડાવવાના ઉપાય કરવા, તેનું નામ ભાવ પ્રાણાતિપાત વિરમણ વ્રત કહેવાય છે

ચચળે વચમા પુછયુ, આનદા કાકી! ભાવપ્રાણાતિપાત વ્રતમા તમે આત્માને ઘાતમાથી છોડાવવાના ઉપાય કરવાને કહ્યુ, તે ઉપાય કયા? અને કેવી રીતે કરવા? તે સમજાવો ધર્મદાસ શેઠ કહે છે, હે શ્રાવિકાઓ! પછી આનદાએ લવિતા અને ચચળને આ પ્રમાણે તે ઉપાય વિષે કહ્યુ, બહેનો! ધ્યાન દઇને સાભળજો **પ્રથમ હમેશા આત્મરમણતા કરવી**, એટલે પોતાના આત્માનાજ વિચારો કરવા હું કોણ છું? મારો આત્મા કેવી સ્થિતિમા છે? મારે કરવા યોગ્ય શું છે? અને મારો ધર્મ શો છે? પછી **બીજુ પરરમણતા છોડી દેવી** એટલે બીજા પદાર્થો ઉપર મોહ રાખવો નહીં બીજા પદાર્થો મેળવવાની તૃષ્ણા કદિ પણ કરવી નહિ **હમેશા શુદ્ધ ઉપયોગમાં પ્રવર્ત્તવુ.** એટલે દરેક કામ ઉપયોગ રાખી કરવુ, કોઇ કામમા પ્રમાદ કરવો નહિ **કર્મના ઉદયમા વ્યાપક રહેવુ નહિ**, ન-

ઠારા કર્મો ન ધાય તેવા પ્રવર્ત્તન આચરવા નહિ, દર વખતે પ્રાણી શુભાશુભ કર્મ બાધ્યા કરે છે, તેથી નઠારા કર્મ બ ધાય નહિ, તેને માટે સાવચેત રહેવુ એક સ્વભાવમાજ મગ્ન થઇ રહેવુ. દરેક પદાર્થ સ્વભાવને અનુસરીને રહે છે, એમ નિશ્ચય કરી એક સ્વભાવમાજ મગ થઇને રક્ષા કરવુ આ ચાર ઉપાય કર્મરૂપી શત્રુઓનો નાશ કરવામા શસ્ત્રરૂપ છે બેન લલિતા અને ચ ચળ ! જો તમે હ્રમેશા આ ઉપાય પ્રમાણે ચાલી આત્માની રક્ષા કરશો, તો તમે પણ ભાવ પ્રાણાતિપાત વ્રતના અધિકારી થશો જે દ્રવ્ય પ્રાણાતિપાત છે, તે તમારાથી સમજાય તેવુ છે આપણે સ સારીને સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રત હ્રમેશા રાખવાનુ છે, એથી કરીને હિ સાના દોષમાથી આપણે બની શકે તેટલુ બચી શકીશુ સ્થૂળ એટલે જે નજરે જોઇ શકાય, તેવા મોટા અને હાલે ચાલે તેવા નિરપરાધી સાપેક્ષ ત્રસ જીવને સ કલ્પથી હણવા નહિ આપણ સ્ત્રી જાતિને ઘરના દરેક કામ કરવા પડે છે, તેથી હિ સા થવાનો વધારે સ ભવ હોય છે, માટે ઉપયોગ પૂર્વક જતના રાખી વર્તવુ જોઇએ હિ સા ચાર જાત ની કહેવાય છે, અને એ ચારે જાતની હિ સા ન કરે તેજ ખરેખર શ્રાવક અને શ્રાવિકા કહેવાય છે

**લલિતા** બોલી—માતા ! તે ચાર જાતની હિ સાનુ સ્વરૂપ અમને સેહેલી રીતે સમજાવો એકવખત મે તમારી પાસેથી તે વિષે સાભળ્યુ છે, પણ ફરીવાર મારે સાભળવાની ઇચ્છા છે વળી આ ચ ચળ બહેને કોઇવાર સાભળેલ નહિ હોય, તો તેને ઘણો લાભ થશે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી આ નદાએ પોતાની પુત્રી લલિતાને અને ચ ચળને ચાર જાતની

હિંસા વિષે આ પ્રમાણે કહ્યું, બહેનો! ૧ આકુટ્ટી હિંસા, ૨ દર્પ હિંસા, ૩ કલ્પહિંસા, અને ૪ પ્રમાદ હિંસા, એ ચાર જાતની હિંસા કહેવાય છે જેમકે શ્રાવકને કોઈ પણ આખા ફળના ભડથા કરવાનો નિષેધ છે, તેથી જેણે જેટલી જાતના ફળ ખાવામા રાખ્યા હોય, તેઓમાથી કોઇ પણ ફળનુ ભડથુ ન કરવુ, છતા મનમા ઉત્સાહ લાવી તે ફળના ભડથા કરે, તે **આકુટ્ટી હિંસા** કહેવાય છે મનમા ઉચ્છરંગ લાવીને, ઉન્મત્તપણાને લઇને, તેમજ ગર્વ ધરીને દોડે, તથા ગાડી, ઘોડા પ્રમુખને દોડાવે, તે બીજી **દર્પ હિંસા** કહેવાય છે શરીરના કામભોગ વાસ્તે તીવ્ર અભિલાષાવડે કામનો જોશ ચડાવા ત્રસ જીવની હિંસા કરે, અથવા શક્તિની ગોળીઓ તથા માજમ બનાવી ખાય, તે ત્રીજી **કલ્પ હિંસા** કહેવાય છે ઘરના કામકાજ જેવા કે રાધવુ, દળવુ, ભરડવુ વગેરે અનેક કામ કરતા ત્રસ જીવની હિંસા થઈ જાય, તે ચોથી **પ્રમાદ હિંસા** કહેવાય છે આ ચારે હિંસાઓમાથી પહેલી હિંસા તથા બીજી હિંસા તો બીલકુલ ન કરવી જોઇએ પહેલી આકુટ્ટી હિંસા સંકલ્પથી બુદ્ધિપૂર્વક થાય છે, અને બીજી દર્પ હિંસા ગર્વ લઇને થાય છે તે બંને હિંસા શ્રાવક અને શ્રાવિકાએ કદિ પણ ન કરવી જોઇએ પ્રિય બહેનો! આપણુ સ્ત્રી જાતિને ત્રીજી કલ્પ હિંસા અને ચોથી પ્રમાદ હિંસા થવાના ઘણા પ્રસંગો આવે છે સાસારિક દરેક કામમા તેવી હિંસા બૈરાઓને હાથે વિશેષ થવાનો પ્રસંગ આવે છે રાધવુ, દળવુ, ભરડવુ, ઇત્યાદિ કામ આપણા હાથનુ જ છે, અને તેમા ત્રીજી અને ચોથી હિંસા થવાનો વિશેષ સંભવ છે બૈરાઓ ને છોકરા છોકરીના શરીરમા કે માથાના કેશમા કીડા પડે, તે વખતે અને વ્યાધિને પ્રસંગે ઔષધોપચાર કરતા તો હિંસા થવાનો પૂર્ણ સંભવ છે, તેથી તેવે પ્રસંગે આપણે જતનાથી પ્રવ

ર્ત્તવુ જોઇએ પ્રિય બ્હેનો ! તમારે આમરામા તેવા પ્રસ ગે
આવે, ત્યારે બરાબર ધ્યાન રાખવું, તે કામ ઉપયોગ સાથે
જતનાથી કરવુ જો ઘરમા પશુ, ઢોર કે કાંઈ હોય તો,
તેને માર મારવો નહિ કદિ નિયમમા રાખવાને ભય બ
તાવવો પડે, તો તે બતાવવો, પણ લાકડી, ચાબુક વિગેરેનો
તેમને માર મારવો નહિ આપણા શરીરમા અનેક જાતના
જીવ ઉત્પન્ન થાય છે, પેટમા કૃમી પડે છે, તેમજ ગડાગા
થાય છે, પગમા વાળા નીકળે છે, તે શિવાય હરસ, જુ
પ્રમુખ અનેક જીવો શરીરમા પડે છે, તે જીવને જતનાથી
કાઢવા, બીજા સ્વજન સ્નેહી વિગેરેના શરીરમાથી પણ જ
તનાપૂર્વક કાઢવા કેટલીએક સ્ત્રીઓ હાલતા ચાલતા જુ,
લીખ વિગેરેને મારી નાખે છે, તેમને મોટું પાપ લાગે છે
તે આપણો શ્રાવિકાનો ધર્મ નથી, તેવું કામ તો કદિ પણ
કરવુ નહિ જો કે કેટલાએક સાસારિક કાર્યોમા આપણાથી
જીવહિંસા થઇ જાય છે, તથાપિ આપણે જતનાથી વર્ત્તવુ
ગૃહસ્થધર્મમા અમુક હિંસાના સ્થાન તો રહેલા છે, અને
તેથી કરીને સાધુને વિશ વિશ્વા દયા છે, અને ગૃહસ્થને
સવા વિશ્વાની દયા છે આ વખતે ચ ચળ વચમા બોલી
ઉઠી—આન દા કાકી ! સાધુને વિશ વિશ્વા દયા અને ગૃહ
સ્થને સવા વિશ્વાની દયા છે, તે કેવી રીતે થાય ? તે અ
મને સારી રીતે સમજાવો

આન દાએ કહ્યુ, બેન ચ ચળ ! તું જીવવિચાર ભણી
છું કે નહિ ? જો જીવવિચારના પાઠ તને યાદ હોય તો,
તેનું સ્મરણ કરજે, એટલે એ દયાનું સ્વરૂપ સમજાશે
ચ ચળ બોલી—કાકી ! પૂર્વના જ્ઞાનાવરણીય કર્મના દોષથી
મને વિદ્યા ચડી નથી, તેમજ મારી માનો સ્વભાવ જ્ઞાન

તરફ બીલકુલ પ્રવર્તતો નથી, અને તેના હૃદયમા ધર્મની લાગણી ઓછી છે, તે સાથે તેણે પોતે પણ કેળવણી લીધેલ નહિ, તેથી હું જ્ઞાન મેળવવામા બેનસીબ રહી છું મારા પિતાનું જ્ઞાન તરફ લક્ષ છે, પણ મારી માતાનું લક્ષ ન હોવાથી મને જ્ઞાન મળી શક્યુ નથી મારા પિતાએ મને જૈન કન્યાશાળામા મોકલી હતી, પણ અ તરાયને લઇ હું કાંઇપણ જ્ઞાન મેળવી શકી નથી, તેથી માત્ર નવકાર મ ત્રજ જાણું છુ, બીજુ કાંઇપણ જાણતી નથી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તમારે અહીં એક ખરેખરી શિક્ષા લેવાની છે જે અજ્ઞાન માતાઓ પોતાની સ તતિને જ્ઞાન અપાવતી નથી, તે માતાઓ પોતાના સ તાનની અજ્ઞાનતાનું કારણ થાય છે, અને અજ્ઞાનતાને લઇ તેમના ફરજદો જે ધર્મથી વિમુખ રહી અધમ અવસ્થા ભોગવે છે, તે પાપના તે ભાગીદાર થાય છે ત્યા સુધી માતાઓ જ્ઞાનનો સ સ્કાર પામી નથી, ત્યા સુધી તેમની સ તતિને જ્ઞાનનો લાભ ક્યાથી મળે ? અજ્ઞાન માતાઓના ઉદરમા ઉત્પન્ન થતા સ તાનો માતાની અજ્ઞાનતાના ભોગ થઇ પડે છે, માટે સ્ત્રીશિક્ષણની ઘણીજ જરૂર છે જ્યારે સ્ત્રીઓ ઉત્તમ પ્રકારનુ શિક્ષણ સ પાદન કરે, ત્યારે સ તતિ સુશિક્ષિત થાય છે, જેને માટે સાહિત્યમા નીચે પ્રમાણે કહેવાય છે —

निरक्षरा तु यानारी निरक्षर कुलोद्भवा ।
कथं सा जनयेत्पुत्र साक्षर साक्षर प्रियम् ॥ १ ॥

જે સ્ત્રી પોતે નિરક્ષર—અભણ છે, અને વળી જે નિરક્ષર—અભણ કુળમા ઉત્પન્ન થયેલી છે, તેવી સ્ત્રી, સાક્ષર,

ભણેલા, અને સાક્ષર-વિદ્વાનોને પ્રિય, એવા પુત્રને ક્યાથી જન્મ આપે ?

બહેનો અને માતાઓ! તેથી તમે હુમેશા આ શિક્ષણને વધારજો તમારી પુત્રીઓ, બહેનો, અને સખીઓને જ્ઞાન સંપાદન કરાવજો, સર્વ પ્રકારની તેમને સહાય આપજો, ભણેલી સ્ત્રીજાતિનુ જીવન કેવુ ઉત્તમ છે? તેના માટે ની ચેના ચાર પદ્ય હુમેશા સ્મરણમા રાખજો

વસંતતિલકા.

જે શ્રાવિકા [1]સતત બોધ વધારવાને,<br>
સદ્જ્ઞાન[2] સેવન કરે રહિ એક[3]તાને,<br>
સેવે સતીવ્રત સુબોધ ગુણે [4]અહીનો,<br>
છે જન્મ તે સફળ [5]સાક્ષર સુદરીનો ૧

જે આ પ્રતિક્રમણના શુભ પાઠ જાણે,<br>
જે જ્ઞાન [6]રમ્ય નવ તત્વ તણું પ્રમાણે,<br>
પામે [7]પ્રસાદ ધરી સાર સરસ્વતીનો,<br>
છે જન્મ તે સફળ સાક્ષર સુંદરીનો. ૨

જે કર્મની પ્રકૃતિઓ પઢતી [8]પ્રબોધે,<br>
જે સૂક્ષ્મતા [9]જિનમતે [10]પ્રતિવાક્ય શોધે,<br>
જે ભવ્યતાથી ધરતી શુભ ભાવ [11]ભીનો,<br>
છે જન્મ તે સફળ સાક્ષર સુંદરીનો ૩

---

૧ હમેશા ૨ સારૂ જ્ઞાન ૩ એકતાન લગાવીને ૪ હીણો નહિ તે ૫ ભણેલી ૬ સારા ૭ મહેરબાની ૮ ઉંચા બોધથી, ૯ જૈન મતમાં. ૧૦ દરેક વાક્યમાં. ૧૧ આદ્ર-કોમળ

ઉચ્ચાર જે કદિ અશુદ્ધ નહીં ઉચારે,
જે શબ્દ અર્થ સમજી મન ભાવ ધારે,
જે નાશ આચરતી [1]કર્મ મહા અરિનો,
છે જન્મ તે સફળ સાક્ષર સુંદરીનો ૪

આવી સાક્ષર સ્ત્રીઓનો જન્મ ખરેખરો સફળ છે માટે માતાઓએ પોતાની પુત્રીઓને શિક્ષણ આપી સુધારવી જોઇએ આ પ્રમાણે ધર્મદાસ શેઠે સર્વને બોધ આપ્યા પછી તેઓએ આનંદા, લલિતા, અને ચંચળની વાર્ત્તા આગળ ચલાવી આનંદા કહે છે-બેન ચંચળ ! સાધુને વિશ વિશ્વા દયા છે, અને ગ્રહસ્થને સવા વિશ્વા દયા છે, તે વિષે તમે એક ચિત્તે સાભળો બહેન ચંચળ ! તને જીવવિચારનુ જ્ઞાન નથી, માટે તુ વધારે ધ્યાન આપજે આ જગતમા બે પ્રકારના જીવ છે સ્થાવર અને ત્રસ જે હાલે ચાલે નહિ, તે સ્થાવર, અને જે હાલે ચાલે તે ત્રસ જીવ કહેવાય છે તેમા સ્થાવર જીવના સૂક્ષ્મ અને બાદર, એવા બે ભેદ છે તેમા જે સૂક્ષ્મ જીવ છે, તે ઘણાજ બારીક હોવાથી તેમની હિંસા થઇ શકતી નથી કારણ કે, તેમના શરીર એવા સૂક્ષ્મ છે કે, જેની ઉપર બાહેરના શસ્ત્રોના ઘા લાગતા નથી, તેથી અહીં સૂક્ષ્મ શબ્દ પાચ જાતના સ્થાવરને માટે લેવાનો છે તે પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને વનસ્પતિરૂપ જે પાચ સ્થાવર સૂક્ષ્મ સમજવા, અને તેજ પાચ બાદર સમજવા, અને બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા અને પાચ ઇંદ્રિયવાળા જીવોને સ્થૂળ જાણવા આ બને પ્રકારના જીવોમા સર્વ જાતના જીવ આવી જાય છે આ બધા જીવની સાધુ શુદ્ધ મન, વચન

[1] કર્મરૂપ મોટા શત્રુનો.

અને કાયાથી રક્ષા કરે છે, માટે સાધુને વીશ વિશ્વા (વાસા) દયા છે, અને ગૃહસ્થ શ્રાવકથી તો પાચ સ્થાવરની દયા પળાતી નથી પ્રથમ તો ગૃહસ્થ સચિત્ત આહાર વિગેરે કરે છે, તેથી હિસા થયા કરે છે, એટલે વીશ વિશ્વામાથી દશ વિશ્વા દયા ઓછી થાય છે પછી દશ વિશ્વા બાકી રહે છે, એટલે હવે ત્રસજીવની દયા બાકી રહી ત્રસજીવની હિસાના બે ભેદ છે, એક સકલ્પથી હણવા, અને બીજા આરભથી હણવા તેમા ગૃહસ્થ શ્રાવકને સકલ્પથી હણવાનો ત્યાગ છે, પરતુ આરભથી હિસાનો ત્યાગ નથી, માત્ર આરભથી હિસામા શ્રાવકે યતના રાખવાની છે કારણ કે, આરભથી હિસા ગૃહસ્થ શ્રાવકથી થયા વિના રહેતી નથી જ્યા ગૃહસ્થાવાસ હોય, ત્યા અનેક જાતના આરભ કરવા પડે છે ખાવું, પીવું અને પહેરવું વિગેરે ક્રિયાઓનો આરભ ગૃહસ્થને ઘેર થયા કરે છે, આથી કરીને જે બાકી દશ વિશ્વા દયા હતી, તેમાથી પાચ વિશ્વા બાદ થઈ, એટલે હવે સકલ્પથી જીવહિસા ન કરવાની પાચ વિશ્વા દયા બાકી રહી સકલ્પથી ત્રસજીવની હિસાના પણ બે ભેદ છે એક અપરાધી જીવની હિસા, અને બીજી નિરપરાધી જીવની હિસા, તેમા ગૃહસ્થે નિરપરાધી જીવોને હણવા નહીં, અને જે અપરાધી છે, તેઓને હણવાની જયણા છે કારણ કે, અપરાધી જીવની દયા ગૃહસ્થ શ્રાવકથી સર્વ પળાતી નથી ઘરમા ચોર ચોરી કરવાને આવે, અને કોઈ પરપુરૂષ પોતાની સ્ત્રીની સાથે દુરાચાર સેવતો જોવામા આવે, તો ચોર તથા જારપુરૂષને મારવા જોઈએ, વળી કોઈ શ્રાવક રાજા હોય, અથવા રાજાના હુકમથી યુદ્ધ કરવા જવું પડે, તેવે પ્રસગે શ્રાવકને પણ શત્રુની સામે શસ્ત્રો ચલાવવાં જોઈએ અહીં એટલી મર્યાદા છે કે, જે શ્રાવક

હોય, તેણે પ્રથમ શસ્ત્ર ચલાવવા ન જોઇએ, જ્યારે શત્રુ શસ્ત્ર ચલાવી મારવા આવે, ત્યારે તે સમયે શત્રુઓને મારવા જોઇએ વળી સિંહ વગેરે શિકારી પ્રાણિઓ સામા ભક્ષણ કરવા આવે, તે વખતે પણ તેમને મારવા જોઇએ આ બધે પ્રસંગે સંકલ્પથી પણ હિંસાનો ત્યાગ નથી, એટલે તે કારણને લઇ પાંચ વિશ્વાદયામાથી અરધી બાદ થઇ, એટલે બાકી અઢી વિશ્વાદયા રેહી, સારાંશ કે, માત્ર જે ત્રસ જીવ નજરે આવે તેને ન મારવાનો નિયમ રહ્યો તેના પણ બે ભેદ પડે છે એક સાપેક્ષ નિરપરાધી ત્રસ જીવની દયા, અને બીજુ નિરપેક્ષ નિરપરાધી ત્રસ જીવની દયા આપણે ઘોડા તથા બળદની ગાડીમા કે ઘોડા વગેરેમા સ્વારી કરીએ છીએ, ત્યારે તે ઘોડા કે બળદ વિગેરેને હાંકવા પડે છે, અને ચાબુખ વિગેરેના માર પણ મારવા પડે, તે ઘોડા વિગેરેએ કાઇ આપણો અપરાધ કર્યો નથી, નાહક તેઓની પીઠ ઉપર આપણે સ્વારી કરીએ છીએ તેઓ બીચારાને ચાલવાની શક્તિ છે કે નહિ ? તે આપણે જાણતા નથી વળી જો તે પ્રાણી હળવે હળવે ચાલે, અથવા ન ચાલે, ત્યારે અજ્ઞાનતાના ઉદયથી આપણે તેમને ગાળો દઇએ છીએ, અને માર મારીએ છીએ આવી રીતે નિરપરાધી જીવોને દુખ આપવુ, તે સાપેક્ષ નિરપરાધી ત્રસજીવની હિંસા ગણાય છે વળી પોતાના શરીરમા, તેમજ પોતાના સ્નેહી કે સગાના શરીરમા, મસ્તક, મુખ કે કાન વિગેરે અવયવોમા કીડા પડે, તો તેમને દૂર કરવા માટે ઔષધ ઉપચાર કરવા પડે, અને તેથી કરીને તે જીવોનો નાશ થાય છે આ જીવોએ કાઇ આપણો અપરાધ કર્યા નથી કારણ કે તેઓ પોતાના કર્મને વશ થઇ, એવી યોનિમા ઉત્પન્ન થાય છે. કાઇ આપણને પીડા કરવા

માટે થતા નથી આ પણ સાપેક્ષ નિરપરાધી ત્રસ જીવની હિંસા ગણાય છે તેવા સાપેક્ષ નિરપરાધી ત્રસજીવની દયા ગ્રહસ્થ શ્રાવકથી કે શ્રાવિકાથી પાળી શકાતી નથી, એટલે અઢી વિશ્વાદયામાથી તે સવા વિશ્વાદયા ઓછી થઈ, એટલે બાકી સવા વિશ્વાદયા રહી તે સવા વિશ્વાદયા શુદ્ધ શ્રાવક કે શ્રાવિકા હોય, તે પાળી શકે છે અર્થાત "સંકલ્પથી નિરપરાધી ત્રસજીવોને હું કારણ વિના હણું નહીં" એમ પ્રતિજ્ઞા લેછે, અને પોતાથી બની શકે ત્યા સુધી તે પાળે છે બેન **લલિતા** અને **ચંચળ** ! આથી કરીને ગ્રહસ્થ શ્રાવક તથા શ્રાવિકાને સવા વિશ્વાદયા જે બાકી રહે, તે પાળવી જોઇએ બહેનો ! તમારે હવે સાસરે જવાનુ છે, તેથી સાસરાના ગૃહ કામનો બોજો તમારે માથે આવી પડશે, તેથી ઘરનુ દરેક કામકાજ કરવામા એવો ઉપયોગ રાખજો કે, તેથી તે સવા વિશ્વાદયાને હાનિ થાય નહિ

ચંચળે બે હાથ જોડી કહ્યુ, પુજ્ય કાકી ! તમે દયાને માટે જે કહી સંભળાવ્યુ, તેથી મને ઘણો લાભ થયો છે મારા હૃદયમા તે વાત સારી રીતે ઉતરી છે, તથાપિ હવે અમારે કયા કયા ઘર કામમા ઉપયોગ રાખવો, તે કૃપા કરી સમજાવો

ચંચળના આવાં વચન સાંભળી **આનંદા** બોલી— બહેનો ! એક ચિત્તે સાભળો જે શ્રાવિકાને ઘરનુ કામ કરવાનુ હોય, તેણીએ ઘણો ઉપયોગ રાખવો જોઇએ ઘરમા આરંભ કરતા પણ યતનાથી વર્તવુ જોઇએ ઘરમા સરપણ માટે લાકડા જોઇએ, તે સડેલા ન હોય તેવા મંગાવવા આગ ઉપર જેમા જીવ ન પડે, તેવા સુકા પાન લાકડા લાવ

વાની સૂચના કરવી રસોઇ કરતી વખતે તે લાકડાને ખંખેરી જીવ રહિત કરી સળગાવવા જે વાસણોમા ઘી, તેલ, વિગેરે પ્રવાહી વસ્તુઓ રહેતી હોય, તેવા પાત્રને મુખ બાંધી યતનાથી રાખવા ઉઘાડા વાસણો રાખવા નહીં રસોડામા ચુલાની ઉપર અને પાણીયારાની ઉપર ચંદરવા બાંધવા જે ખાવાને અનાજ લાવવામા આવે, તે ભીંજેલુ ન હોવુ જોઇએ, તે ધ્યાનમા રાખવુ અનાજ નવુ હોય તે લેવુ કદિ એક વર્ષ ઉપરાંતનુ અનાજ લાવવામા આવે, તો જેમા જીવ પડ્યા ન હોય તેવુ મંગાવવુ પાણી ગળવાનુ ગરણુ બારીક રાખવુ નહિ, તે જાડા વસ્ત્રનુ રાખવુ દરેક ઠેકાણે પાણી ગળવુ પાણીનો જે સંખારો હોય, તે જે કુવાનુ તે પાણી હોય, તે કુવામા નાખવો

ચોમાસાના વખતમા અનેક જાતના અસંખ્ય જીવોની ઉત્પત્તિ થાય છે, તેથી તે ઋતુમા ગાડી કે, રથની સ્વારી કરવી નહીં કારણ કે, તે કાળે જ્યા ગાડીના પૈડા ફરે ત્યા અસંખ્ય જીવોનો નાશ થઇ જાય છે જે હરિકાય લીલોતરી તથા બહુ બીજવાળા ફળ હોય, અથવા જે ફળમા ત્રસ જીવ પડ્યા હોય, તેવા ફળને ખાવા નહિ પલંગ, કે ખાટલા વિગેરેમા માકડ પ્રમુખ જીવ પડે, તો તેને જતનાથી કાઢવા, પણ પલંગ વિગેરેને તડકામા મુકવા નહિ અન્નના સંસર્ગવાળા પાણીને મોરીમા ( ખાળમા ) નાખવુ નહિ, કારણ કે, મોરીમા પણ જીવો ઉત્પન્ન થયા કરે છે વળી જો મોરીમા સડો થઇ આવે, તો ઘરમા બીમારી થઇ આવે છે જ્યારે ફાગણ શુદી પુનમ આવે, ત્યારથી માડીને તે કારતક શુદી પુનમ સુધી પાદડાવાળા શાક ભાજી ખાવા નહિ કારણ કે, તે કાળે પત્ર શાકમા ત્રસ જીવની ઉત્પત્તિ ઘણીજ હોય છે, તેથી એ ખાવાથી ત્રસ જી-

વની હિંસા થાય છે, અને શરીરમા અનેક જાતના રોગ ઉત્પ ન્ન થાય છે શીયાળામા એક માસ, ઉનાળામા વિશ દિવસ, અને ચોમાસામા પંદર દિવસ ઉપરાતની બનાવેલી મીઠાઈ કે, પક્વાન ખાવા નહિ કારણ કે, તેમા ત્રસ સ્થાવર જીવ ઉત્પન્ન થાય છે, અને તેથી ખાનારના શરીરમા રોગ ઉત્પન્ન થાય છે, અને પાપ લાગે છે બહેનો! વાશી વસ્તુ ખાવાની કદિ પણ ઇચ્છા કરશો નહિ વાશી અન્ન, રોટલી, અને અથાણા પ્રમુખને કદી ખાવા નહિ, તેમ કોઇને ખવરાવવા નહિ વાશી અન્ન ખાવાથી રોગ થાય છે, બુદ્ધિ મંદ થાય છે, અને જીવ હિંસાનુ પાપ લાગે છે આર્દ્રા નક્ષત્ર બેસ પછી કદિ પણ આંબાના ફળ ખાવા નહિ કારણ કે, તે કાળે આંબાના રસમા જીવની ઉત્પત્તિ થઇ જાય છે કદી પણ કાચુ દુધ, કાચુ દહીં અને કાચી છાશની સાથે કોઇ પણ કઠોળ ખાવુ નહિ કઠોળ અને દુધ, દહીં, છાશ, વિગેરે સાથે મળવાથી ઘણા બેઇંદ્રી જંતુઓ ઉત્પન્ન થાય છે તેમજ કઢી તથા રાયતું કરવામા આવે, તે પણ છાશ દહીંને ઉષ્ણ કરીને કરવા વળી ઘરને હમેશા વાસીદુ વાળી સાફ રાખવુ પુંજો કાઢવાની જે સાવરણી પ્રમુખ હોય, તે કોમળ શણ પ્રમુખની રાખવી, કઠોર સળીઓની રાખવી નહિ કોમળ સાવરણીવડે વાળવાથી જીવ હિંસા થતી નથી બહેન લલિતા અને ચંચળ! હમેશા સ્નાન કરવા વખતે પણ ઘણી જતના રાખજો ઘણુ જળ ઢોળીને સ્નાન કરવુ નહિ, રેતીવાળી જમીનમા સ્નાન કરવુ અથવા મોટા વાસણમા બેસીને સ્નાન કરવુ સ્નાન કરવાનું જે જળ હોય, તે મેંલમા થોડુ થોડુ છાટી દેવુ જ્યા ખાળ હોય, ત્યા સ્નાન ન કરવુ કારણ કે, તેવા સ્થળમા કાદવ–કીચડ ૧ જીવની ઉત્પત્તિ થાય છે ઘરમા અજીઠા અન્નનું

પાણી બે ઘડી ઉપરાન્ત રાખવું નહિ કારણ કે, તેમાં જીવ તરત ઉત્પન્ન થઇ જાય છે કોઇ પણ વસ્તુ લેવી, કે મુકી હોય, તો પ્રથમ તે જગ્યાને તપાસી તથા પુંજીને લેવી અને મુકવી દીવાબત્તી સળગાવતી વખતે પણ ઘણી સાવચેતીની રાખવી દીવાબત્તીને જીવની રક્ષા માટે ફાનસ વિગેરેમાં રાખવી. જે વાસણથી પાણી લેવાનું હોય, તે વાસણ જો જુઠું થયું હોય, તો તેને ફરીથી પાણીમાં બોળવું નહિ કારણ કે, મુખની લાળ લાગવાથી જીવ ઉત્પન્ન થાય છે વળી બે સાથે બેસીને એક ઠામમાં ખાવું નહીં કેમકે એકાએકનું જુઠું ખાવાપીવાથી બુદ્ધિ સંકોચ પામે છે વળી કેટલાએક ચેપી રોગો પરસ્પર જુઠું ખાવાપીવાથી લાગુ પડે છે કોઢ, ક્ષય, ખસ અને શીતળા પ્રમુખ કેટલાએક ચેપી રોગો એઠી વસ્તુ ખાવાથી લાગી જાય છે અને તેથી કરીને મોટી વેદના ભોગવવી પડે છે માટે દરેક શ્રાવિકાએ તે વિષે સાવચેત રહેવાની જરૂર છે એ પ્રમાણે સાવચેતી રાખવાથી શ્રાવક અને શ્રાવિકા પોતાની સવા વિશ્વાદયા પાળી શકે છે જો એ દયા બરાબર પાળવામાં આવે, તો શ્રાવક કે શ્રાવિકાએ પોતાનું પહેલું શુદ્ધ વ્રત પાળેલું છે, એમ સમજવું

આનંદા કહે છે—બેન લલિતા અને ચંચળ ! વળી બીજી એક વાત તમારે ખાસ કરી ધ્યાનમાં રાખવાની છે જો તમારા સાસરીઆમાં સારો વૈભવ હોય, અને આપણા ઘરમાં સ્ત્રીઓના મંડળમાં કામકાજ કરવા પુરૂષને ચાકર રાખવામાં આવ્યો હોય, તો બનતા સુધી આપણા પતિ અથવા સાસરાને કે સાસૂને વિનયથી જણાવી, તેને પુરૂષના કામમાં રખાવવો, અને આપણા સ્ત્રી મંડળમાં તો સ્ત્રીને જ ચાકર રાખવી જે પુરૂષો બુદ્ધિમાન અને દીર્ઘ વિચાર કરનારા હોય, તે કદિ પણ પોતાના સ્ત્રી

વગમા પુરૂપ ચાકરને રાખતા નથી તેઓ સમજે છે કે, પુરૂષની સગતિ સ્ત્રીને દોષ ઉપજાવનારી છે સ્ત્રી જાતિ સ્વભાવે ચચળ હોવાથી સહવાસમા પ્રીતિને પામી લે છે, અને તેમા પણ ઘ હુ અલ્પ બુદ્ધિવાળી સ્ત્રીઓ તો દુરા ચરણીજ થઇ જાય છે માટે સ્ત્રીઓની પાસે પુરૂષને નોકર રાખતા નથી તેમ છતા જો પુરૂષને નોકર રખ્યો હોય, તો બનતા પ્રય ને તેને દુર કરાવવો

બહેન લલિતા ! તારા જેવી સદ્ગુણી સ્ત્રીને તે વિષે વિશેષ કહેવુ પડે તેમ નથી દીર્ઘ વિચાર કરનારી અને શીળની રક્ષા કરનારી શુદ્ધ શ્રાવક બાળા છે, તથાપિ એક માતા તરીકે મારી ફરજ બજાવવાને તને કહેવુ પડે છે આપણા શ્રાવક કુળની આજીવિકા વ્યાપાર ઉપર હોય છે, તેથી દુકાન અને ઘરના કર્યને અગે પુરૂષ જાતિના નોકરો રાખવાનો વધારે પ્રચાર છે, તેથી જો કોઇ તારી સત્તા ન ચાલે, અને ઘરમા પુરૂષ વગનાજ નોકરો હોય, તો તેની સાથે તારે ઘણી સાવચેતીથી વર્ત્તવુ જ્યારે આપણી સે વામા પુરૂષ ચાકર હોય, ત્યારે તેને ઘણો વખત આપણી બેસવા ઉઠવાની તથા સુવાની તેમજ વસ્ત્ર અલકાર રહેવાની ખાનગી જગ્યા હોય, તેમા બનતા સુધી પ્રવેશ કરવાની છુટ આપવી નહીં કદિ કોઇ અગત્યના કારણસર તે ચા કર માણસને આપણા ખાનગી મદિરમા આવવા ની જ રૂર પડે, ત્યારે તેને એવી સૂચના કરી રાખવી જોઇએ કે, ઘરના દ્વારથી છેટે રહી રજા માગવી, અને આપણી પર વાનગી વિના તેણે અચાનક ખાનગી જગ્યામા પ્રવેશ ન કરવો કારણ કે આપણે સ્ત્રી જાતિ સ્વતત્ર જગ્યામા ગમે તેવી સ્થિતીમા બેઠા હોઇએ, અને વખતે મર્યાદા રહિત પણ બેઠા અથવા સુતા હોઇએ, અથવા શરીરના કોઇ

ભગ ઉપરથી વસ્ત્ર ખસી ગયેલુ હોય, અને એકદમ પર પુરૂષનો પ્રવેશ થાય, તો મર્યાદાનો ભગ થાય છે એટલુજ નહીં, પણ આપણા મનમા અચાનક ભય ઉત્પન થાય છે, અને એવા ભયને લઇને અતકરણમા ઓચીંતો ગભરાટ થવાથી તે ઘણા રોગનુ કારણ થઇ પડે છે, તેથી પ્રથમ થીજ એવો કાયદો બાધી મુકયો હોય કે, માહિથી આ પણી રજા સિવાય કોઇ પણ પુરૂષે ઘરમા અચાનક પ્રવેશ કરવો નહિ, તો પછી આવા પરિણામ ભાગ્યેજ બને જો એવો બદોબસ્ત આપણાથી ન બની શકે, તો પછી આ પણે સાવધાનપણે મર્યદામા રહેવુ, અને આપણા વસ્ત્ર અલકારની સારી વ્યવસ્થા રાખવી બહેનો ! કદિ તમારે પુરૂષ ચાકરની સાથે પ્રસગ આવે, તો ખાસ કારણ વિના તેની સાથે મિથ્યા વાત કરવાની ટેવ રાખવી નહીં કારણ કે, તેથી તે ચાકરની આગળ આપણો મોભો ઉડી જાય છે, અને ગહુનાટે કરી આપણી સાથે વધારે બોલવાની તેને ટેવ પડે છે, તેથી ખરે વખતે તે ચાકરને આપણી મર્યદા રાખવાનો ભાન રહેતો નથી વળી તે ચાકરોમા ઉચ્ચ ગુણ હોતા નથી, અને પ્રાયે કરીને તેઓની જાતિ અને બુદ્ધિ હલકી હોય છે તેથી જો કોઇ અજાણ માણસ આપણે ઘેર આવે, તે વખતે પણ તે પડેલી ટેવ પ્રમાણે આપણી સાથે મળેલી છુટથી બોલવા જાય છે, ત્યારે આપણે ઘેર આવેલા સભ્ય માણસોમા આપણી હલકાઇ જણાય છે એટલુજ નહિ પણ દુષ્ટ બુદ્ધિના લોકો તે જોઇ આપણા વિષે મિથ્યા દોષ મુકવાને પણ ડરતા નથી

પ્રિય બહેનો ! વળી નોકરની સાથે વર્તવામા બીજી કેટલીએક રીતો રાખવાની છે ગમે તેના સહવાસમા આવે, તે પણ નોકરની સાથે સરખે આસને અથવા સરખા વાહન

કહી સભળાવુ **ધર્મદાસ** શેઠ તે સાભળી ખુશી થયા, અને જણાવ્યુ કે, બહેન મણિ ! મારા મનમા પણ એમ થતુ હતુ, કે સગત વિષેની કોઈ પણ ગરબી આ વખતે ગવાય, તો આ સાભળનાર શ્રાવિકાઓને ઘણો લાભ થય પછી મણિએ નીચે પ્રમાણે ગરબી ગાવા માડી, અને તે બધી શ્રાવિકાઓ એક ચિત્તે સાભળવા લાગી

## ગરબી

### ( રાગ સીતાજીના મહિનાનો )

**કર્મતણી કેને કથનીરે કયા જઇને કહુ—એ રાગ.**

બહેનો સાભળો સુદર વાત સગત કેરી સ્નેહથી,
રાખો મનમા ધરીને પ્રેમ નિર્મળતાના નેહથી
જેના હૃદયમા ધર્મ નશાન પ્રગટ છે ભાવથી,
ભવ્ય ભાવના માગી થાય, સુશીલ સ્વભાવથી
તેવી સુદર સુદરી સાથ સદા સ્નેહ રાખવો
શુભ સગતનો જે સ્વાદ, અહીયર નિત્ય ચાખવો
જે અબળા ધરે અભિમાન, અતિશે અગમા,
મદ ધરતી ફરે મનમાહિ, રહે જે કુસગમા
તેવી [1]દારાથી રહેવુ દૂર ચેતીને ચાલવુ
તેની [2]સ્વામિનીની કેરા સગ વિષે નહિ મહાલવુ
જેઓ ધારે કર્મઠના [3]પાપ, સદા મિથ્યાત્વની,
નહિ જાણ્યુ ધરાવે જેહ જરા જિન તત્ત્વની
તેની સાથે ન કરવો સ્નેહ, બધી કહિ [4]રગથી,
ન ધરવુ હૃદયના ભાવ ઉપર ઉમગથી

[1] બીબી [2] સ્ત્રી [3] માનપણ [4] આનદથી

નીચ નોકર કેરી સાથ, નહિ સ્નેહ બાધવો,
તેને આપી અતિશે છુટ, સ્નેહ નહિ સાધવો

તેથી થાય સદા વિપરીત, રહી ત્યા નીચતા,
ત્યાહિ પ્રગટે દિલે દુરાચાર, ધરીને [1]ધીઠતા
કરો સગત તેની નિત્ય, મોટી વય જે ધરે,
રાખે શ્રાવકનો આચાર, કુકર્મો પરહરે

સખી સાભળજો ધરી ચિત્ત, સારો ઉપદેશ આ,
શુભ સગતના શુભ હોય, ફળોજ હમેશ આ
મન રાખજો સારી ટેક, શ્રાવકના કુળતણી,
તેથી વધશે જગતમા લાજ, પ્રતિષ્ઠા થશે ઘણી

---

મણિએ જ્યારે આ ગરબી ગાઇ બતાવી, ત્યારે બધો શ્રાવિકા સમાજ ખુશી થઇ ગયો ધર્મદાસ શેઠના હૃદયમા પણ અતિ આનદ આવ્યો તે વખતે ધર્મદાસ શેઠની સ્ત્રી ગગાએ ઉભા થઇને કહ્યુ, મણીબેન ! તમે ગાયેલી આ ગરબી સાભળી આપણી બહેનોને અને માતાઓને અતિ આનદ થયો છે, માટે તેની એક નકલ લખીને આવતી કાલે લેતા આવજો તો ઉપકાર થશે ગગાના વચન સાભળી મણિએ વિનયથી કહ્યુ ગગા કાકી ! એમા ઉપકાર શેનો ? તે લખી આપવી એ મારી ફરજ છે આવતી કાલે હુ જરૂર તે ગરબી લખીને લાવીશ

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આનદા આ પ્રમાણે પોતાની પુત્રી લલિતાને અને ચચળને બોધ આપતી હતી જ્યારે આનદા કેવી સગત કરવી, એ વિ-

---

[1] નિલજ્જતા

એનો બોધ આપી રહ્યા, એટલે ચચળ જરા શરમાતી શ
રમાતી બોલી—કાકી ! તમે અમને બોધ આપોછો, તેથી
અમોને ઘણો લાભ થાય છે પણ મને એક શકા ઉત્પન્ન
થઈ છે, તેનો ખુલાસો કૃપા કરી આપશો કદિ આપણા
સાસરીઆમા સાસૂ કે સસરો કોઇ વડીલ ન હોય, અને
ઘરની સ્થિતિ સારી હોય, તો નોકર વિગેરેની સાથે કેમ
વર્ત્તવુ ? અને પોતાને માથે આવી પડેલા ઘરના બોજાને
શી રીતે ઉપાડી લેવો ? તે વિષે જરા સમજુતી આપો
તો વધારે સારૂ આનદાએ હસીને કહ્યુ–બેન ચચળ ! તા
રા પુછવા ઉપરથી તેવો પ્રસગ તારેજ હોય તેમ લગે
છે હવે હું કહુ તે સાભળો જ્યારે આપણા કોઇ સાસૂ
સસરા કે વડિલ ન હોય, અને ઘરમા આપણીજ સ્વતત્રતા
હોય, ત્યારે ચાકર માણસને પ્રથમ આપણી મર્યાદામા રા
ખવા, તે ચાકર આપણા આશ્રય નીચે રહેનાર કોઇ પણ
કુટુંબી માણસનુ અપમાન કરે નહિ, તે વિષે કાળજી
રાખવી આપણા પુત્ર, પુત્રી, દીયર દેરાણી કે કોઇ સ
ગાની આજ્ઞા પ્રમાણે ચાકરને વર્ત્તવાની સૂચના કરવી કેટ
લાએક અલ્પબુદ્ધિના અને હલકા વિચાર ધરાવનારા નો
કરો એવુ સમજે છે કે, ' આપણે ધણીની મરજી સાચ
વવી, બીજાનુ શું કામ છે ? ' આવા વિચારથી તેઓ ઘરના
બીજા માણસોની આજ્ઞા માનતા નથી, અને વખતે તેમનુ
અપમાન પણ કરે છે વળી આપણા ઘરના કોઇ પણ મા
ણસે ચાકર ઉપર કોઇ અન્યાય કર્યો હોય એવુ જણાય,
તોપણ ત ઘાટે તેને ચાકરના દેખતા ઠપકો આપવો નહિ
તેને ઠપકો ચાકરના દેખતા આપવાથી ચાકરને ઉત્તેજન
મળે છે અને પછી તે તેમની આજ્ઞામા રહેતા નથી, એ
ટલુ જ નહિ પણ કોઈવાર અપમાન કરતા પણ વાર લગાડતા

નથી આપણા ઘરના માણુસો ચાકર ઉપર અનીતિ ગુજાર તા જેવામા આવે, તો તેમને એકાતે જણાવવુ કે, “ આ પ્રમાણે કરશો નહિ તેમ કરવાથી ચાકરો વખતે તમારૂ અપમાન કરશે ” કદિ કોઇ નોકર તામસી સ્વભાવને લઇને આપણા ઘરના કોઇ માણુસની સામે બોલે, અથવા કોઇ જાતનુ તેમનુ અપમાન કરે, તો તેમને સર્વની દેખતા ઠપકો આપવો કે, ખબરદાર! તમારે કોઇએ એમની સામુ કાઇ કહેવુ નહિ જો એમની આજ્ઞા પ્રમાણે તમારે કામ કરવાની અનુકુળતા ન હોય, તો વિવેકથી કારણ બતાવી તેમને ના કહેવી, તે છતા જો તમારી સાથે અણુઘટતુ બોલે, અથવા વર્તે, તો તમારે તરત અમને કહેવુ, પરતુ તેમનુ સાક્ષાત્ અપમાન કરવુ નહિ હે પુત્રીઓ! આપણો ચાકર, ગમે તેવો જુનો હોય, અથવા આપણા વિશ્વાસને પાત્ર થયો હોય, તોપણુ તેની સાથે ઘરની વાતચિત કરવાનો પ્રસગ વધારવો નહિ કદિ નોકર એક બીજાની સાચી જુઠી વાતો કરતો હોય, તો તેમા જરા પણુ ધ્યાન આપવું નહિ જો તેની વાતમા ધ્યાન આપીએ, તો તેને પછી સાચી જુઠી વાતો કરવાની કુટેવ પડે છે, અને તેવી કુટેવથી કોઇ વાર કોઇ સ્નેહી કે, સગા વચ્ચે મોટો કલહ થઇ પડે છે હમેશા ચાકરને આ પ્રમાણે શિક્ષા આપવી કે, ભલા માણુસ! કોઇની વાતમા તારે પડવું નહિ કોઇની ચાડી ને નિંદા કરવી નહિ આ ઘરમા તારે માથે જે જે કામ કરવાના હોય, તેમાજ ધ્યાન રાખવુ કદિ જો કામમાથી નવરાશ મળે તો, તારે વિશ્રામ લેવો અમારા ઘરના કોઇ માણુસની સાચી જુઠી વાત એક બીજાની આગળ કરવી નહીં કારણુ કે, તેવી વાત કહેવાની કુટેવ જો તારામા આવશે, તો ફરી કોઈ માણુસ તારો ભરોસો કરશે નહિ માટે

તું હમેશા સરળ પ્રકૃતિનો થઈ [illegible] રાખી તારૂ કામ જે હોય, તેજ કરીને તારા કુટુંબનું પે[illegible] જે તારામા કુટેવ વધશે તો, તો કોઈ નો[illegible] નહિ આ શિક્ષા આપી નોકરને પણ સારા ગુણ[illegible] બનાવજો હે [illegible]ગુણી સુતા ! કદિ જો આપણા કુટુંબના [illegible] નોકરની આગે હાસ્ય કરી આપણા ઘરની નિંદા [illegible] છુપી વાતને પ્રગટ કરતા જણાય તો તે કુટુંબના [illegible] પણ વિવેકના વચન કહીને એવી કુચાલથી બચાવવા તથા જો આપણાથી સુધારી શકાય તેમ ન હોય તો તેને [illegible] વડે આપણા કુટુંબના વિવેકી માણસ મારફત સુધારવા ઉપાય કરવા, પણ ચાકરની મારફતે તેમનું અપમાન કરાવવું નહિ તથા કર્યું હોય, તો સહન કરી આંખ આડા કાન કરવા નહિ પણ બનેને જુદી જુદી વરતી સિખામણ આપવી બેહેનો ! વળી એક વાત ધ્યાનમા રાખજો કે, હરેક પ્રકારે આપણા ઘરની કે કુળની જુઠી નિં[illegible] પ્રગટ ન થાય પણ સાચી સ્તુતિ પ્રગટ થાય તેમ કરવું આપણા ઘરના ચાકર પણ આપણાં ઘરની અને આપણા કુટુંબના માણસોની પ્રશંસા કરે તેવી રીતે તેની સાથે વર્તીને કામ લેવું અને એ વાર્ત્ત ધ્યાનમા રાખવી કે, આપણી તથા આપણા કુટુંબીની કસુર છતા અન્યાયથી ચાકરને દુખ પડે નહિ અથવા તે તેને નુકશાન થાય નહિ કારણ કે ગરીબ નિરપરાધી ચાકરને ખરી ચાકરી કરવા છતા તેનો ખરો બદલો ન મળે અને નુકશાન થાય તો તેનો નીસાસો આપણને લાગે છે

આનંદા કહે છે—હે બેન લલિતા, અને ચંચળ! તમે આ પ્રમાણે મારી શિક્ષા હૃદયમા ધરીને સાસરીઆમા વર્ત્તજો તમારા સાસરાનું કુળ પવિત્ર શ્રાવક કુળ છે, તો તેમા ધર્મની મર્યાદા સાચવીને વર્ત્તજો આપણો જૈન ધર્મ વિનય

અને દયા પ્રધાન ધર્મ છે તે ધર્મનું વર્ત્તન ઘણુ બારીક છે શ્રાવક કુળના આચાર પણ ઉપયોગ રાખી સાચવવાના છે તમારા વર્ત્તન ઉપરથી બીજી શુદ્ધ શ્રાવિકાને એવુ ભાન થાય કે, 'આ ખરેખરી શુદ્ધ શ્રાવિકા છે' જ્યારે તમારે માટે તેમનો એવો ઉત્તમ નિશ્ચય થાય, એટલે પછી તમારૂ કર્ત્તવ્ય પૂર્ણ થયુ, એમ જાણવુ બહેનો! તમે હૃદયમા યાદ રાખજો કે, આ જગતમા મનુષ્ય જન્મની પ્રાપ્તિ ઘણી દુર્લભ છે આપણા શાસ્ત્રકારો મનુષ્ય ભવના દશ દ્રષ્ટાંતો આપે છે, તે તમારે જાણીને મનન કરવા યોગ્ય છે કોઇ પ્રસગે હુ તમને તે વિષે સક્ષેપમા સમજાવીશ આજ તો સમય થઇ ગયો છે, માટે આટલી શિક્ષા આપી હવે આ વતી કાલ ઉપર રાખીએ કેમ બહેન ચચળ! તારી શી ઇચ્છા છે? ચચળે કહ્યુ, આનદા કાકી! તમારે ઘરકામ હોય, તેથી હુ વધારે કહી શકતી નથી પણ તમારી પાસેથી એક ક્ષણવાર પણ ઉઠવુ ગમતું નથી તમારી વાર્તાઓમા મને ઘણોજ આનદ આવે છે જાણે આખો દિવસ ખાધા પીધા વગર તમારી પાસેજ બેસી રહીએ, એમ થયા કરે છે તમારા મુખની વાણીમાથી હિતશિક્ષાના જે વચનો નીકળે છે, તે મને તો અમૃત સમાન લાગે છે તે સાથે વળી પશ્ચાતાપ પણ થાય છે કે, આજદિન સુધી મે કાંઇ પણ કર્યુજ નહિ, મારા આટલા વર્ષ વ્યર્થજ ગયા, હુ લલિતા બહેનને ધન્યવાદ આપુ છુ કે, તેમણે બાલ્યવયથીજ તમારી પાસેથી સારો બોધ પ્રાપ્ત કર્યો છે જે પુત્રીઓની માતાઓ તમારા જેવી હોય, તે પુત્રીઓનુ જીવન ખરે ખરૂ કૃતાર્થ થાય છે તમારા જેવી માતાઓ જગતમા થોડી હશે જ્યારે પ્રત્યેક શ્રાવકના ઘરમા તમારા જેવી માતાઓ થશે, ત્યારે આ જગતની શ્રાવકકોમમા સ્ત્રીશિક્ષણનો

મોટામા મોટો વિજય થશે ભારતવર્ષમા શ્રાવકનો સસાર સર્વોત્કૃષ્ટ ગણાશે કાકી ! હવે જો કાંઈ વખત હોય તો, તમારા વચનામૃત વધારે સભળાવો નહીં તો આ પ્રમાણે આવતી કાલે પાછી શિક્ષા આપવાની કૃપા કરજો

આનદાએ હર્ષ ધરીને કહ્યું બ્હેન ચચળ! તને ખુશી થયેલી જોઇ મારા મનમા વધારે આનદ આવે છે જ્યારે કાંઈ પણ ધર્મની વાત કે શિક્ષા જો સાભળનારને પ્રીતિ કરે તેવી હોય, તો કહેનારને વધારે આનદ આવે છે જો સાભળનાર સારા હોય, તો વાત કહેનારના હૃદયમા વિશેષ ઉત્સાહ પ્રગટ થાય છે તમારી સાભળવાની પ્રિતિ જોઇ મને કહેવામા વધારે આનદ આવે છે હવે આજ તો સમય થઈ ગયો છે, એટલે આ વાર્તા બધ કરીશે, આવતી કાલે પાછી આજ વખતે શરૂ કરીશું

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે શાંતિપુરના ગ્રહસ્થ, અને વૃદ્ધ શ્રાવક શિવચદ્રની સ્ત્રી આનદાએ કહ્યુ, એટલે ચચળ કે જે તેના પાડોશી લક્ષ્મીચદ નામના એક ગ્રહસ્થની પુત્રી હતી, તે પોતાને સ્થાને ચાલી ચાલતી વખતે તેણીએ આનદાના પગમા પડી, નમસ્કાર કર્યો આનદાએ પોતાની પુત્રી લલિતાના જેવી તેને ગણીને આશીષ આપી

**ધર્મદાસ** શેઠ કહે છે—બ્હેનો ! આ પ્રમાણે આજે આ પણી પણ ધર્મ કથાની સમાપ્તિ થાય છે સૌ બાળા, પ્રૌઢા અને વૃદ્ધા શ્રાવિકાઓને રજા આપવામા આવે છે પછી તરત્ **" આદીશ્વર ભગવાનની જય "** એવો મોટો ધ્વની સર્વ સ્ત્રી મડળમાથી ઉત્પન્ન થયો સામાયિક વિગેરે નિયમમા બેઠેલી શ્રાવિકાઓ તે ક્રિયા પૂર્ણ કરી, પોતાને

સ્થાને ચાલતી થઇ ધર્મદાસ શેઠ, અને તેમની સ-
દ્ગુણી પત્ની ગગા પોતાના જીવનને કૃતાર્થ માનતા ઘેર
આવ્યા

## દિવસ ૨ જો



જે દિવસે સમય થયો, એટલે ધર્મદાસ શેઠ પોતાની નિત્ય ક્રિયામાંથી પરવારી શ્રાવિકા શાળામા આવ્યા તેમની સ્ત્રી ગગા પાસે સાથે આવી હમેશના નિયમ પ્રમાણે બાળ, યુવાન અને વૃદ્ધ શ્રાવિકાઓથી શ્રાવિકાશાળા ચીકાર ભરાઇ ગઇ ધર્મદાસ શેઠની બોધ આપવાની ખુબીની પ્રશસા આખા શહેરમા ચાલવાથી રૂપનગરની શ્રાવિકાઓ-નો મોટો ભાગ ત્યા આવવા લાગ્યો, શેરિએ શેરિએ શ્રાવિકાઓ તેનીજ ચર્ચા કરતી હતી ધર્મદાસ શેઠે જે કથા કહેલી, અને તેમા જે જે શિક્ષા આપેલી, તેને શ્રાવિકાઓ વારવાર સ્મરણ કરતી દેરામા પ્રભુને દર્શને જતા, ઉપાશ્રયે ગુરૂને દર્શને જતા, તેમજ પનઘટ ઉપર પાણી ભરતા, તે ધર્મદાસ શેઠના બોધનીજ વાતો ચાલતી હતી આનદા અને લલિતાના વૃત્તાતમા જે જે બોધ આપવામા આવેલ, તેનું શ્રાવિકાઓ પરસ્પર વિવેચન કરતી હતી

જ્યારે શ્રાવિકાશાળામા શ્રાવિકાઓનો સમાજ એકઠો થયો, અને બરાબર સમય થયો, એટલે ધર્મદાસ શેઠે "**આદીશ્વર ભગવાનની જય**" બોલાવી, પોતાની ધર્મ-

કથાનો આરંભ કર્યો આ વખતે શ્રાવક, લક્ષ્મીચંદની સ્ત્રી તારા, કે જે તેની પાડોશમાં રહેનારી શ્રાવિકા અજવાળી ના કહેવાથી, આ શ્રાવિકાશાળામાં આવતી હતી, તે સર્વની પછવાડે આવી તેને વિલંબ થયેલો જોઇ ધર્મદાસ શેઠની સ્ત્રી ગંગાએ પૂછયું કે, કેમ તારા બ્હેન ! આટલો વિલંબ થયો ? તારાએ કહ્યું, હું સાધુજીને ઉપાશ્રયે ગઇ હતી, ત્યાં વિલંબ થયો ગંગાએ પૂછયું, ત્યાં વિલંબ થવાનું શું કારણ હતું ? તારા બોલી—સાધુજીનું વ્યાખ્યાન ચાલતું હતું, તેમાં કનકશ્રીએ પોતાની ચેલીને મારીને કાઢી મુકી છે, તેની ફરીયાદ ગુરૂ પાસે આવેલ, તે સાંભળી શ્રાવકો ગુરૂને કહેતા હતા કે, મહારાજ ! આજ કાલ સાધ્વીઓમાં દીક્ષા દેવાની વાત વિશેષ થઇ પડી છે, તો તેમાં સુધારો કરવાની જરૂર છે, કેમકે ખરી યોગ્યતા જોયા વિના જેને તેને દીક્ષા દેવી ન જોઇએ, અને સંઘે તે વિષે વિચાર કરવો જોઇએ નહિં તો આવા કલેશ જોઇ, લોકો ખેદ પામશે, અને પવિત્ર જૈન દીક્ષાને લોકો કલંકિત માનશે આવી ચર્ચા ચાલતી હતી, તે સાંભળવા રોકાઈ ગઇ, તેથી બ્હેન ગંગા ! મને જરા વાર થઇ આ સાંભળી ધર્મદાસ શેઠ બોલ્યા—બ્હેનો ! આવી ખટપટ હોય, તેમાં દીક્ષા લઇ પડવાથી વધારે કર્મ બાંધવાનું કારણ થાય છે, તેથી તેવી દીક્ષા વિના સંસારી થઇને રહેવું વધારે સારૂ છે જો કે ચારિત્રનો લાભ એ મોટો લાભ છે, અને તેનાથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે, પણ જો ચારિત્ર પાળવાની શક્તિ ન હોય, તો તેથી દુર્ગતિ થાય છે ચારિત્રનો માર્ગ તે ખરે ખરો ધ્યાનપૂર્વક આચરવા યોગ્ય છે જ્યાં બરાબર ચારિત્ર પળાય, ત્યાંજ તેનો મોટો પ્રભાવ છે સર્વ ધર્મમાં જૈન દીક્ષા વિશેષ પ્રશંસાપાત્ર થઇ છે, તેનું કારણ તેને પાળવામાં

અતિ મુશ્કેલી તેજ છે બહેનો! તે વિષે હું તમને બીજે પ્રસગે સભળાવીશ હવે આપણે આનદા અને લલિતાની ચાલતી વાતને આગળ ચલાવીશું

ચચળે ઘેર ગયા પછી તે આનદાની બધી વાત પોતાની માતાની આગળ કહી સભળાવી, અને પોતે હમેશા ત્યા જવાને માટે માની આગળ રજા લીધી ચચળની મા કાઇ પણ સ્રીશિક્ષણ પામી ન હતી, તથાપિ સ્વભાવે બહુ આકરી ન હતી તેના હૃદયમા ધર્મની આસ્તા હતી, પણ પોતે ધર્મના સ્વરૂપથી અજ્ઞાન હતી, તે ગાડરીયા પ્રવાહની જેમ ધર્મના કામ કરતી હતી આ વખતે જમુના નામની કોઇ પાડોશીની દીકરી ચચળને ઘેર આવી તેણીએ આવીને ચચળને કહ્યુ, કેમ બહેન! કાલે કયા ગઈ હતી? સાધ્વીજીના ઉપાશ્રયમા કે બીજે કોઇ ઠેકાણે તું જોવામા આવી ન હતી મારે તને એક વાત કહેવાની છે આ પણા પડોશમા જે પ્રેમ રહે છે, તેને તેની ભાભીની સાથે મોટો કજીયો થયો છે, તેની ભાભી રીસાઇને તેને પીયરે ચાલી ગઇ છે પ્રેમ આપણી બહેનપણી છે, માટે ચાલો, આપણે પ્રેમને માટે તેની માને સાચા વચન કહી આવીએ જો કે પ્રેમની માએ તેનો પક્ષ લીધો છે, અને તેની ભો જાઇને ઘણી ગાળો આપી છે, તથાપિ આપણે જો તેની પૂરતી કરીએ, તો પ્રેમના હકમા ઘણો ફાયદો થાય, અને તેની ભોજાઇને વધારે દુખ મળે. બહેન! ચાલ, ઉતાવળ કર, પ્રેમને ઘેર જઇ તેની સભાળ લઇએ, અને તેની મદદમા ઉભા રહીએ

જમુનાના આવા વચન સાભળી પ્રથમ ચચળને હસવુ આવ્યુ, પછી તે બોલી—બહેન જમુના! તારી આગળ

માફી માગીને કહું છું કે, હવેથી કોઈવાર આવી વાતને માટેતું મારી આગળ આવીશ નહિ બહેન જમુના મનમા ખોટું લાવ્યા વિના વિચાર કર કે, પારકી પચાતમા આ પણે શા માટે પડવું ? તે વાત પ્રેમ અને પ્રેમની ભોજાઇ જાણે, તેમા આપણે શું ? પ્રેમનો સ્વભાવ આકરો છે, તે આપણે જાણીએ છીએ જે માણસ સ્વાભાવે તીખા હોય, તેમને ગમે તેટલો બોધ આપીએ, તોપણ તે સુધરતા નથી પ્રેમની ભાભીને હું સારી રીતે ઓળખું છુ, તે બીચારી સ્વભાવે ગરીબ છે, આપણા બધા પાડોશીઓ તેના ગુણના વખાણ કરે છે તેવી ગરીબ સ્વભાવની સ્ત્રી ઉપર તીખા સ્વભાવની પ્રેમ ખરેખર જુલમ કરતી હશે કેટલીવાર તો મે મારી જાતે તે વાત જોઇ છે, અને સાભળી છે બહેન જમુના ! પ્રેમ આપણી સહીયર થાય, તેથી આપણને તે સ્ત્રીના દોષ દેખાયા નહતા, પણ હવે મને તેના બધા દોષ દેખાઇ આવે છે જમુનાએ પ્રેમનો પક્ષ કરી કહ્યુ, બહેન ચચળ ! આ તું શું બોલે છે ? પ્રેમ આપણી બહેનપણી છે, તેની મદદ આપણે કરવી જોઇએ તું જરા વિચાર તો કર, કે પ્રેમ તેની ભાભીની નણદ છે, નણદનો મોભો કાઇ જેવો તેવો નથી અરે બાઇ ! વધારે શું કહું તારૂ માથુ ફરી ગયું લાગે છે નણદના હુકમમા ભોજાઇએ રહેવું જોઇએ, એ તું કેમ ભુલી જાય છે ? નણદ એ આપણા વરની બહેન છે ગમે તેવી ગૃહસ્થની દીકરી હોય, તોપણ જો તે ભોજાઈ થઇને આવી હોય, તો તેણીએ નણદની આજ્ઞા ઉઠાવવી જોઇએ, અને તે કદી ગાળો આપે, તોપણ તે સહન કરવી જોઇએ નણદની સામે ભાભીએ એક અક્ષર પણ કહેવો ન જોઇએ દરેક ભોજાઇ નણદની એક દાસી છે, એમ જાણી લેવું બહેન. આવુ શું બોલે છે ?

પ્રેમ તો સારી છે, પણ વખતે બીજી કોઇ તીખા સ્વભાવ-
ની કે દુર્ગુણી હોય, તોપણ જો તે પોતાની સહીયર થતી
હોય તો, તેને સર્વ જાતની મદદ કરવી જોઇએ ચચળ
જરા આવેશથી બોલી–બ્હેન જમુના ! ગઇ કાલ સુધી હુ
પણ તારા જેવાજ વિચારવાળી હતી, પણ આજે મારા
સ્વભાવમા ઘણો ફેરફાર થઇ ગયો છે, હુ એક બીજી જી-
દગીમા આવી છુ, મારા મલિન જીવનનુ રૂપ બદલાઈ ગયુ
છે, તેથી હવે મારા વિચાર બીજા છે કોઇ પણ સ્ત્રી
દુર્ગુણી કે દુરાચારી હોય, તેનાથી હુ દૂર રહેવા ઈચ્છુ છું
ખરેખરી શ્રાવિકા કેવી જોઇએ ? શ્રાવક કુળમા જન્મ મ
ળવાનું ફળ શું ? શ્રાવક અને શ્રાવિકા કોણ કહેવાય ? અને
જૈન ધર્મની આરાધના કેવી રીતે થાય ? એજ વિચારો
મારા હૃદયમા થયા કરે છે પ્રેમ જેવી ઉચ્છૃખલ અને
દુર્ગુણી છોકરીનો શી રીતે પક્ષ કરી શકાય ? આપણા
લોકોમા હજુ મુર્ખાઇનો અ ત આવતો નથી આપણે શ્રા-
વક છીએ, એમ સમજીએ છીએ, તે છતા શ્રાવકમા જે
ગુણ હોવા જોઇએ, તે બીલકુલ રાખતા નથી, એ કેવી
શરમની વાત ? જમુના લાબો વિચાર કરીને વિચારી જો
શ્રાવિકાએ કેવા ગુણ રાખવા જોઇએ ? પ્રેમ અને તેની
ભોજાઇ બ ને શ્રાવિકા છે, તેઓ આપણી સાધર્મી બહેનો
છે, તે બ નેની ઉપર આપણે સરખી દષ્ટિ રાખવી
જોઇએ કોઇને મદથી કે અભિમાનથી દુ ખ આ-
પવુ, એ શ્રાવિકાનો ધર્મ નથી પ્રેમ જેને ભોજાઇરૂપે જુ
વે છે, તે કાંઈ ભોજાઇ થઇને જન્મી નથી તેના માતા
પિતાની તે પુત્રી છે, અને તેના ભાઈની બહેન છે જેવા
આપણે આપણી માતાને, અને આપણા કુટુબીઓને વ્હાલા
છીએ, તેવી તે પણ છે તેને દુ ખ આપવુ, એ કેવી અ-

જાનતા ? આપણે પણ બીજાને ઘેર જવાના છીએ, અને બી
જાની ભોજાઇ થયેલા છીએ કદિ આપણને તેવો વચન
આવે, તો શું કરવુ ? જે ક્ષોભ અને જે દુ ખ તે વખતે
આપણને થાય, તેવુજ તેને થતુ હશે કેટલીએક નિર્દય
નણદો ભોજાઇને ગાળો આપે, તેનો તિરસ્કાર કરે, અને
તેને પજવે, ત્યારેજ તે પોતે સારી કહેવાતી હોય તેમ માને
છે, આ કેવી મૂર્ખાઇ ? બીજાને ગાળો આપી, તેનું મન
દુ ખવવુ, એ આપણા શ્રાવક ધર્મથી તદન વિરૂદ્ધ છે, બી
જાનુ મન દુ ખાય, તેથી ફરીને આપણે કર્મ બાધવા પડે
છે બહેન જમુના ! તુ જાણે છે કે, પ્રેમનો સ્વભાવ નઠારો
છે તે થોડી બાબતમા ચડી જાય તેવી છે ગાળો આપવામા
ઘણીજ તેછડી છે વળી પોતે એવી અભિમાની છે કે,
બીજા કોઇને ગણતીજ નથી તેની ભોજાઇ ઘણીજ ગરીબ
છે તે બીચારી પળે પળે પ્રેમથી બ્હીતી રહે છે, તોપણ
પ્રેમ તેની પાછળ લાગીજ રહે છે ક્ષણે ક્ષણે તેના કાંઇપણ
છિદ્ર કે ગુન્હા કાઢી તેને હેરાન કરે છે આ બાબત ઘણી
વાત મારા જાણવામા આવી છે તેવી હલકી અને ક્ષુદ્ર
સ્વભાવની સ્ત્રીઓને કદિ પણ મદદ કરવી ન જોઇએ

**જમુના** બોલી—બહેન ચ ચળ ! તને આટલુ બધુ જ્ઞાન
કયારે થઇ ગયુ ? એક દિવસમા તને કોણ ગુરૂ મળ્યો ?
ગઇ કાલ સુધી તારા વિચાર આવા ન હતા આટલો બધો
અકસ્માત ફેરફાર શી રીતે થઇ ગયો ? તે કાંઇ સમજાતુ
નથી **ચ ચળ** બોલી—બહેન જમુના ! આપણા પાડોશમા
જે લલિતા રહે છે, તેની મા આન દા ઘણી ડાહી, અને ધર્મની
વાતો જાણવામા ચતુર છે લલિતાને હવે થોડા દિવસમા
સાસરે જવાનું હોવાથી તેની મા આન દા તેને શીખામણ

આપે છે, ગઇ કાલે હું લલિતાની પાસે ગઇ હતી, તે વખતે તેની મા તેને શીખામણ આપતી હતી, તે મારા સાભળવામા આવી બહેન જમુના ! તને વધારે શુ કહું ? પણ તેમણે જે અસરકારક બોધ આપ્યો, તે સાભળી હું તો ઘણીજ ખુશી થઇ ગઇ ત્યારથી મારા વિચાર તદન બદલાઇ ગયા, અને આજ દિવસ સુધી જે હું અજ્ઞાનતામા રહી, તેને માટે મને ઘણો પશ્ચાતાપ થયો હવેજ મને ભાન થયુ કે, આપણે શ્રાવક છીએ શ્રાવિકાનો ધર્મ શો છે ? શ્રાવિકાએ કેવી રીતે વર્ત્તવુ જોઇએ ? અને શ્રાવિકાનુ કર્ત્તવ્ય શું છે ? તે બધુ માગ જાણવામા આવ્યુ બહેન જમુના ! હું તને પણ સલાહ આપુ છુ કે, તુ પણ આન દ કાકીની પાસે શિક્ષાની વાતો સાભળવા આવ તને પણ તેથી ઘણો લાભ થશે આપણે હજુ ખરેખરા શ્રાવકજ થયા નથી આજકાલ ખરી શ્રાવિકાઓ કોઇજ હશે ઘણી શ્રાવિકાઓ તો નામનીજ શ્રાવિકા કહેવાય છે આજકાલ તો દેરે ઉપાશ્રયે આટો મારી આવે, પર્વના દિવસમા પહેરે ઓઢે, અને કજીયો કરી, ભાયડાની આગળ ઘી બોલાવી, જળયાત્રામા માથે કારી લે, અને બીજા કોઇ પ્રસગે રામણદીવો મગળદીવો લે, એટલે ભાવિક શ્રાવિકા થઈ ચુકી આથી કાઇ શ્રાવિકાપણું આવતુ નથી, શ્રાવિકા થવાની યોગ્યતા મેળવવાને ઘણુ જાણવાનું, ઘણું સાભળવાનુ છે, અને તે પ્રમાણે વર્ત્તવાનુ છે દેરે જવામા શો હેતુ છે ? પ્રભુના દર્શન કેવી ભાવનાથી કરવા જોઇએ ? દેવવંદના કેમ થાય ? અને જિન પૂજા કેવી રીતે કરવી જોઈએ ? તે બધુ શ્રાવિકાએ સારી રીતે જાણવાનું છે, અને તે હેતુપૂર્વક સમજવાનું છે વળી ઉપાશ્રયે જઇને શું શું કરવુ જોઇએ ? એ પણ જાણવુ જોઇએ ગુરૂને વદના, સઝાય કે ધ્યાન કરી તેમને મુખેથી

ઉપદેશ સાભળવાનો છે આ બધુ પોતાનુ કર્તવ્ય ભુલી જઇ દેરામા અને ઉપાશ્રયમા પણ પારકી કુથલી કરવી, કોઇની નિંદા કરવી, કોઇની ચેષ્ટા કરવી, કોઇની ચર્ચા કરવી, અને કાઇનો પક્ષપાત કરી અનીતિને ઉત્તેજન આ પવુ, તે શ્રાવકપુત્રીને કેવું શરમ ભરેલું ? મને તો આનંદા કાકીના કહેવાથી ઘણો લાભ થયો છે મારા ચપળ મનને વશ રાખવાની અને દરેક બાબતમા વિચાર કરવાની મા નામા થોડી થોડી શક્તિ આવતી જાય છે જમુના બ્હેન ! જો તું ત્યા આવે તો તને પણ ઘણો લાભ થશે

ચચળના આવાં વચન સાભળી જમુના નારાજ થઇ બોલી—બહેન ચચળ ! તારી જેમ મારે ભક્તાણી બનવુ નથી, તને તો આનદાએ ખરેખરી ભમાવી લાગે છે આ દુનિયામા જે આનંદ, સુખ, વિલાસ ભોગવ્યા, તેજ ખરૂ છે, બાકી બીજુ કાઇ છેજ નહીં દેરા અને ઉપાશ્રયમા કાંઇપણ વળવાનું નથી તે બધી એક જાતની દુકાનો છે વ્રત ઉપવાસ કરવા, તે શરીરને નાહક હાનિ કરવાનું છે વડિલ અને પૂજ્ય એવુ કાઇ છેજ નહીં જે આપણને એક ગાળ આપે, તેને આપણે બે ગાળ શા માટે ન આ પવી ? આપણને મદદ કરે, તેનો પક્ષપાત શા માટે ન કરવો ? પ્રેમનો સ્વભાવ આકરો હોય, અને વખતે તેનામા દુર્ગુણ હોય તેથી કરીને શું થઇ ગયુ ? તેની ભોજાઇ ગ રીબ ગોલી છે, નણંદની સામે કાઇપણ બોલવું ન જોઇએ નણંદ તો ગાળો આપે, હુકમ ચલાવે, અને વખતે મારે પણ ખરી, ભોજાઇએ બધુ સહન કરવાનુ છે તને આવો વિપરીત બોધ કોણે આપ્યો ? જેણે તારા જેવી ભલી સ્ત્રીનું મગજ એક દિવસમા ફેરવી દીધુ, તો આનંદા કોઇ કામ

ળુગારી સ્ત્રી લાગે છે તને જોઈને મને વધારે નિશ્ચય થાય છે કે, હુ કદિપણ ભરમાઇ જવા માટે આનદાની પાસે આવીશજ નહિ અમે તો ઢાઇ ધરમ ળરમમા સમજતા નથી, તે બધુ ભલે તારે હોય, વિમાનનો ડાડીઓ ભલે તનેજ મળે, જેમની બુદ્ધિ ભગ્માઇ ગઇ હોય, તેવાઓજ ધર્મના ખોટા ઢોગમા પડે છે, મને તો તે વાત બીલકુલ પસદ નથી કોઇ વાર હુ દેરે કે ઉપાશ્રયે જાઉં છુ, તે કોઈ તારા જેવાની સાથે પહેરી ઓઢીને ગમત કરવા અ-થવા નવીન જાતના કૌતુક જોવા આવુ છું, બીજુ કાઈ છેજ નહિ

જમુનાના આવા વચન સાભળી, ચચળ તો વિચાર માજ પડી ગઇ તેના હૃદયમા થયુ કે, જગતમા આવી સ્ત્રીઓ પણ હોય છે આવા વિચારવાળી નાસ્તિક નારીઓની સગત કરવી તે વાજબી નથી, માટે હુ તેને તરછોડી ર જા આપુ આવો વિચાર કરતા પાછો તેણીએ વિચાર કર્યો કે, આવા માણસોની સાથે માન રાખવુંજ સારૂ છે, તેને તરછોડવી તે પણ ઠીક નહિ હલકા વિચારના માણસોનુ અપમાન પણ ન કરવુ જોઇએ તેનાથી તો દૂરજ રહેવુ સારૂ છે વળી તેના કર્મ તે જાણે આપણે તેને તરછોડી શામાટે હુ ખાવવી જોઇએ ? આવુ વિચારી ચચળ કાઇ પણ બોલી નહિ જ્યારે ચચળે કાઇ પણ મન આપ્યુ ન હીં, એટલે જમુના પોતાની મેળેજ ચાલી ગઇ જમુનાના ગયા પછી ચચળ ઉતાવળી ઉતાવળી લલિતાને ઘેર આવી ત્યા આનદા અને લલિતા તૈયાર થઇ બેઠા હતા, અને ચ-ચળની રાહ જોતા હતા

**ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તે પછી આ**

નદએ ચચળને પુછયુ, બેન ચચળ? જો કે તુ વખત
સર આવી પહોચી છુ, પણ જરા વિલબ થયો છે, તેટલો
પણ વિલબ હવેથી ફરીવાર કરીશ નહિ કારણ કે થોડા વખ
તમા આપણે ઘણી વાર્ત્તા કરવાની છે ચચળે કહ્યુ, આનદા
કાકી! હુ તો ઘણીજ વહેલી આવવાની હતી, પણ એક બલા
મને વળગવા આવી હતી આપણા પાડોશમા જમુના કરીને
મારી અને લલિતાની એક સહીયર છે, તે અજ્ઞાનતાથી એક
વાતમા મને ફસાવવાને આવી હતી, પણ પૂજ્ય કાકી! તમારા
બોધથી મને તેના કુવિચારની જરા પણ અસર થઇ નથી
આટલુ કહ્યા પછી ચચળે પ્રેમ અને તેની ભોજાઇની બધી
વાત આનદાની આગળ કહી સભળાવી પછી ચચળે વિ
નયથી ફરીવાર જણાવ્યુ, આનદા કાકી! મને આશ્ચર્ય થાય
છે કે, જમુનાને મે ઘણુ સમજાવ્યા માડી, તથાપિ તેના મ
નમા કાઇ પણ અસર ન થઇ, તેનુ શુ કારણ હશે?

આનદાએ આનદથી જણાવ્યુ, બહેનો! આપણા
જો શાસ્રમા દરેક વાત જણાવેલી છે શ્રાવક કુળમા જન્મ
લેવાથી, અને ખોટો આડબર કરવાથી અને શ્રાવિ
કાપણાનો દેખાવ કરવાથી કાઇ શ્રાવિકાપણુ પ્રાપ્ત થતુ
નથી ઘણીજ શ્રાવિકાઓ ઘરમા પોતાનો શ્રાવક ધર્મ છતા
મિથ્યાત્વથી મલિન થયેલી હોય છે કેટલીએક તો હૃ
દયમા જુદો ભાવ રાખી, ઉપરથી દેખાવની ખાતર શ્રાવિકા
થઇને ફરનારી હોય છે તેવી શ્રાવિકાઓ દેરે જાય, ઉ
પાશ્રયે જાય, અને કોઇ કોઇ મોટા પર્વમા વ્રત ઉપવાસ
કરે, તોપણ તેના હૃદયમા જૈન ધર્મની દ્રઢતા હોતી નથી
કેટલીએક તો જૈન ધર્મની બધી જાતની ક્રિયા કરતી હોય,
તથાપિ તે ક્રિયાનો શો હેતુ છે? તે વિષે કાઇ પણ જા

ાની નથી બહેન લલિતા અને ચચળ ! તમે ધ્યાન દઇને સાભળજો તે વિષે તમારી આગળ મિથ્યાત્વનુ સ્વરૂપ કહુ છુ આપણા શાસ્ત્રમા જે કાઇ કહ્યું હોય, તેથી વિપરીત રીતે માનવુ, તે મિથ્યાત્વ કહેવાય છે જે દેવમા દેવપણાના ગુણ ન હોય, તેને દેવ માનવા, એ અ ધકારમા પ્રકાશ માનવા જેવુ છે જે ગુરૂમા ગુરૂપણાના ગુણ ન હોય, તેને ગુરૂ માનવા, તે લીંબડીના ઝાડને આબો ગણવા જેવુ છે જેમા જીવ હિ સા થતી હોય, તેવા અધર્મને ધર્મ કહેવાની બુદ્ધિ રાખવી, તે સર્પને પુ'પ ી માળારૂપ માનવા જેવુ છે આવી માન્યતાનુ નામજ મિથ્યાત્વ છે આ મિથ્યાત્વના પાચ ભેદ છે, તેમના નામ ૧ આભિગ્રહિક, ૨ અનાભિગ્રહિક, ૩ આભિનિવેશિક, ૪ સાશયિક, અને ૫ અનાભોગિક એવા નામ છે જે પુરૂષ વા સ્ત્રી કુશાસ્ત્ર ભણીને કુદેવ, કુગુરૂ અને કુધર્મ ઉપર દ્રઢ આસ્થા રાખે, અને મનમા જાણે કે, જે મારા સમજવામા આવ્યુ છે, તેજ સત્ય છે, બાકી બીજાઓ સમજ્યા છે, તે સત્ય નથી આવો દુરાગ્રહ રાખી, સાચા જુઠાની પરિક્ષા કરવાનો પણ વિચાર લાવે નહિ, આ મિથ્યાત્વ તે પહેલુ આભિગ્રહિક મિથ્યાત્વ છે અન્ય મતવાળાઓમાજ આ મિથ્યાત્વ જોવામા આવે છે જે બધા ધર્મને સારા માને, અને બધા ધર્મથી પણ આત્માનુ' કલ્યાણ થાય છે, એમ નિર્ણય કરી, સર્વ ધર્મના દેવ, અને ગુરૂને પગે લાગે, અને સત્ય અસત્ય કાઇ જોવે નહિ, તે બીજુ અનાભિગ્રહિક મિથ્યાત્વ કહેવાય છે આવા લોકો અજ્ઞાનતાવાળા હોય છે તેમને અમૃત અને ઝેર ઉપર સરખી બુદ્ધિ હોય છે જે જાણી કરીને જુઠુ બોલે, પોતે ખરેખર ભુલ કરી હોય, તેપણ દુરાગ્રહથી તે ભુલ કબુલ ન કરે, વળી મનકલ્પિત નઠારી યુક્તિઓ

ઠરી પોતાના મનમા માનેલા મતને ખોટી રીતે સાબીત કરવાને મથન કરે, કદિ વાદવિવાદમા હારી જાય, તોપણ પોતાનો દુરાગ્રહ છોડે નહિ, તે ત્રીજુ અભિનિવેશિક મિથ્યાત્વ કહેવાય છે આ મિથ્યાત્વ પ્રાયે કરીને જે પોતે જૈન છતા, જૈન મતને વિપરીત રીતે કહેનારા હોય, તેઓ મા પણ હોય છે દેવ, ગુરૂ અને ધર્મમા સત્ય શુ હશે ? "આ સત્ય હશે કે આ ?" એમ જેને સશય બુદ્ધિ થયા કરે, તે ચોથુ સાશયિક મિથ્યાત્વ કહેવાય છે જેનામા આવુ મિથ્યાત્વ હોય, તે ધર્મ સબધી સર્વે બાબતોમા સશયજ રાખ્યા કરે છે, અને તે કદિ પણ નિશ્ચય ઉપર આવી શકતા નથી જેઓને ધર્મ અને અધર્મ શુ છે ? એવુ કાઇપણ ભાનજ હોતુ નથી, અને સસારની ખટપટ ઉપર વધારે પ્રીતિ રાખ્યા કરે, તે પાચમુ અનાભોગિક મિથ્યાત્વ કહેવાય છે આ મિથ્યાત્વને લઇ જીવને ધર્મની ક્રિયાઓમા, અને ધર્મ સબધી કાર્યોમા પ્રીતિજ થતી નથી

પ્રિય બહેનો ! આ છેલ્લુ અનાભોગ મિથ્યાત્વ તમારી બહેનપણી જમુનામા હોવુ જોઇએ બહેન ચચળ ? તે એને જેમ જેમ ઘણુ સમજાવવા માડયુ, તેમ તેમ તેને તે વિપરીત રૂપે ભાસવા લાગ્યુ હશે અનાભોગ મિથ્યાત્વ વાળી શ્રાવિકા પૂર્વના પુણ્ય વિના કદિપણ ધર્મની ઉપાસક થતી નથી તે હમેશા ધર્મન

નથી તે લે કૌતુક

પેહેરવા એ ને હા

ધમના સ્વ

આવી

સબધ જોડવો નહિ તેની સગત કરવાથી વખતે આ-
પણામા તેણીની ખરાબ અસર થઇ જાય છે કદિ અસર
ન થાય તો, બીજા લોકોને આપણી ઉપર ખોટા વિચાર
આવે છે માટે બહેનો ! તમે મારા આ અક્ષરને તમારા હૃ
દયમા કોતરી રાખજો કદિપણ તે અનાભોગ મિથ્યાત્વ
વાળી શ્રાવિકાની સગત કરશો નહિ તેવી સ્ત્રીઓની
સગતમા પડવાથી આપણી ધર્મ ઉપરની આસ્તાને ધ-
ક્કો લાગે છે આપણા વિચારમા પણ તેણીના જેવો
નાસ્તિક ભાવ ઉત્પન્ન થાય છે “ સગત તેવી અસર ”
એ કહેવત યથાર્થ છે સારી સોબત અને નઠારી સોબ
તને માટે એક વિદ્વાને દાખલો આપ્યો છે કે, “ કોઇ
પણ માણસ પોતાના મસ્તક ઉપર સુતરનો એકલો તાત
ણો ગણવાને ઇચ્છતુ નથી, પણ જ્યારે તે તાતણાને
પુષ્પ જેવી સારી વસ્તુનો સગ થાય છે, એટલે તેને પુષ્પના
હારની સાથે સર્વ લોકો પોતાના મસ્તકપર ધારણ કરે છે,
એ સારી સગતનો પ્રભાવ છે જો સુતરને તાતણે પુષ્પની
સોબત ન કરી હોત, તો તેને કોઇ પણ માથાપર ચઢાવત
નહિ, તેમ કઠમા ધારણ કરત નહિ ” તે દાખલા ઉપરથી
એમ સાબીત થયુ કે, સારી સોબત કરવાથી સારૂ ફળ
મળે છે નઠારી સોબતને માટે પણ એક દાખલો આપ્યો
છે કે, મિથ્યાત્વી લોકો ખાટલામા માકડ પડે, એટલે તે
માકડને દૂર કરવા માટે ખાટલાની ઉપર દડાના ઘા કરી,
ખાટલાને ખખેરે છે આમા જે ખાટલો છે, તે નિર્દોષ
છે, તે કાઇ તેની ઉપર સુનારને કરડતો નથી, તેમ કાઇ
બીજુ દુખ આપતો નથી, તથાપિ તેની ઉપર દડાના ઘા
પડે છે, અને તેને પછાડવો પડે છે, તેનુ શુ કારણ છે ?
બીજુ કાઇ નહિ, માકડની નઠારી સોબત કરવાનુ એ નઠારૂ

ફળ ખાટલાને ભોગવવું પડે છે બહેનો ! આ બ ને દાખલા ઉપરથી તમારે સારી અને નઠારી સેબતના કેવા ફળ મળે છે ? તે જાણવાનું છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને અને તેની સખી ચંચળને બોધ આપે છે આનંદા કહે છે—હે પુત્રી ! હવે આપણે મૂળ વાતને પાછી ચલાવીએ આ બોધ આપવાનો હેતુ તમારી ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ થવાને માટે છે હવે તમને સાંસારિક સ્થિતીમાં ગૃહ મર્યાદા રાખવાને માટે કેટલીએક સૂચનાઓ આપું, તે બરાબર ધ્યાનમાં રાખજો કોઇ વાર આપણે ઘેર કોઇ મોટું માણસ આવે, ત્યારે તેમને આપણે ઉભા થઇને માન તથા આસન આપવું તેમને બેસાડીને બેસવું, અને તેમના સુખના સમાચાર પુછવા તે માણસ જો આપણા પ્રસંગમાં એકવાર આવેલ હોય, તો તેની સાથે સારી રીતે વાતચિત કરવી, નહિં તો જેટલું તે કહે, તેનો ઉત્તર આપવો અજાણ્યા મોટા માણસની સાથે છુટથી વાતચિત ન કરવી, અને જ્યાં સુધી તે પોતાની મેળે વાત કર્યા કરતા હોય, ત્યાં સુધી જરૂર વિના વચમાં બોલવું નહિં; પણ પ્રીતિથી સાંભળવું, અને જ્યારે તે વાત કરી રહે, ત્યારે તેમને દુખ ન લાગે, તેમ ઘટે તેટલું થોડું બોલવું, અને તેને વિવેક ખાતર પ્રેમ દેખાડવો જો તે માણસ કોઇ દિવસ આપણે ઘેર આવતું હોય, તો તેને પોતાના આવવાનું કારણ પુછવું જો આપણાથી બની શકે તેમ હોય, તો તેમાં ઘટતી મદદ કરવી, અને જો આપણાથી બને તેવું ન હોય, તો પ્રથમ ક્ષમા માગી, આપણી અશક્તિ તેમને જણાવી દેવી કારણ કે જો એમ ન જણાવીએ,

તો તે માણસ આપણા ઉપર ભરોસો રાખી તે કામને માટે બીજી રીતે ઉદ્યમ કર્યા વિના બેસી રહે, અને પોતાના કામનુ નુકશાન સહન કરે જ્યારે તે જાય, ત્યારે તેમને યોગ્યતા પ્રમાણે ઘરના બારણા સુધી વિદાય કરવા જવુ કદિ જો કોઇ સાધારણ માણસ હોય, તોપણ તેનો ઘટે તેવો સત્કાર કરવો દરેક માણસ આપણે ઘેર આવે, ત્યારે તેને ' આવો ' અને ' આવજો ' એ શબ્દો કહેવાને કદિ પણ ચુકવુ, નહિ મોટુ માણસ આવે, તેને ' પધારો ' અને ' પધારજો ' એવા શબ્દ કહેવા કોઇ પણ માણસ આપણે ઘેરથી જાય, ત્યારે કોઇ પણ કારણથી હાસ્ય કરવુ નહિ આપણે કદિ બીજા કારણથી હસ્યા હોઇએ, પણ તે માણસને વહેમ પડી જાય છે, અને તેથી તેનુ દિલ દુખા-ય છે, તે સાથે આપણુ હલકાપણુ જણાય છે, તેથી તેવે વખતે હસવાની ટેવ ન રાખવી, તથા ઘરના માણસોને પણ સાવધ કરી રાખવા, તેમજ પાછળથી તે ભલા માણસની નિંદા પણ ન કરવી

હે દીકરી ! બીજી એક વાત ધ્યાનમા રાખવાની છે કે, આ સંસારમા સર્વનુ જીવન આહાર પાણી ઉપર છે, તેથી તે બાબત જે જે સૂચના કરવાની છે, તે તુ યાદ રાખજે આ શરીરરૂપ યંત્રને ચલાવવાની અન્ન અને જળ એ બેજ કળ છે, તે બંનેની ઉપર આપણા શરીરનો બધો આધાર છે અન્ન જળ વિના આ શરીરરૂપ યંત્ર ચાલી શકતુ નથી, તેથી તેને જેમ ઘટે તેમ અન્ન જળ આપવુ, એ દરેક જીવનુ કામ છે વળી આટલુ યાદ રાખજે કે, ખાવાપીવાથી જેમ શરીર ટકે છે, તેમ નિયમ વગર ખા-વાપીવાથી શરીરનો નાશ પણ થાય છે, માટે એ વિષે વ

ધારે બારીકીથી જાણવાનુ છે બ્હેનો! મે આટલા દિવ
સમા તે સબધી જે કે કાઇ કહ્યુ હશે બ્હેન લલિતા!
તારે માટે તો મને તે વિષે પૂર્ણ ખાત્રી પણ છે, તથાપિ
હજી તારી બાળબુદ્ધિ છે, તેથી તે વિષેના સાધારણ નિયમ
હું તને કહું છુ, તે એક ચિત્તે સાભળજે બ્હેનો! જો
આપણા ઘરની સ્થિતિ સારી હોય, અથવા આપણી કોમ
વેપારી હોવાથી પરદેશના વહીવાતોની સાથે વિશેષ વેપાર
જોડાયો હોય તો, આપણા ઘરમા રસોઇઆ હોય છે, તે
રસોઇ કરનારો માણસ કેવો હોવો જોઈએ? તે લક્ષપૂર્વક
સાભળવાનુ છે તે રસોઈઓ છેક જુવાન તેમ છેક ઘરડો
ન હોવો જોઇએ, કારણ કે જુવાન રસોઈઓ હોય, તેની
બુદ્ધિ ઠરેલી હોતી નથી; કારણ કે જે માણસની વય
ત્રીશથી ચાળીશ વર્ષ સુધીની હોય, તેની બુદ્ધિ ઠરેલી અને
પરિપકવ હોય છે, તેથી નીચેની જેમ જેમ નાની વય હોય,
તેમ તેમ બુદ્ધિ ઉછાછળી હોય છે જે લોકો જન્મથી
મરણ સુધી કોઇ કર્મને યોગે મદ બુદ્ધિના છે, છતા તે
પણ તેટલી વયે તેમના પ્રમાણમા પાકી બુદ્ધિવાળા થાય
છે, તેથી જુવાન વયનો અને પાકી બુદ્ધિ વગરનો માણસ
રસોઇમા રાખ્યો હોય, તો તે પ્રથમ તો ઓછી બુદ્ધિનો,
ચચળ ચિત્તવાળો તથા ઉતાવળીયો હોય છે, તેમજ વિષ
યની વાસનાવાળો હોવાથી સદા અસ્થિર મનનો રહે છે
તેવો માણસ વખતે ચચળતાના દોષને લઇ રસોઇની સા
મગ્રીમા બીગાડ કરે છે, તેમજ આપણા ઘરમા રસોઇના
પદાર્થોમા હમેશા નુકસાની કરે છે, તેવો માણસ વખતે
બરાબર રસોઇની બધી સામગ્રી જાણતો પણ ન હોય, અને
કદિ જાણતો હોય, તો તેની બરાબર કેળવણીથી થતા લાભ
તથા ગેરલાભને જાણતો ન હોય, કદિ તે પણ જાણતો

હોય, પણ તેની વય નાની હોવાથી બરાબર અનુભવ પણ તેને ન હોય બહેનો ! છેક વૃદ્ધ વયના રસોઇયાને રાખવાથી ઘણી હાનિ થાય છે તે વૃદ્ધ અવસ્થાને લઇને ક્ષીણ બળવાળો હોય છે, તેથી તેને વાર વાર ઉઠવા બેસવામા આળસ થાય છે તે આળસને લઇ પાકના પદાર્થોમા યોગ્ય સમયે મશાલા વિગેરે નાખી શકતો નથી, તેથી પાક બગડે છે, વળી ફરીવાર ઉઠવાની આળસને લઇ, તે પાક બરાબર થયો ન હોય, તોપણ કાચો પાકો નીચે ઉતારી નાખે છે વળી ઘરડા માણસને પ્રાયે કરીને વિસરી જવાની ટેવ હોય છે તેથી ઘણી વાર તે જરૂરના લૂણ વિગેરે પદાર્થો નાખવા ચુકી જાય છે તેથી કરીને પાકનો સ્વાદ બગડે છે તેની ગફલતને લઇને ઘણીવાર રસોઇના પદાર્થો વધારે ખારા, વધારે તીખા, કોઇવાર કાચાપાકા અને કોઇવાર દાઝી ગયેલા થાય છે વળી વૃદ્ધ વયના રસોઇઆમા અલ્પ બળ હોવાથી, તેની રસોઈમા બરાબર સ્વાદ આવતો નથી, સુરમા જેવા પદાર્થને બરાબર પકાવી ભાગી શકતો નથી, અને રોટલીઓ વધારે બળથી કુપી સારી સ્વાદવાળી કરી શક્તો નથી વળી તે વૃદ્ધ રસોયો ઉઠવાની આળસને લઇને થુક, લીંટ વિગેરે નાખવાને પાકશાળાની બહાર જતો નથી, એટલે તે રસોડામા ગદકી કરે છે વળી ધુમાડા વિગેરેના કારણથી તેનુ નાક વારવાર ગળ્યા કરે છે, અને તેથી રસોઇના પદાર્થોમા પણ વખતે તેનો મળ પડ્યા કરે છે કોઇ વાર જો તે રસોઈની ચીજને ઉઘાડીને જુએ તો, તેમા તેની લાળ પણ પડી જાય છે આવા કેટલાએક કારણોથી પાકશાળાની પવિત્રતા જળવાતી નથી, અને સ્વચ્છતા રહેતી નથી.

બહેનો ! આથી કરીને છેક વૃદ્ધ થયેલા રસોયાને કદિ

પણ રાખવો નહિ તેમજ જેને કોઢ, દમ, ઉદરરોગ, ચા
દી, છાતીના રોગ, રકતપિત્ત, ત્વચા, ગરમી અથવા દાઢ
ગરમી વિગેરે મોટા ભયકર રોગ થયા હોય, તેવા રોગી
માણસને કદિ પણ રસોઇના કામમા રાખવો નહિ તે
શિવાય ફેફસા વિગેરે વાયુના રોગવાળાને અને બનતા સુધી
બીજા પણ રોગવાળાને રાખવો નહિ પુત્રી ! મુખ્ય રીતે
તો તે રસોયો શ્રાવકધર્મને માનનારો રાખવો કદિ તેવો
ન મળે તો બીજાને રાખવો, પણ તેને આપણા જૈન આ
ચારની સૂચના આપવી તે કદિ પણ અભક્ષ્ય એવા પદાર્થો
આપણા રસોડામા પોતાને માટે બનાવે નહિ, તે વિષે પૂરતું
ધ્યાન આપવું આથી કરીને જ્યા સુધી શ્રાવક રસોઇઓ
મળે, ત્યા સુધી બીજા ધર્મના માણસને રસોઇમા રાખવો
નહિ બહેનો ! આપણું ચાલે, ત્યા સુધી તો રસોઇના કા
મમા પુરૂષને બદલે કોઇ ચતુર સ્ત્રીને કે ગરીબ શ્રાવિકાને
રાખવી, જેથી કરીને આપણા શ્રાવકનો આચાર જળવાઈ
રહે છે આપણા ઘરના બીજા નોકરોની પંક્તિમા રસોઈની
નોકરી કરનારને ગણવો નહિ, બધા નોકરો કરતા તેને
ઉંચા દરજ્જાનો નોકર ગણવો, અને તેના પ્રમાણમા તેનો
વિશ્વાસ રાખવો વળી લોભી, વ્યભિચારી, ચોર તથા પ
દાર્થની અધિક લાલસાવાળા માણસને રસોઇઆની નોકરીમા
રાખવો નહિ કારણ કે તેવો માણસ કોઇ વાર પ્રાણ લે
વાને ચુકતો નથી સ્વધર્મે ચાલનારો, રસોઈના સારા અ
નુભવવાળો, આખો દિવસ પ્રસન્ન ચિત્તવાળો, ઠરેલા મનનો,
શાંત અને પરિતાપ વગરનો રસોઇઓ શ્રેષ્ટ ગણાય છે
તેવી જાતના પુરૂષને અથવા તેવાજ ગુણની સ્ત્રીને રસોઇના
કામમા રાખવી

બહેનો ! જો આપણી સ્થિતિ રસોઇઓ રાખવા જેવી ન હોય તો, આપણી જાતે રસોઇનુ કામ કરવુ પડે, તેથી તે વિષે જે હુ કહુ, તે સાવધાનપણે સાભળો કદિ રસોઇઓ રાખવાની શક્તિ હોય, તોપણ રાધવાનુ કામ આપણે જાણુવુ જોઇએ દરેક સ્ત્રીએ, રસોઇ કરવાનુ શિક્ષણ પુર્ણ રીતે મેળવવાનુ છે બહેન લલિતા ! મે તને તે શિક્ષણ સારી રીતે આપ્યુ છે, અને તે સ પાદન પણ કર્યું છે, તથાપિ તેમા કેટલી-એક સુચના ફરીવાર આપુ , તે ધ્યાનમા રાખજે પ્રથમ રસોઇ કરવાની જગા ઘણી સ્વચ્છ રાખવી તેવીજ પાકશાળા પણ વધારે ચોખી રાખવી રસોડાની ઉપરની જગાને માટે વધારે કાળજી રાખવી, કારણ કે, ઘણે ભાગે રસોઇના પાત્રો ઉઘાડા રહે છે, અને તેથી કરીને તેમા જીવજ તુ પડવાનો વધારે સ ભવ છે, માટે ઉપરના ભાગમા ચ દરવો વિગેરે બાધવાની ગોઠવણ કરવી હમેશા વાળી ચોળીને સાફ રાખવુ રસોઇમા કેટલાએક પદાર્થો અર્ધા પાકે, ત્યા સુધી ઢ કાતા નથી, અને કેટલાએક તો આખર સુધી પણ ઢ ક તા નથી, તેથી તેમા જીવજ તુ, કચરો વિગેરે કાઇ પણ ન પડે, તેને માટે સારી યોજના કરની જોઇએ હમેશા એક વાસની સાથે કોમળ સળીવાળી સાવર્ણી બાધી, તેના વતી ઉપરના ભાગને સાફ કરવો, તે પછી રાધવાના કામનો આરભ કરવો. ઘણુ કરીને તેવી જગોમા કરોળીયા વિગેરેના જાળા થાય છે, તથા તે જાળામા ઉડતા અથવા તો બીજા ઝીણા ઝીણા અ-થવા મોટા જીવ જ તુ ભરાયલા મરી ગયેલા હોય છે, અ-થવા જીવતા પણ હોય છે, તે વખતે પવનથી અથવા ચુલાના અગ્નિની જ્વાળાથી નીચેના ઉઘાડા પદાર્થોમા પડે છે, તેથી કરીને કોઈ ઝેરી જીવને લઇ વખને કોઇના જીવનુ જોખમ થાય છે. કદિ થોડા ઝેરવાળા જીવ પડે તો મૃત્યુ ન

થાય, પણ તે રસોઈ ખાનાર અવશ્ય રોગી થાય છે એટલુ જ નહિ, પણ આપણા શ્રાવકને તેથી જીવહિંસાનુ પાપ લાગે છે જ્યારે રાધવાની શરૂઆત કરવી હોય, ત્યારે રાધવાના દરેક ઠામ બરાબર તપાસીને ચુલા ઉપર મુકવા, તે પણ ધ્યાનમા રાખવાનુ છે રાત્રે સાફ કરીને તે વાસણો ઉંધા મુકી રાખવા, તથાપિ રાધવા અગાઉ તેને બરાબર તપાસી જોવા આપણા ધર્મમા ગ્રહસ્થ ધર્મને માટે એવી સૂચના છે કે, દરેક પાત્ર કે પદાર્થ જતનાથી પુંજ્યા વગર વાપરવા નહિ

બહેનો! બીજી એક વાત ખાસ ધ્યાનમા રાખવાની છે કે, જે ચીજ રાધવાની હોય, તેને બરાબર તપાસવી રાધવાના દાણા કે લોટ બરાબર જોઇ લેવો વખતે તેમ ન કરવાથી અનાજમા કીડી, ધનેડા અથવા એળ વિગેરે રહી જાય, તો આપણને જીવહિંસાનુ પાપ લાગે, એટલુ જ નહિ પણ તે જો ખાવામા આવે, તો કેટલાએક રોગ ઉત્પન્ન થાય છે કદિ જો તેવા જીવ, પછી જોવામા આવે તો સુધર્મનાશને ખેદ થાય છે, અને તેમને મોટી આલોયણા લેવી પડે છે વખતે રાધવાનુ કામ બીજાને સોંપ્યુ હોય, તો પણ આપણે તે વિષે બધી જાતની ચોકસી કરવી તેમાં ગફલત કરવાથી આલોક અને પરલોકમા હાનિ થાય છે આપણા જીવનનો આધાર ભોજન ઉપર છે, તો જો તેમા કઇપણ ગફલત થાય, તો ભોજન કરનારને વખતે મોટી હાનિ થઇ જાય છે, અને જીવહિંસા થાય, તો નવ જીવની વિરાધનાનુ મહાપાપ લાગે છે બહેનો! ગ્રહના સર્વ કામ કાજમા સ્ત્રીને પ્રધાનપણુ છે સર્વ જાતની સુઘડતા રાખવી અને રખાવવી, એ બૈરાઓનુ જ કામ છે તેથી કરીને સ્ત્રી ઘરની દેવી કહેવાય છે

આ વખતે ચ ચળ વચમા બોલી—આન દા કાકી ! રાધવાને લગતો તમે જે બોધ આપ્યો, તે ઘણોજ ઉપયોગી છે આપણા પાડોશમા એક રમણીબાઇ રહે છે, તેનામા એવીજ સુઘડતા છે. હુ ઘણીવાર તેને ઘેર જાઉ છુ, ત્યારે તેનુ રસોડુ ઘણુ સ્વચ્છ જોવામા આવે છે તે બાઇ ચોકો પાટલો વિગેરે ઘણી સફાઇથી કરે છે તે જાતે બ્રાહ્મણ છે, તેથી તેનામા ઘણો સારો આચાર છે આપણી શ્રાવક કોમમા એવો આચાર કોઇને ઘેરજ જોવામા આવે છે ઘણી શ્રાવિકાઓ તો એમજ સમજે છે કે, આપણે વાણીયાને વધારે આચાર હોય નહિ જે બ્રાહ્મણ કે મહેશ્વરી હોય, તેઓનેજ આચાર રાખવો જોઇએ શ્રાવકને તો જતના રાખવી, આચાર રાખવાની કાંઇ જરૂર નથી આવા વિચારથી કેટલીએક શ્રાવિકાના રસોડા ઘણા ગ દા રહે છે તે રમણી બાઇનુ રસોડુ ઘણુ સ્વચ્છ અને સુઘડ છે તેમ વળી તેની રાધવાની સુઘડતા પણ ઘણી સારી છે કાકી ! એક વખત હુ તેને ઘેર ગઇ હતી, ત્યારે તેણી રસોઇ કરતી હતી, તે વખતે પાડોશના સ્નેહને લઇ તેણીએ મને કહ્યુ કે, ચ ચળ ! આજે મે સેવનુ ખાટુ શાક કર્યું છે, તે જરા ચાખી જો પછી મે તેનુ ગધેલુ શાક ચાખ્યુ, એટલે મને ઘણોજ સ્વાદ આવ્યો, પછી બીજુ વધારે માગતા મે પુછ્યુ કે, રમણી બુઇ ! આ શાક શેનુ છે ? તેણે કહ્યુ, તે સેવનુ શાક છે, અને તેમા સૂરણ નાખ્યુ છે તે વખતે મે કહ્યુ રમણી બુઇ ! અમારે શ્રાવકને તો સૂરણ ખપે નહિ, પણ તમારા શાકમા એટલો બધો સ્વાદ છે કે, તે ખાવાની ઇચ્છા થાય છે પછી મે બીજુ વિશેષ શાક લઇને ખાધુ હતુ

આ વિષે તારે બરાબર ધ્યાન આપવાનું છે તે શ્રાવક થઇને સૂરણનું ભક્ષણ કર્યું, તે તારી મોટી ભુલ થઇ છે વડના, પીપરના અને ઉંબરાદિકના ફળ અભક્ષ્ય છે તે ફળમા ઘણા ઝીણા જીવજતુ ઉત્પન્ન થાય છે વળી મદિરા, માસ, મધ, અને માખણ આ ચારે વિગય ગણાય છે, તેનાથી અન્ય ત વિકાર ઉત્પન્ન થવાથી તેને વિગય કહે છે આ નવ જાતના અભક્ષ્ય ગણાય છે મદિરા અને માસ એ બનેમા જે દોષો છે, તેનુ તો વર્ણન થઇ શકે તેમ નથી આઠમુ અભક્ષ્ય જે માખણ છે, તેમા પણ અનેક જાતના દોષ છે છાશમાથી બાહેર કાઢેલા માખણમા બે ઘડી વાર પછી તરતજ ઝીણા જીવ તેના જેવા રગના ઉત્પન થાય છે, તેથી આપણા જૈન શાસ્ત્રમા લખ્યુ છે કે, છાશમાથી બાહેર કાઢેલા માખણને તત્કાળ અગ્નિ ઉપર તાવી નાખવુ, અને તે પછી ગળીને તેનો ઉપયોગ કરવો બહેનો ! અહિ તમારે યાદ રાખવુ કે, ઘી, તેલ જેવા પદાર્થો ગળ્યા વિના કદિપણ વાપરવા નહિ તેવા પદાર્થોમા માખી, કસારી, મચ્છર વિગેરે જીવ તથા તેના અવયવ પડેલા હોય છે તે જો ખાવામા આવે તો હાનિ થાય છે તેમજ મનમા વહેમ રહ્યા કરે છે, માટે તે પદાર્થો ગળીનેજ વાપરવા નવમુ અભક્ષ્ય મધ છે તમે જાણો છો કે, અનેક જીવનો ઘાત કરવાથી મધની ઉત્પત્તિ છે, અને તે માખીઓના મુખની લાળ છે, માટે તે ખા વામા દુગછ ઉત્પન્ન થાય છે, તેથી તેના ભક્ષણમા પર લોક અને આ લોકની વિરૂદ્ધના ઘણા દોષ રહેલા છે દશમુ અભક્ષ્ય બરફ છે બરફના પિડમા અસખ્ય અપકાય જીવો રહે છે વળી તે ખાવાથી શરીરમા પણ હાનિ થાય છે બરફ ચેતનાને મદ કરનારૂ અને શરદીને ઉત્પન્ન કરનારૂ છે અગીયારમુ અભક્ષ્ય અફીણ વિગેરે ઝેરી પદાર્થો છે

ઝેરી વસ્તુ ખાવાથી પેટના કરમીયા, ગંડોળા વિગેરે જીવ મરી જાય છે તેમજ તેનાથી ચેતના મુંઝાય છે, અને વખતે કાયમની કુટેવ થઇ પડે છે, તો શરીરને મોટી હાની ઉત્પન્ન કરે છે બારમું અભક્ષ્ય, આકાશમાથી પડતા કરા છે સર્વ જાતની કાચી માટી, એ તેરમું અભક્ષ્ય છે કાચી માટી સચિત્ત હોવાથી, તેમા જાત જાતના અસંખ્ય જીવો ઉત્પન્ન થાય છે ચૌદમું અભક્ષ્ય રાત્રિ ભોજન છે રાત્રિએ ભોજન કરવાથી અનેક જીવની હિંસા થઇ જાય છે, તેમજ કોઇ ઝેરી જીવ આવવાથી મૃત્યુ પણ થાય છે, તેથી એ રાત્રિ ભોજન આ લોક અને પરલોકમા દુઃખનું કારણ છે રાત્રે જમવાથી જો કોઇ પણ જીવ આહારમા પડે, તો શરીરને મોટી હાની થાય છે વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે પણ તેમાથી મોટા રોગ થઇ પડે છે તે વિષે આ પ્રમાણે લખે છે —

मेधां पिपीलिका हंति यूका कुर्या ज्जलोदरम् ।
कुरुते मक्षिका वांतिं कुष्टरोगं च कोलिका ॥ १ ॥

कटको दारुखंडं च वितनोति गलव्यथाम् ।
व्यजनां तर्निपतित स्तालु विध्यति वृश्चिकः ॥ २ ॥

विलग्नश्च गले वालः स्वरभंगाय जायते ।
इत्या दयो दुष्टदोषाः सर्वेषां निशि भोजने ॥ ३ ॥

બહેન ચંચળ ! આ શ્લોકના અર્થને મળતી એક કવિતા છે, તે યાદ કરી લેજે

ધર્મદાસ શેઠ કહે છે—શ્રાવિકાઓ ! તે વખતે આનંદાએ રાત્રિ ભોજનને માટે નીચે પ્રમાણે કવિતા કહી હતી —

## કવિતા

(એ મહિને નવ જઇએ પિયુ પરદેશમા એ રાગ.)

રજની ભોજન સજની કયારે નવ કરો—ટેક.
રાતે જમતા જંતુ પડશે પાત્રમા,
તેથી લાગે જમનારાને પાપ જો,
પાપ થતા નવ સચવાયે જીવની દયા,
જિન વાણીનો તેથી થાય ઉથાપ જો
**રજની ભોજન સજની કયારે નવ કરો** ૧

કીડી આવે મુખમા મતિ લોપાય છે,
જુ આવ્યેથી રોગ જલોદર થાય જો,
વમન કરાવે માખી મુખમા પેસતા,
મકડી ખાતા કોઢ શરીરે થાય જો
**રજની ભોજન સજની કયારે નવ કરો,** ૨

કાંટો પીડા કરે ગળામા અતિ ઘણી,
વીંછી તાળુ વીંધે પીડાકાર જો,
સ્વરનો ભંગ કરે છે વાળ મુખે પડયો,
પીડા તેથી થાયે પ્રગટ પ્રસાર જો
**રજની ભોજન સજની કયારે નવ કરો** ૩

હંસ અને કેશવની કથા ગવાય છે,
રાત્રિ ભોજનપર છે તે દ્રષ્ટાંત જો,
શ્રવણ કરીને મનપર ધરજો પ્રીતથી,
એ વ્રતથી જન પામે પુણ્ય મહંત જો
**રજની ભોજન સજની કયારે નવ કરો** ૪

વળી રાત્રી ભોજન કરનારા મનુષ્યો ઘુવડ, કાગડો, બીલાડી, ગીધ, હરણ, સુઅર, સર્પ, વીંછી, અને ઘોની યોનિઓમા અવતરે છે.

પદરમુ અભક્ષ્ય બહુ બીજવાળા ફળ છે જેમા ગર્ભ થોડો હોય અને બીજ બહુ હોય તે જેવા કે પટોળ, ખનખગ, વિગેરે જાતના ફળ એ બધા બહુ બીજ ગણાય છે સોળમુ અભક્ષ્ય દ્વિદળ છે જેની બે ફાળ થઇ જાય, તેમજ ઘાણીમા પીલવાથી જેમાથી તેલ નીકળે નહિ, એવા સર્વ ધાન્ય દ્વિદળ કહેવાય છે એ દ્વિદળને કાચુ દહીં, દૂધ કે છાસની સાથે મેળવીને જમવુ નહિ તે દહીં દૂધને ગરમ કર્યા પછી દ્વિદળની સાથે મેળવવામા દોષ નથી અઢારમુ અભક્ષ્ય સર્વ જાતના રીંગણા છે તે બહુબીજ હોવાથી તેની અંદર ત્રસજીવ ઉત્પન્ન થાય છે તે સાથે તે કામને અને નિદ્રાને વધારનારા તથા બુદ્ધિને જડ કરનારા છે ઓગણીશમુ અભક્ષ્ય તુચ્છ ફળ છે એ તુચ્છ ફળમા જાંબુ, પીલુ તથા અતિ કોમળ ફળનો સમાવેશ થાય છે જે ફળમા ફેંકી દેવાનો નકામો ભાગ વધારે હોય, તે બધા તુચ્છ ફળ ગણાય છે વીશમુ અભક્ષ્ય અજાણ્યા ફળ છે જે ફળનુ નામ કોઇના જાણ્યામા ન હોય, તથા જે કોઇના ખાવામા ન આવ્યુ હોય, તે બધા અજાણ્યા ફળ કહેવાય છે એકવીશમુ અભક્ષ્ય ચલિતરસ કહેવાય છે જે વસ્તુનો કાળ પુરો થઇ ગયો હોય, તેમજ સ્વાદ બદલાઇ ગયો હોય, અને જેમાથી દુર્ગંધ નીકળવી શરૂ થઇ હોય, તે ચલિતરસમા ગણાય છે બાવીશમુ અભક્ષ્ય બત્રીશ પ્રકારના અનતકાય છે સોયના અગ્ર ભાગ ઉપર જેટલા અનતકાયનો કટકો રહે, તેટલા કટકામા જ્યા અનત જીવ રહે, તેથી તે અનતકાય કહેવાય છે

વાથી ભક્ષ્ય તથા અભક્ષ્યનો નિયમ રહેતો નથી જ્યારે ભક્ષ્યાભક્ષ્યનો નિયમ ન રહે, તો પછી શ્રાવકના સંતાનને ઘણું પાપ લાગે છે કદિ ઘરમાં સારી સંપત્તિ હોય, તો સારા મીઠા પદાર્થો મળી શકે, અને તેનો સ્વાદ કરવાની ઇચ્છા પણ થાય, તથાપિ તેના સ્વાદની હદ રાખવી જોઇએ જો સ્વાદની હદ ન રહે, તો પછી અભક્ષ્ય વસ્તુ ખાવાનો વિચાર પણ થઈ જાય છે, અને તેથી કરીને ઉદરે અજીર્ણ, તથા ગરમી વિગેરેના દુષ્ટ રોગો ઉત્પન્ન થાય છે તેવી રસના ઇંદ્રિયને વશ રાખવી બહેન સચના! રસના ઇંદ્રિયને નહિ વશ રાખવાથી માણસ ભ્રષ્ટ થઇ જાય છે અને કોઇવાર વટલાઇને પોતાની નાતિની બાહેર જીવજીવ સુધી રહી અપમાન પામે છે, અને દુઃખી જીંદગી ગુજારે છે તે વીષે નીચેની કથા યાદ રાખવા જેવી છે તે ધ્યાન દઇને સાંભળ

વસંતપુર નગરમાં રવિશર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો તે ઘણો પવિત્ર અને આચાર વિચારમાં તત્પર હતો તે સાથે પોતાની જ્ઞાતિનું, અને જાતિનું અભિમાન ધરાવતો હતો કોઇ પણ બીજી જાતના માણસને સ્પર્શ કરીને સ્નાન કરતો હતો કોઇનો ઝાંખો પડે, તે પણ તે વસ્ત્ર સહિત ન્હાતો, અને દભ તથા તુલસીને સ્પર્શ કરી પાછો પવિત્ર થતો હતો તેનામાં આવી પવિત્રતા છતી પણ તે સ્વાદીલો વધારે હતો કોઇ સ્થળે પણ મિષ્ટાન્ન મળે, તો તે ઘણોજ ખુશી થતો હતો મિષ્ટાન્ન જમવાને માટે તે ઘણી આતુરતા રાખતો, અને તેવે સ્થળે જવાની ઇચ્છા અતિશે ધરાવતો હતો જે દિને મિષ્ટાન્ન જમવાનું મળે, તે દિવસને તે એક ઉત્સવ રૂપ ગણતો, અને તે આખો દિવસ આનંદમાંજ રહેતો હતો

આવા સ્વાદીલા અને મિષ્ટાન્ન ઉપર અતિ પ્રીતિવગા તે રવિશર્માને વસંતપુરના લોકો ભોજનભટ્ટ એવા નામથી બોલાવતા હતા ઘણા લોકો એક રમુજની ખાતર પણ તેને આમંત્રણ આપી જમાડતા હતા, અને તેની ચેષ્ટા ઠગતા હતા રવિશર્મા ખાવામા આવો બુભુક્ષિત હતો, તથાપિ પોતાના આચાર વિચારમા ઘણોજ ચુસ્ત રહેતો હતો તેને યશોદા નામે સ્ત્રી હતી તે ઘણી પવિત્ર અને પતિવ્રતા હતી યશોદાએ સ્ત્રી ધર્મનુ શિક્ષણ લીધેલુ હતુ તેમને શંભુ અને ભદ્રા નામે એક પુત્ર તથા એક પુત્રી હતા શંભુની વય દશ વર્ષની હતી અને ભદ્રાની વય બાર વર્ષની હતી શંભુ બ્રાહ્મણ વર્મને ઉપયોગી થાય, એવી વિદ્યાનો અભ્યાસ કરતો હતો ભદ્રા સાધારણ વાચન તથા લેખનનુ જ્ઞાન મેળવી કન્યાશાળામાથી ઉઠી ગઇ હતી તથપિ તે યશોદાની પાસે ઘેર બેઠા કેટલુએક જ્ઞાન મેળવતી હતી

આ પ્રમાણે રવિશર્માનુ કુટુંબ વસંતપુરમા રહેતુ હતુ રવિશર્મને નિર્વાહ ભીક્ષુકવૃત્તિથી ચાલતો હતો લોકો તેને સ્વાદીલો જાણી, રમુજની ખાતર વધારે આપતા હતા કોઇને ત્યા પ્રસંગ હોય, તો રવિશર્મા ઘણા આટા ખાતો, અને છેવટે ભોજનનુ આમંત્રણ મેળવતો હતો

રવિશર્માની આવી બુભુક્ષિતવૃત્તિ તેની સ્ત્રી યશોદાને બીલકુલ પસંદ ન હતી પોતાના પતિની આવી નઠારી વૃત્તિ તરફ તેને ઘણો તિરસ્કાર હતો અને તેવી કરીને તે લોકોમા પણ શરમાતી હતી ઘણી વાર તે પોતાના પતિને વિનયથી જણાવતી, અને તેવી નઠારી ટેવ છોડવાને આગ્રહ

કરતી, તથાપિ બુભુક્ષુ રવિશર્મા તે કાંઇ પણ માનતો નહીં, અને પોતાની કુટેવને છોડી શકતો પણ નહીં

એક વખતે કોઇ યજમાન તરફથી રવિશર્માને ઘેર છોકરાઓને માટે મીઠાઇના લાડુ આવ્યા રવિશર્મા ઘેર ન હતો શંભુ અને ભદ્રા બાહેર ગયા હતા આ વખતે યશોદાએ વિચાર્યું કે, આ મીઠાઇ ખાસ છોકરાને માટે આવેલી છે, અને તે મારે શંભુ અને ભદ્રાને વહેંચી આપવી જોઇએ પણ જો મારા પતિને તે વાત જણાવીશ, તો જરૂર તે પોતેજ ખાઇ જશે અને જો નહીં જણાવું તો, મારા પતિવ્રતમાં ખામી આવશે અને જ્યારે તે વ્રતમાં ખામી આવે તો, પછી હું સ્ત્રી ધર્મથી ભ્રષ્ટ થઇ ગણાઉં કારણ કે, "કુલિન અને સદ્ગુણી સ્ત્રીએ કાંઇપણ ઘરની વાત પતિને જણાવ્યા વિના રહેવું નહિ પતિથી છાની રીતે કાંઇપણ કામ કરવું નહિ" આવા ઉત્તમ પ્રકારના સતી ધર્મનો લોપ મારાથી શી રીતે થાય ? માટે જો હું આ વાત પતિને ન જણાવું તો, મને દોષ લાગે યશોદા આ પ્રમાણે વિચાર કરતી હતી, ત્યાં રવિશર્મા બહેરથી આવ્યો તેને આવતો જોઇ યશોદા સામી આવી અને વિનયથી બોલી—સ્વામીનાથ ! કોઇક જમાનને ઘેરથી આપણા છોકરાના માટે મીઠાઇ આવી છે, તે મેં આપની આજ્ઞા વિના સ્વીકારી છે, જો તેમાં આપની સંમતી ન હોય અને મેં સ્વીકારી હોય તો, મને ક્ષમા આપશો અને હવે જો આપ કહો તો, તે હું શંભુ અને ભદ્રાને વેહેંચી આપું તે સાંભળતાંજ જાણે જીભ ઉપર ચળ ચાલી હોય, તેમ રવિશર્મા બોલ્યો—ભદ્રે ! મીઠાઇ ક્યાં છે ? જલદી લાવ યશોદા અંજલી જોડી બોલી—સ્વામીનાથ ! આપને તેનું શું કામ છે ? છોકરા કોઇ ઘેર નથી, જ્યારે આવશે ત્યારે હું તેમને વેહેંચી આપીશ રવિ

શર્માએ કહ્યુ, પ્રિયા ! છોકરાને આવતા વાર લાગશે તો જગ
મને બતાવ અને તેમાથી થોડુ ચખાડ, તે કેવી છે? તે હું
જોઉં પોતાના પતિની કુટેવને જાણનારી યશોદા વિચારમા
પડી, કે જો નહીં બતાવુ તો, સ્વામીની આજ્ઞા ન માનવાનુ
પાપ લાગશે, અને બતાવીશ તો તે તરતજ બધી ખાઇ
જશે, માટે જરા યુક્તિથી સમજાવુ યશોદાએ કહ્યુ, સ્વા
મિનાથ ! મને માફ કરજો હુ આપની આજ્ઞા પ્રમાણે વર્ત-
વા તૈયાર છુ પણ જો હુ તમને બતાવીશ તો, તમે તે બ
ધી ખાઇ જાશો, અને આપણા બાળકો બિચારા રહી જશે
પ્રિયનાથ! મારે તમને કાઇપણ ઉપદેશ કે શિખામણ આ-
પવી તે યોગ્ય ન કહેવાય તથાપિ માત્ર હિતની ખાતર
કહેવુ પડે છે કે, આપ હવે આધેડ વયના થયા છો, આવી
પ્રૌઢ વયમા ખાવા પીવાનો નિયમ રાખવો જોઇએ મિઠાઇ
વિગેરે ભોજનના પદાર્થો છોકરાને માટે હોય છે કોઇ પ્ર
સગે જ મોટાઓને તે મળી શકે છે ખાવુ, ખેલવુ, એ
બાળકોનો ધર્મ છે માતા પિતાએ તો પોતાના છોકરાને સા
રૂ સારૂં ખવરાવીને રાજી થવાનું છે નાના છોકરાને મુકી
માતાપિતા સારૂ સારૂ ખાઇ જાય, એ કેવુ ખરાબ ગણાય?
સ્વામીનાથ ! તમે વિદ્વાન્, પવિત્ર અને પ્રતિષ્ઠિત છો,
માટે તે વિષે વિચારવુ જોઇએ વસતપુરના લોકો
આપણી હાસી કરે છે આપણા સગાવહાલામા પઠ
વાડે તમારી નિદા થાય છે મને જોઇ લોકો કહે છે કે,
" આ ભોજનભટની ભાર્યા જાય છે " આ બાબતથી
મને ઘણીજ શરમ આવે છે પ્રાણનાથ! હવે વિચાર કરો
રસના ઇંદ્રિયને વશ કરી, તમારી ઉત્તર વય સુધારો ત
મારામા જે બ્રાહ્મણના આચાર વિચાર સારા છે, તે માત્ર
લુબ્ધપણાના દોષથી ચાલ્યા જાય છે જેહો રસના ઇંદ્રિય

જીતી નથી, તે આચારમા રહી શકતો નથી રસના ઇંદ્રિય જીતવાથી ભક્ષ્ય અભક્ષ્યનો વિચાર રહે છે, અને તેવા વિચારથી શુદ્ધ આચાર જળવાઇ રહે છે યશોદાના આવા વચન સાભળી રવિશર્મા શરમાઇ ગયો, તે ક્ષણવાર કાઇ પણ બોલ્યો નહિ રવિશર્મામા ભુભુક્ષિત થવાનો જેવો અવગુણ હતો, તેવો તેનામા શરમાવાનો ગુણ હતો તેની પ્રકૃતિ શાત અને ભીરૂ હતી, તેનામા કોઇવારજ ક્રોધનો દેખાવ થતો હતો લોકો તેને ઘણી રીતે ઠપકો આપતા, અપમાન કરતા, અને હાસી કરતા, તોપણ તે શાત થઇ સહન કરતો હતો પોતાની સ્રીના આવા વચન સાભળી રવિશર્મા કાઇ પણ બોલ્યો નહિ તેનુ હૃદય તો હજુ પેવી મીઠાઈમાજ હતું વારવાર તેને મીઠાઈનાજ વિચાર આવતા હતા, તથાપિ શાત પ્રકૃતિ તથા શરમાળ સ્વભાવને લઇ તે કાઇ પણ કહી શક્યો નહિ દૈવયોગે તેજ વખતે કોઇ પાડોશીને ઘેર લગ્નનો પ્રસગ હોવાથી શભુ અને ભદ્રાને જમવાનુ આવ્યુ કોઇ કાર્ય પ્રસગે રવિશર્મા બાહેર ગયો, અને શભુ તથા ભદ્રા બાહેરથી આવી પાડોશમા જમવાને ગયા

રાત્રિનો સમય થયો, એટલે મિષ્ટાન્નનાજ વિચાર કરતો રવિશર્મા ઘેર આવ્યો તેણે આવીને પ્રથમ યશોદાને પૂછયુ, ભદ્રે! પેલી મીઠાઇનું શું થયુ? તે શભુ અને ભદ્રાને વહેચી આપી કે નહિ? યશોદા વિચારમા પડી કે, જો હું ના કહીશ, તો તે વખતે મીઠાઇ ખાઇ જશે, અને ખોટું બોલુ તો પાપ લાગશે, માટે જે બને તે ખરૂ, પણ મારે તો સત્યજ વાત કહેવી જોઇએ પતિની આગળ ખોટુ બોલવાથી સ્રીને ઘણુ પાપ લાગે છે સ્રીએ સ્વામીને છે

તરવા, તે પરમેશ્વરને છેતરવા જેવુ છે માટે જે સત્ય છે,
તેજ કહું આવું વિચારી યશોદા બોલી—સ્વમિનાથ! તે
મીઠાઇ હજુ મે વહેચી આપી નથી, કારણ કે તેજ વ
ખતે આપણા પાડોશમા શભુ અને ભદ્રાને જમવાનુ નોતરૂ
આવ્યુ, એટલે આવતી કાલને માટે તે મીઠાઇ રાખી મુકી
છે રવિશર્માની જીભ ઉપર ખુજલી આવતી હતી, તેથી
તેણે શરમાતા શરમાતા મદ સ્વરે કહ્યુ, ભદ્રે! તે મી
ઠાઇ કેવી છે? જરા ચખાડીશ? જરા ચખાડવી ન હોય
તો, મને નજરે તો બતાવીશ? પતિની આવી લોલુ
પતા જોઇ યશોદાએ નિશ્વાસ મુક્યો અહા! કેવી કુટેવ
છે? રસનેદ્રિય નહીં જીતનાર માણસોની વૃત્તિ કેવી
હલકી હોય છે? જે વસ્તુ પોતાના બાળ સતાનને માટે
રાખેલી છે, તેમા પણ પિતાને આવી લોલુપતા રહે એ કેવા
અફશોષની વાત? યશોદાએ કહ્યુ, સ્વામીનાથ! આજે શભુ
અને ભદ્રાને પાડોશમા જમવા જવાનું હતું, તેથી આવતી
કાલ ઉપર તેમને માટે તે મીઠાઇ રાખી મુકી છે તે
બાળકને ખાવાની વસ્તુ તમારે જોઇને શું કરવી છે?
આવા વચન તમારા મુખમા શોભતા નથી જરા સાહ
પણ રાખી વિચારો યશોદાના આવા વચન સાભળી
રવિશર્મા શરમાઇ ગયો કાઇ પણ ફરીવાર બોલ્યો નહીં
હવે ભોજન કર્યા પછી રાતે બધા સુઇ ગયા બરાબર રવિ
શર્માની અર્ધ રાત્રિ થઇ, તેથી મનોવૃત્તિ મીઠાઇમાજ હતી,
તેને મીઠાઇનાજ વિચાર આવવા લાગ્યા તે વિચારથી તેને
નિદ્રા પણ ન આવી છેવટે તેણે વિચાર્યું કે, અત્યારે ઘર
ના સર્વ માણસો સુઇ ગયા છે, જો છાની રીતે તે મીઠાઇ
લઇને ખાઇ જાઉં, તો કોણ જોનાર છે? આવું વિચારી ર
વિશર્મા શય્યા ઉપરથી બેઠો થયો કાઇ પણ વિચાર કર્યા

વગર જે ઠેકાણે મીઠાઈ મુકી હતી, ત્યા ગયો ત્યા આ
વીને મીઠાઇનો ડાબલો લીધો, અને તેમાથી કાઇ પણ
શબ્દ કર્યા વગર તે છુપી રીતે ખાવા લાગ્યો જ્યારે અ
ડધી મીઠાઇ ખાધી, ત્યારે તેના હાથમાથી ડબો ગબડી
પડયો તરતજ તે ડબો ઉપાડી લેવા ગયો, ત્યા યશોદા
જાગી ઉઠી અર્ધ રાતે, આ શુ હશે, એવા ભયથી તેણીએ
'ચોર ચોર' એવા શબ્દો કહી, બુમો પ ડવા માડી તેથી
શરમાળ પ્રકૃતિનો રવિશર્મા ત્યાથી દુર ખસી ઘરના આગ
ણામા આવ્યો, ત્યા આસપાસના પાડોશીઓ એકઠા થયા
અને તેને પકડી લીધો અ ધકારને લીધે કોઇ તેને ઓળ
ખી શકયુ નહિ, અને કેટલાએક માણસોએ તેને મારવા
માડયો તેવામા રાજાના પોલીસો ત્યા આવ્યા, અને રવિશર્મા-
ને મીઠાઇના ડબા સાથે પકડી રાજ્દ્વારમા લઇ ગયા

અહિં યશોદા દીવો કરી પોતાના સ્વામીની પથારીએ
ગઇ, અને સ્વામીને બોલાવા લાગી, પણ કોઈ બોલ્યુ નહીં
તેમ જોવામા આવ્યુ નહિ, એટલે તેણીએ જાણ્યુ કે, તે
આવનાર માણુસ ચોર નહિ, પણ મીઠાઇ ખાવાને ગયેલ
મારા સ્વામીજ હશે અહા ! ઘણુ ભુ ડુ થયુ તેને પકડીને
કયા લઇ ગયા હશે ? યશોદાને મોટી ચિ તા થઇ પડી
ચિ તામા ને ચિ તામા સવાર પડી ગઇ ત્યા ખબર આવ્યા
કે, રાતે ચોરી કરનાર પુરૂષ, તે ઘરધણી પોતેજ હતો

અહિં રાવશર્માને રાજાના માણુસોએ ઘણો માર માર્યો,
અને તેને શિક્ષા આપવાને ફોજદાર પાસે લઇ ગયા ત્યા
તે ઓળખાયો, અને તેની પાસે મીઠાઇનો ડબો જોઇ, તેને
બધી હકીકત પુછવામા આવી તેણે પોતાનો સર્વ વૃત્તાત

સાચેસાચો કહ્યો બધા લોકોને તે વાતની ખબર પડી, અને ભોજનભટની નિંદા ચારે તરફ થવા લાગી.

રવિશર્મા મનમા ક્ષોભ પામતો, અને પોતાની કુટેવને નિંદતો પશ્ચાતાપ કરતો ઘરમા આવ્યો યશોદા પોતે પતિની અપરાધી થઇ છે, એમ માની ધ્રુજતી ધ્રુજતી તેની પાસે આવી રવિશર્મા પોતાની સ્ત્રીને ધન્યવાદ આપી બોલ્યો—મહાસતી! તારા જેવી સદ્ગુણી સ્ત્રીને મારા જેવો દુષ્ટપતિ હોવો ન જોઇએ તે ઘણી વાર મને બોધ આપ્યો, તે છતા હુ મારી જીહ્વા ઇંદ્રિયને વશ રાખી શક્યો નહિ હવે મને ઘણો પશ્ચાતાપ થાય છે અહા! મારા જીવિતને મે રસના ઇંદ્રિના સ્વાદમા કલંક લગાડ્યુ અને આજે ઘણો તિરસ્કાર મળ્યો હે પ્રિયે! હવે મૃત્યુ સિવાય બીજો કોઇ મારે રસ્તો નથી આવું કલંકિત જીવિત ધારણ કરવુ, તેના કરતા મરવું ઉત્તમ છે હે સ્ત્રી! હવે મને માગ બતાવ. મે ઘણી દુષ્ટતા આચરી છે જે પદાર્થ એકવાર સ્વાદ આપે છે, અને પાછા તે વિષ્ટારૂપ થઇ જાય છે, તેવા પદાર્થને માટે મે મારી સર્વ પ્રતિષ્ઠા ગુમાવી દીધી એ કેવી વાત? હવે આ મુખ કોઇને બતાવવુ, તે યોગ્ય નથી રવિશર્માના આવા શબ્દો સાભળી સદ્ગુણી યશોદા બોલી—પ્રાણનાથ! ચિંતા કરો નહિ જે બન્યુ, તે ખરૂં તમને આવો પશ્ચાતાપ થયો છે, તો હવે કોઇ વાતની ફીકર કરવી નહિ તમે હૃદયથી રસનાઇંદ્રિયને જીતવાનો હજુ પણ નિયમ લેશો તો પાછા તમે સારી પ્રતિષ્ઠા મેળવશો. સ્વામિનાથ! વિશેષ ચિંતા કરશો નહિ "જ્યારથી સમજ્યા ત્યારથી સવાર" એ ન્યાયે હવે તમારે વર્ત્તન કરવું યશોદાના આવા વચનથી રવિશર્માને ધીરજ આવી ત્યારથી તેણે કેટલોક સમય પોતાની જીભને વશ રાખી, પણ

છેવટે તે નિયમનો ભંગ થયો એવું બન્યું કે, એકવખતે તે પરગામમાં કોઈને ત્યાં મીજમાન થઈને ગયો હતો ર વિશર્મા તેનો સંબંધી હોવાથી તે ગૃહસ્થે તેને જમાડવાને માટે મિષ્ટાન્ન કરાવ્યું, પણ દૈવયોગે તે મિષ્ટાન્ન તૈયાર થતા તેની અંદર કોઈ ઝેરી જીવ નીકળ્યો, એટલે ઘરધણીએ તેને કોઈ પાત્રમાં નાખી જુદું મુકયું અને તે વખતે તો કાઈપણ બોલ્યા વિના હમેશનો સામાન્ય ખોરાક જમાડયો જ્યારે રસોડામાં મિષ્ટાન્નની તૈયારી થતી હતી, ત્યારે તે વાત સ્વાદીલા રવિશર્માના જાણવામાં આવેલ, પણ જ્યારે પોતાના પાત્રમાં મિષ્ટાન્ન આવ્યું નહિ એટલે તે ઘણોજ આકુલ વ્યાકુલ થઈ ગયો તે વખતે તો તેણે જે પીરસ્યું તેજ ખાધું, પણ તે પછી તે મિષ્ટાન્ન મેળવવાનો લાગ જોવા લાગ્યો સાયંકાળે એવું બન્યું કે, તે ગૃહસ્થ બહેર ગયો, અને તેના કુટુંબના માણસો આડા અવળા ચાલ્યા ગયા આ સમયનો લાગ જોઈ રવિશર્મા ઘરમાં પેઠો, અને મિષ્ટાન્નનું પાત્ર શોધી તે બધું મિષ્ટાન્ન ખાઈ ગયો ક્ષણવાર પછી તેના શરીરમાં ઝેર વ્યાપી ગયું, અને બેશુદ્ધ થઈને પડી ગયો, અને મૃત્યુ પામી ગયો ત્યાર પછી તે ગૃહસ્થના કુટુંબીઓ આવ્યા, અને તે જોઈ આશ્ચર્ય પામી ગયા છેવટે તપાસ કરતા જાણવામાં આવ્યું કે તે ઝેરવાળું મિષ્ટાન્ન ખાઈને મૃત્યુ પામ્યો હતો તે ખબર તેની સતિ સ્ત્રી યશોદાના જાણવામાં આવી સર્વને ઘણો ખેદ થયો, અને વસંતપુરમાં તે વાતની મોટી ચર્ચા થઈ પડી લોકો કહેવા લાગ્યા કે, " ભોજનભટ રવિશર્મા આખરે જીહ્વા ઇંદ્રિયના સ્વાદમાં લંપટ થઈ જીવથી માર્યો ગયો "

પ્રિય બહેન ચંચળ ! આ વાર્તા ઉપરથી કેટલી શીખામણ [illegible] ? તે બરાબર ધ્યાનમાં લેજે દરેક શ્રાવક અ

થવા શ્રાવિકાએ જીહ્વાઇંદ્રિયને વશ રાખવી જોઇએ તદન સ્વાદ લંપટ થવાથી ભક્ષ્યાભક્ષ્યનો વિચાર રહેતો નથી રવિદત્ત જેવા વિદ્વાન્ અને પવિત્ર બ્રાહ્મણના કેવા હાલ થયા ? રસનાઇંદ્રિય માણસને ભ્રષ્ટ અને દુરાચારી કરે છે બહેન ચચળા તે સ્વાદને લઇનેજ રમણીબાઇના ઘરનું સુરણ ખધું હતું શ્રાવિકા થઇ કંદમૂળનો આહાર કરવો તે કેવું ખરાબ કહેવાય ? હવેથી કોઇવાર તારે એવી ભુલ કરવી નહિ શ્રાવિકાનો આચાર સર્વોત્તમ છે જ્યાં ભક્ષ્ય અભક્ષ્યનો વિચાર નથી, ત્યાં શ્રાવકપણું રહેતું નથી બહેન લલિતા અને ચચળા ! તમારે હમેશાં ધ્યાન રાખવું કે, દરેક વસ્તુ ખાવાની હોય, તેને માટે ઘણોજ વિચાર કરવો તે વસ્તુમાં કેવી ચીજો રહેલી છે ? અથવા તે જાતે કેવી ચીજ છે ? એ બધો વિવેક કરી તે વસ્તુનું બધું જ્ઞાન મેળવવું જેથી કરીને તે ' ભક્ષ્ય છે કે અભક્ષ્ય છે ' એ જ્ઞાન સારી રીતે થાય છે આપણા રસોડામાં કોઇ અભક્ષ્ય વસ્તુ આવે, તો તેને તરત બાહેર નાખી દેવી. કદિ સાસરીયાના કોઇ વડિલ વર્ગમાંથી તેવી વસ્તુ રાધવાને લાવવામાં આવી હોય, તો તે આકળા થઇને રાધવી નહીં તેને માટે બનતી મહેનત લઇ, વિનયથી તે વડિલને વિનતી કરવી કે, આપણ શ્રાવકને આ ચીજ ખપતી નથી તે છતાં જો તેઓ ન માને, તો પછી આપણે હાથે તે ચીજ ન રાધતાં તરત જણાવી દેવું કે, મેં તેવી અભક્ષ્ય ચીજ રાધવાની અને ખાવાની બાધા લીધી છે, આપણો ધર્મને માટે દૃઢ આગ્રહ જોવામાં આવે, તો પછી કોઇ માણસ આપણને દબાણ કરી શકતું નથી બહેનો ! બીજી બધી બાબતમાં ઘરના વડિલ માણસોની દાક્ષિણ્યતા રાખવી, પણ ધર્મની બાબતમાં કોઇની દાક્ષિણ્યતા કે શરમ રાખવી

નહીં ધમમા તો બરાબર ચુસ્ત રહેવુ

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલતા અને ચચગને બોધ આપતી હતી જ્યારે વખત થયો એટલે આનંદાએ જણાવ્યુ બહેનો ! હવે આવતી કાલે બીજી શીખામણની વાતો કરીશ આજે તો વખત થઇ ગયો છે, માટે ચાલો, હવે આપણા નિત્યના ગૃહ કર્ત્તવ્યમ પડીએ આનંદાના આવા વચન સાભળી ચચગ બેઠી થઇ, અને તે બોલી—આનંદા કાકી ! આજની ધમ ચર્ચા ઘણીજ ઉપયોગી થઇ છે મને તો સાભળતા ઘણોજ આનંદ આવે છે હવે આવતી કાલે હુ પાછી બરાબર નિયમસર આવીશ આ પ્રમણે કહી ચચગ આનંદને પગે લગી અને લલિતાને લેઈને પોતાને ઘેર ચાલી ગઇ ધર્મદાસ શેઠે કહ્યુ બહેનો ! હવે આપણો પણ ધર્મ કથા સમાપ્ત કરવાનો વખત થયો છે ( બોલો આદીશ્વર ભગવાનની જય ) બધી શ્રાવિકાઓ ધમદાસ શેઠની પ્રશસા કરતી કરતી પોતપોતાને ઘેર ચાલી ગઇ

## દિવસ ૩ જો




ત્યના નિયમ પ્રમાણે ધર્મદાસ શેઠ શ્રાવિકાશાળામા આવ્યા ગગા પણ હરઅસેર તેમની પાછળ આવી બધી શ્રાવિકાઓ એકઠી થઈ ગઇ શ્રાવિક શાળાનો બધો ભાગ ચીકાર ભરાઇ રહ્યો પ્રતિદિન રૂપનગરમા દૂરથી પણ નાની મોટી શ્રાવિકાઓ ત્યા વધારે વધરે એકઠી થતી હતી વળી ધર્મ

દાસ શેઠના આવા ઉત્તમ ઉપદેશને ઉત્તેજન આપવાને ઘણા ગૃહસ્થો તરફથી નવી નવી પ્રભાવના પણ થતી હતી ઘણી શ્રાવિકાઓ ધર્મદાસ શેઠની પહેલા આવીને હાજર થતી હતી ચકોર પક્ષીઓ જેમ ચંદ્રની સામે જોઇ રહે, તેમ બધી શ્રાવિકાઓ ધર્મદાસ શેઠના મુખની સામે જોઇ રહેતી હતી હમેશ મુજબ સમય થયો, એટલે ધર્મદાસ શેઠ નીચે પ્રમાણે મંગલાચરણ બોલ્યા મંગલાચરણના આરંભની પહેલા બધી શ્રાવિકાઓએ ( આદીશ્વર ભગવાનની જય ) એમ ઉંચે સ્વરે કહ્યુ તેના નાદથી બધી શ્રાવિકાશાળા ગાજી ઉઠી

---

## મંગળાચરણ.

### શાર્દુલવિક્રીડિત વૃત્ત.

જ્યાં સંસાર સુધારણા તણી કૃતિ સદ્ધર્મ સાથે બને,
જ્યાં છે સાક્ષર શ્રાવિકા ગૃહવિષે સંનદ્ધ વિદ્યા ધને,
જ્યાં સમ્યકત્વ સુધારશે રસિક થઈ શોભે જ સત્કર્મથી,
નિત્યે જૈન કુટુંબ તે જય વરો જૈનેદ્રના ધર્મથી   ૧

આ પ્રમાણે મંગળાચરણ કરી ધર્મદાસ શેઠે પોતાની વાર્તા આગળ ચલાવી. માતાઓ, બહેનો અને પુત્રીઓ! હવે આગળ શી વાર્તા બની, તે એક ચિત્તે સાંભળજો. બીજે દિવસે ચંચળ લલિતાને ઘેર ગઈ, ત્યાં આનંદા ઘરમાં ન હતી ચંચળે લલિતાને કહ્યુ, બહેન લલિતા! મારા આનંદા કાકી ક્યાં ગયા છે? લલિતા બોલી, આજે આઠમ છે, તેથી મારા બા ઉપવાસના પચ્ચખાણ લેવાને ઉપાશ્રયે ગયા છે મને કહેતા ગયા છે કે, હું હમણા આવુ છુ, જો ચંચળ આવે, તો તેને બેસાડજે ચંચળ

વિવાહમા અમારા ઘરનુ કોઇ પણ માણસ ગયું ન હતું તેનો વર ઘરડો ડાસો છે ચ પક શેઠે ચાર હજાર રૂપીઆ લઇને, તે બીચારીને સીતેર વર્ષના ડોસાની સાથે પરણાવી છે આ મહાન્ અનર્થ સાભળી, અમારા ઘરનું કોઇ પણ માણસ તેને ઘેર ગયુ ન હતું આટની વ ત મારા જાણ વામા છે, તે શિવાય વધરે ખુલાસો મારી બા આવશે ત્યારે થશે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે લલિતા અને ચ ચળ વાતચીત કરતા હતા ત્યા શિવચ દ્ર શેઠ આવ્યા તેમને આવતા જોઇ લલિતા અને ચ ચળ બેઠા થયા, અને તેમને પ્રણામ કરી ઉભા રહ્યા

**શિવચ દ્ર**—બેટા લલિતા! આજનો રસોડાનો કાર ભ ર તારે મ થે આવ્યો છે તારી બ એ ઉ પાશ્રયમા પોષહ લેવાની આજ્ઞા મ ગી છે, અને મે તેને આજ્ઞા પણ આ પી છે, તેથી તે આજે ઘેર આવશે બપોરે પ્રાસુક જ ળનુ પાત્ર લઇ તુ તેની વૈ ચ વચ્ચ કરવા જજે અને આ ર ભ ળ સુધીનુ બધુ ગ્રહકાર્ય તારી બાને બદલે તુ બજાવજે બેટા! આજે મારો ચાર ઉપવ સ કર નો હતો, પણ વૃદ્ધ વસ્થાને લઇ મ રથી બની શકે તેમ લ ગતુ નથી તેથી મ એ કસણુ ર્યું છે બહેન! આ ર ા શ સ્ત્રમા શક્તિ અનુસા રે ત । તથ કરવાનુ કહ્યુ છે જો આરા પરિણ મ રહે તેવુ હોય અને દૂધનો પ રસહ સહન થાય તેવુ હોય, તોજ વ્રત ઉપવ મ કરવા નહીં તો કરવા નહિ જે શ ક્તિ વિના તેવા કઠિન વ્રતના આર ભ કરે તો પરિણામ સારા રહેતા નથી અને તેવા નઠારા પરિણામથી વખતે અશુભ ધ્યાન થવાનો ભ ય છે

લલિતાએ વિનયથી જણાવ્યુ, બાપા ! જ્યારે મારીબા પોષહ કરી આજના પવિત્ર પર્વનો લાભ લેશે, ત્યારે જો મને આજ્ઞા આપો તો હુ પણ ઉપવાસ કરૂ હમેશા હુ પર્વના દિવસે એકાસણું તો કરૂ છુ, પણ આજે ઉપવાસ કરવાના પરિણામ થયા છે, માટે કૃપા કરી આજ્ઞા આપો

શિવચદ્ર—બેટા ! તારાથી ઉપવાસ થઇ શકશે નહિ, માટે એકાસણું કરે તો વધારે સારૂ, વળી આજે તારી બાની ગેરહાજરી છે, તેથી તારે માથે ઘરના કામનો બોજો આવી પડયો છે, માટે તને વધારે વસમું લાગશે તથાપિ તારા પરિણામ ચડતા હોય તો, મને આજ્ઞા આપવામા વાંધો નથી વળી તારા મનના ચડતા પરિણામને ફેરવવા, એ પણ અનુચિત છે આપણા શાસ્ત્રમા બીજાના સારા પરિણામને અનુમોદન આપી ઉત્સાહ આપવાનુ કહ્યુ છે, તેથી હુ તને ના કહેતો નથી

લલિતા—બાપા ! ત્યારે હુ ઉપવાસ કરીશ, અને તેના પચ્ચખાણ લેવાને ઉપાશ્રયે જઇશ બાપા ! મારી બા કયે ઉપાશ્રયે ગયા છે ? હમણા ઘણા દિવસ થયા તેઓ સાધ્વીજીને ઉપાશ્રયે જતા નથી, અને આજે ગયા, તેનું શુ કારણ હશે ? કદિ પર્વને દિવસે ઉપાશ્રયે જાય, પણ પોષહ કરીને ત્યા રહે, એ વાત આજે આશ્ચર્યની બની છે, તેમા પણ પન્નશ્રીને ઉપાશ્રયે તો કદિ પણ જાયજ નહિ આજે શુ થયુ, તેને વિષે મને શકા થાય છે

શિવચદ્ર—બેટા ! દરેક શ્રાવિકાએ હમેશા દેવગુરૂના દર્શન કરવા જોઇએ, તેથી ગુરૂના દર્શન માટે ઉપાશ્રયે તો અવશ્ય જવુ જોઇએ, અને ગુરૂના મુખની ઉપદેશવાણી સાભળવી જોઇએ તારી બા પ્રથમ હમેશા ઉપાશ્રયે જતા

હતા અને પોતાનો ધર્મ શો છે ? તે પણ જણાવતા હતા.
સાધ્વી જ્ઞાનથી કહેતા હતા કે, હે સતિઓ ! તમારે
તમારૂં કર્ત્તવ્ય શું છે ? તે વિષે વધારે ધ્યાન આપવું
છે સ્ત્રીઓના કર્ત્તવ્યના બે ભાગ પડે છે એક ધાર્મિક
કર્ત્તવ્ય, અને બીજું સાંસારિક કર્ત્તવ્ય તે બન્ને કર્ત્તવ્ય સ્ત્રી
ઓને મુખ્ય છે ધાર્મિક કર્ત્તવ્ય જેટલું જરૂરનું છે, તેટલું
જ તેમને સાંસારિક કર્ત્તવ્ય પણ જરૂરનું છે કારણ કે
સ્ત્રીઓની જીંદગી હંમેશા પરતંત્ર છે, તેથી કરીને તેણે
જે કાંઇ પણ કામ કરવું, તે સ્વતંત્ર રીતે થઇ શકતું
નથી પુરૂષને જો તીવ્ર વૈરાગ્ય થાય તો તે પોતાની સ્ત્રી
ઓને ગમે તે સ્થિતિમાં મુકી દીક્ષા લેવા ચાલી નીકળે
છે, પણ સ્ત્રીઓથી બહુધા તેમ બની શકતું નથી સ્ત્રીઓ
થી પોતાના માતા પિતા, સાસુ સસરા કે, પતિને છેડી
પુછયા વિના ચાલતા જવાતું નથી તેઓ સર્વદા પરાધીનજ
છે કદિ સ્ત્રી સાધ્વી મત લે, તોપણ તે સ્વતંત્ર રીતે વિ
ચરી શકતી નથી તેઓને માટે હમેશા રક્ષણની જરૂર છે,
જેને માટે નીચેનું પદ કહેવાય છે—

" पिता रक्षति कौमारे भर्ता [illegible]
पुत्रो रक्ष[illegible]

[illegible]

તમે જેવી રીતે સ્વતંત્રતામા રહી તમારૂ જીવતર ઉન્ન
તિમા લાવી શકો, તેવી રીતે સ્વતત્રતામા કદિ પણ લાવી
શકો નહિ જે સ્ત્રીઓ સ્વતત્રતા મેળવવાને ઇચ્છે છે, તેઓ
પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થઇ જાય છે બ્હેનો! એથી હમેશા
યાદ રાખજો કે તમે તમારા હૃદયમા સ્વતત્ર થવાનો
વિચાર પણ લાવનો નહિ આર્ય દેશમા જે સ્ત્રીઓ સ્વત-
ત્રતા ઇચ્છે છે, તે તેમના શીલરૂપ પર્વત ઉપરથી નીચે
પડે છે જે ઘરમા સ્ત્રીઓ સ્વતત્ર થઇ વર્તે, તે ગૃહ સ-
સારનો અલ્પ સમયમાજ નાશ થઇ જાય છે, તેથી તમારે
સ્વતત્ર થવાનો વિચાર કદિ પણ લાવવો નહિ જો સ્વત-
ત્રતાના વિચાર તમારી મનોવૃત્તિ ઉપર આવ્યા કરશે, તો
તમે તમારા કર્ત્તવ્ય ધર્મમાથી ભ્રષ્ટ થઇ જશો, અને તેથી
કરીને તમારૂ જીવન કલકિત થઇ જશે

આ પ્રમાણે જ્ઞાનશ્રીએ સક્ષેપમા જણાવી તે પછી
સ્ત્રીઓના કર્ત્તવ્ય માટે બે દ્રષ્ટાતો આપ્યા, અને તેથી સઘ-
ળી શ્રાવિકાઓના હૃદય હરી લીધા આ સાભળી લલિતા
અને ચચળ વધારે ખુશી થયા તે પછી લલિતા અને
ચચળ આનદાને મળ્યા ચચળે વિનયથી આનદાને જ-
ણાવ્યુ કે, આનદા કાકી! આજે તમારા મુખથી હિતશિ-
ક્ષા સાભળવાનો શું અમને લાભ નહિ મળે? આનદા
બોલી—બ્હેન ચચળ! આજે મારે પોષહવ્રત લેવાનો વિ-
ચાર છે, તેવી હું સાજે પ્રતિક્રમણ કર્યા પછી ઘરે આવીશ,
તેથી શી રીતે બની શકે? માટે હવે આવતી કાલે બનશે
વળી આવતી કાલે સાધ્વીજી જ્ઞાનશ્રીના મુખની વાણીનો
આજે લાભ લઇ તમને તે વિષે વધારે બોધ આપીશ

ચચળ—કાકી! આજનો દિવસ તદ્દન ધર્મકથા વ-

ગરનો જાય, તે તો ઠીક નહિ માટે જો તમને વખત હોય તો આપણે રાતનો વખત રાખીએ

**આનંદા**—બહેન ચંચળ! આ શું બોલો છો? સ્ત્રી જાતિને રાત્રે ઘરની બહાર નીકળવું તે સારૂં ન કહેવાય ગમે તેવો લાભ હોય, ગમે તેવું કાર્ય હોય, તોપણ સ્ત્રીજાતિને રાત્રે બાહેર જવું નહિ કદિ ઘણું જરૂરનું હોય, તો વડિલની આજ્ઞા લઇ કોઇ વૃદ્ધ સ્ત્રીની સાથે બાહેર જવું, અથવા કોઇ ઘરના લાયક માણસની સાથે જવું અને તે પણ રાત્રિના પહેલા પહોરના જવાનું હોય, તોજ જવું ને પછી તો કદિપણ જવું નહિ બહેન ચંચળ! નારી જાતિને રાત્રે ફરવું, તે તેના વર્ત્તનને માટે શંકા ઉત્પન્ન થવાનું કારણ થાય છે કદિ સ્ત્રી પોતે શુદ્ધ હોય, તોપણ લોકો તેને કલંક આપે કે તેમજ રાત્રિને વખતે કેટલાએક લુચ્ચા લોકો ફરવા નીકળે છે દુરાચારથી ભરપૂર એવા એ લોકો વખતે સ્ત્રીઓની લાજ લુંટવાને ચુકતા નથી આવા કેટલાએક કારણને લઇને બહેન ચંચળ! તારે રાતે કદિ પણ બાહેર જવું નહિ દિવસે પણ પોતાના પડોશમાં જ્યાં સ્ત્રી વર્ગની સાથે સારો સંબંધ હોય ત્યાં જવું, ને પણ ઘરના વડિલ માણસની રજા લઇને જવું કદિ વડિલ જન તરફથી રજા મળી હોય, પણ જો પાડોશીના ઘરમાં પુરૂષ વર્ગજ હાજર હોય, અને બૈરાઓમાંથી કોઇ પણ જોવામાં ન આવે, તો તરતજ પાછા વળી જવું બહેનો! મુખ્ય રીતે તો સ્ત્રી જાતિને પારકે ઘેર જવુંજ ન જોઇએ કદિ ખરેખરૂં કારણ હોય, તો વડિલની આજ્ઞા લઇને જવું બહેન ચંચળ! તારી ઉંમર હજુ નાની છે, સ્ત્રીપણાના બધા ધર્મ તારામાં માલમ થયા નથી, ત્યાં સુધી તું મારે ઘેર આવે છે, તે

પણ આમ મારીજ પાસે આવે છે વળી તારી માની રજા, લઇને આવે છે, તેથી તને કાઇ હરકત નથી, પણ જો તુ બરાબર જુવાન વયની હોય, અને મારે ઘેર બીજા જુવાન વયના પુરૂષો રહેતા હોય, તો તારે ખરા કારણ શિવાય હમેશા આવવુ ન જોઇએ કદિ કારણથી આવવુ પડે, તો તારે તારી મા સાથે આવવું જોઇએ એકલાં કદિ પણ આવવુ ન જોઇએ તેથી બહેન ચચળ ! તુ, રાત્રે મારે ઘેર આવીશ નહીં આજે આપણે અહીં જે વાર્ત્તા કરી, તેથીજ આપણો દિવસ સફળ થઇ ગયો છે, તેમા મને તો આજનો લાભ ઘણોજ મળ્યો છે સાધ્વીજી જ્ઞાનશ્રીની વાણીમા અતિ આનદ આવે છે તેમના ઉપદેશની વાણી સાભળતાજ મારા પરિણામ જુદાજ થઇ ગયા, અને તેથીજ પોષહ લેવાનો નિશ્ચય થઇ ગયો, બહેન ચચળ ! હવે આવતી કાલે જ્ઞાનશ્રીની વાણીનો જે આનદ મને મળ્યો છે, તે હુ તમને પણ આપીશ જો કે તેમની વાણીની ખુબી તો જુદીજ છે, તથાપિ મારી બુદ્ધિમા જે કાઇ સ્મરણ રહેલુ હશે, તેનો, લાભ તમને હુ પૂરેપૂરો આપીશ બહેન લલિતા ! તુ હવે સત્વર જા તારા બાપાને એકાશણુ છે, તેથી સારી રીતે રસોઇ કરી જમાડજે બહેન ! તને વધારે કહેવુ પડે તેવુ નથી તુ ખરેખરી પિતૃ ભક્ત દુહિતા છુ તારા જેવી પુત્રીઓના પિતાઓ ખરેખરા ભાગ્યશાળી છે શ્રાવક કુળની બાળિકાઓમા તુ ખરેખરા ધન્યવાદને પાત્ર થઇ છુ બેન ! તુ સમજે છે કે, તારા બાપાની વૃદ્ધાવસ્થા છે, તેમના મુખમાથી દાત પણ પડી ગયા છે, તેથી રોટલી વિગેરે જે કાઇ પદાર્થ બનાવે, તે કુણા અને સ્વાદિષ્ટ કરજે બેટા ! મને તારે માટે ખાત્રી છે કે, તુ તારા પિતાને સતોષ આપીશ,

તથાપિ તને સ્મરણમા લાવવાને માટે કહેવુ પડયુ છે

**લલિતા** બોલી—બા ! મારા બાળકના કોઇ જાતના ઉચાટ રાખશો નહિ હુ તેમને સારી રીતે જમાડીશ, અને તેમને પૂર્ણ સતોષ આપીશ બા ! તમે અગાઉ માતાપિત ની ભક્તિ વિષે મને ઘણુ સમજાવ્યુ છે તમારા તે ઉપયોગી શબ્દો મારા હૃદયમા કોતરાઇ ગયા છે અને નિશ્ચય થયો છે કે, માતાપિતાની ભક્તિ બધાએ અવશ્ય કરવી જોઇએ આ સસારમા માતાપિતા સર્વથી વધારે ઉપકારી છે તેના ઉપકારનો બદલો તેમના સતાનોથી કદિ પણ વળે તેમ નથી જ્યારથી જન્મ થયો, ત્યારથી જીવની જેમ રક્ષણ કરનારી જનનીનો ઉપકાર કોણ ભુલી જાય ? બાળપણમા માતા ક્ષણે ક્ષણે સ્તનપાન કરાવે છે, ઉઘાડા અગને ઢાંકે છે ક્ષુધા તૃષાની સભાળ લેછે, અને વારે વારે ભીના માથી સુકામા સુવાડે છે, એવી શાતિ આપનારી માતાના ઉપકારને કેમ ભુલી જવાય ? દરેક વસ્તુ લાવી, પોષણ કરનાર, અને નવનવા વસ્ત્ર તથા અલકાર પહેરાવી રાજી થનાર અને કેળવણી તથા સદ્બોધ આપી ઉદ્ધાર કરનાર પિતાના મહાન્ ઉપકારને કોણ વિસરી જાય ? જે સતાનો માતાપિતાના ઉપકારને ભુલી જાય, તે ખરેખરા કૃતઘ્ની છે તેવા સતાનો માતાપિતાને ભુલી જઇ ગમે તેવા સત્કર્મ કરે, ગમે તેવો સદાચાર સેવે, અને ગમે તેવો ધર્મ આચરે, તોપણ તેઓને સદ્ગતિ મળતી નથી માતાપિતાની સેવા વિના સતતિનુ કર્તવ્ય કદિપણ પૂર્ણ થતુ નથી અને તેઓ કૃતજ્ઞ પણ કહેવાતા નથી બા ! એ તમારા બધા શબ્દો મારા હૃદયમા ઠસી ગયેલા છે, હમેશા જેટલી વાર તમને કે મારા બાપાને હુ જોઉ છુ, તેટલી વાર મને એ શબ્દોનુ વારવાર સ્મરણ થયા કરે છે

બા ! હવે હુ જાઉં છુ, મારા બાપાની કશી વાતની ચિંતા રાખશો નહિ તે મારા ઉપકારી અને શીરછત્ર છે, તેમની સેવા કરવાને મને ઘણી હોંશ આવે છે માતા ! જેવી રીતે તમે સાધ્વીજી જ્ઞાનશ્રીના મુખની વાણી સાભળવા પોષહવ્રત લઇ આજનો દિવસ કૃતાર્થ ગણ્યો છે, તેવી રીતે મારા બાપાની સેવા કરવાનો આજે મને લાભ મળ્યો, તેથી હું આજના દિવસને પણ કૃતાર્થ ગણું છુ

લલિતાના આવા વચન સાભળી આનંદાને ઘણો હર્ષ આવી ગયો તેના નેત્રમાથી હર્ષના આસુ ચાલવા લાગ્યા. અને શરીર ઉપર રોમાચ ખડા થઇ ગયા આનંદાએ હૃદયમા વિચાર્યું, અહા ! લલિતાનું કેવુ ડાહાપણ છે ? તેના હૃદયમા કેવા સારા વિચાર આવે છે ? આવી બાળિકાઓ ભવિષ્યમા કેવી શ્રાવિકા થાય ? હે શાસનદેવતા ! જૈનકોમ ઉપર કૃપા કરી જૈનોના દરેક કુટુબમા આવી બાળિકાઓ ઉત્પન્ન કરે, કે જેથી જૈનોની સાસારિક ઉન્નતિ થાય ? ભવિષ્યમા તેઓ ઉત્તમ શ્રાવક માતા થાય ? એવી શ્રાવક માતાઓ ॥ જૈનોના સતાનો કેવી ઉન્નતિમા આવે ? ખરેખર, લલિતાના જન્મથી મારૂ જીવન સાર્થક થયુ છે શ્રાવક કુળમા જન્મ લઇ મારા સ્ત્રી જીવનની કૃતાર્થતા થઇ છે

આવુ વિચારી તેણીએ લલિતાને કહ્યુ, બેટા ! જા, હવે તારા પિતા વાટ જોઇ રહ્યા હશે હવે મારે પોષહવ્રતની ક્રિયા કરવાની છે, તારી ઉપર મને વધારે પ્રેમ ઉત્પન્ન થયો છે પ્રેમને લીધે મોહદશા થવાથી મારી ધાર્મિક ક્રિયામા અતરાય થવાનો વખતે મને સભવ રહે છે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદાએ લલિતાને કહ્યુ, એટલે લલિતા અને ચંચળબેન

થયા લલિતાએ વિનયથી પાછી સાધ્વી જ્ઞાનશ્રીને વંદના કરી, અને તે દિવસે ઉપવાસના પચ્ચખાણ કર્યા સાધ્વી જ્ઞાનશ્રીએ લલિતાને ધર્મલાભ આપી ઉપવાસના પચ્ચખાણ આપ્યા, જ્યારે લલિતાએ પચ્ચખાણ લીધા, એટલેચ ચંચળે પણ સાધ્વીજીને વંદના કરી પચ્ચખાણ લીધા તે પછી લલિતા અને ચંચળ પોતાના ઘર તરફ ચાલ્યા આવ્યા

લલિતા અને ચંચળ ઘેર આવ્યા પછી ચંચળે લલિતાની રજા લીધી, અને તે પોતાને ઘેર ગઈ લલિતા પોતાના ઘરમા આવીને પોતાના પિતા શિવચંદ્ર શેઠને મળી શિવચંદ્ર શેઠે પૂછ્યું, બેટા! આટલી વાર કયા રોકાણી હતી? તારી બા તો શાતામા છે ને? જ્ઞાનશ્રી સાધ્વીજીના દર્શન થયા કે નહિ? લલિતા બોલી—બાપા! મારા બા શાતામા છે, સાધ્વીજી જ્ઞાનશ્રીના દર્શન થયા, અને તેમના મુખથી થોડી વાણી પણ સાભળી બાપા! જ્ઞાનશ્રી સાધ્વીજી ઘણા વિદ્વાન્ અને ગુણી છે, તેમની વાણીમા વિનય અને માધુર્ય બંને રહેલા છે તે સાથે તેઓ પોતાના ચારિત્રધર્મમા ઘણા દૃઢ છે અને તો થોડોજ પરિચય થયો છે, તથાપિ તેમની રીતભાત જોતા તેમની તરફ ઘણી ગુણ બુદ્ધિ થાય તેવું છે આવા સાધ્વીજી કાંતિપુરમા રહે તો, શ્રાવિકાઓને ઘણો લાભ થય આપણા શહેરમા આવા સાધ્વીજી હાલ આવ્યાજ નથી, તેઓની વય નાની છે, તે છતા તેમનો આચાર ઘણોજ ઉત્તમ છે બાપા! તમે પણ એકવાર જઈને તેમને અહીં રહેવાને વિનંતિ કરજો આવા સાધ્વીજીની આગળ પદ્મશ્રી તો કાઈ હિસાબમા નથી તેમના ચારિત્રમા અને આમના ચારિત્રમા ઘણો તફાવત છે જો આ સાધ્વીરત્ન કાંતિપુરમા એકજ ચોમાસુ કરે,

તો ઘણો લાભ થાય આપણા શહેરની નાની અને મોટી શ્રાવિકાઓનો ઉદ્ધાર થઇ જાય કેટલીએક સાધ્વીઓ ગુરૂણીજી થવાના લોભથી ભોળી ભામિનીઓને દીક્ષા લેવા માટે ભમાવે છે, અને બીજા અનેક જાતના પોતાના સ્વાર્થો સાધી લે છે આ સાધ્વીજી તો ખરેખરા સાધ્વી છે, તેમની વાણીમાજ ચારિત્રનો ચળકાટ જણાઈ આવે છે બાપા! મને તો આજે બે લાભ થયા એક તો એવા પવિત્ર સાધ્વીજીના દર્શન થયાં, અને બીજુ મારી બાની ગેરહાજરીને લીધે તમારી સેવા કરવાનો મને વખત મળ્યો પિતાજી! હવે હું રસોઇના કામનો આરંભ કરૂ છુ, તમારે જિનપૂજા કરવી હોય તો કરી આવો,

શિવચંદ્ર—બહેન લલિતા! મે દેવસેવા કરી છે, તેમજ હું ગુરૂના દર્શન પણ કરી આવ્યો છું હવે સઝાય ધ્યાન કરવાને ઘરમા એકાતે બેસુ છુ. જ્યારે રસોઇ તયાર થાય, એટલે ખબર આપજો

લલિતા—બાપા! દેવપૂજા ક્યારે કરી આવ્યા? એ તો મને ખબરજ ન રહી હુ ઉપાશ્રયે ગઇ, ત્યારે તમે દેવપૂજા કરી—આવ્યા હતા?

શિવચંદ્ર—બેટા! તે વખતે હું દેવપૂજા કરીને અને ગુરૂના દર્શન કરીને આવ્યો હતો દરેક શ્રાવક અથવા શ્રાવિકાએ પ્રાતઃકાળમાં ઉઠીને પ્રથમ દેવપૂજા અને ગુરૂના દર્શન કરવા જોઇએ તે બન્ને કાર્યમા કદિ પણ પ્રમાદ કરવો ન જોઇએ કેટલાએક શ્રાવકો પ્રમાદને વશ થઇ મધ્યાન્હ કાળે દેવપૂજા કરવા જાય છે, તે સર્વથી ઉતરતો પક્ષ છે પ્રાતઃકાળે જાગૃત થયા પછી તરતજ આત્મસાધનના કાર્યો કરવાના છે, વ્યવહારના કાર્યો કરવાના નથી

## દિવસ ૪ થો.



નિત્યનો સમય થયો, એટલે શ્રાવિકાશાળામાં ધર્મદાસ શેઠ તથા તેની સ્ત્રી ગંગા વિગેરે આવ્યા શ્રાવિકાશાળા શ્રાવિકાઓથી ચીકાર ભરાઈ ગઈ આ વખતે અજવાળી નામની શ્રાવિકા તેના પાડોશમાં રહેનારી લક્ષ્મીચંદ્ર શેઠની સ્ત્રી તારાને શ્રાવિકાશાળામાં જવાને બોલાવા આવી

**અજવાળી**—તારા બેન ! ચાલો વખત થઇ ગયો છે આજ હજુ સુધી કેમ તૈયાર થઇ ગયા નથી ? તમે તો મોઘા બહુ થાઓ છો, હમેશા તેડવા આવીએ ત્યારે આવો ?

**તારા**—બ્હેન અજવાળી ! એમ બોલો છો ? હમેશા એમ કયાં થાય છે ? આજેજ થયુ છે અને તેમ થવાનુ કારણ પણ હતુ

**અજવાળી**—એવુ શુ કારણ હતુ ? તે કહો તો ખરા ?

**તારા**—બ્હેન ! ગઇ કાલે મારી ફુઇની દીકરી સંતોક વિધવા થઇ તે બીચારી તદ્દન નાની વયની છે હજુ પરણ્યાને માત્ર એકજ વર્ષ થયુ છે બીચારી કાંઇપણ સુખમાં મહાલીજ નથી તેના પિતા રતનજી શેઠ ઘણા ગૃહસ્થ છે તેને આ સંતોક એકજ દીકરી છે તેની માત્ર બાર વર્ષની ઉમર થઇ છે ગયે વર્ષે મોટા ઉત્સાહથી તેને પરણાવી હતી બહેન અજવાળી ! આ બનાવથી બધી શ્રાવક કોમમાં હાહાકાર થઇ ગયો છે, અને તને તો ખબર પણ નથી, એ કેવી વાત ? આખુ રૂપનગર તેનો શોક કરે છે

અજવાળી—બ્હેન તારા ! ગયે દિવસે શ્રાવિકાશા
ળાનાથી છુટયા પછી હું ઘરે ગઇ, અને સામાયિક લઇ બેઠી
હતી સામાયિક પાર્યા પછી ' આનંદમંદિર* ' નામનો ગ્રંથ
વાચવા બેઠી, તે આખો દિવસ તેમાજ ચાલ્યો ગયો પછી
ઘરના કામકાજમા ગુંથાઈ ગઇ, એટલે આખો દિવસ બા-
હેર નીકળવા પામી નથી વખતે બહેર જવાની જરૂ-
પડી હોત તો, કોઇ પાસેથી પણ એ વાત સાભળત, પણ
જરૂર વિના શા માટે બાહેર જવું ?

તારા—બ્હેન ! તમને આખો દિવસ ઘરમા કેમ
ગમે છે ? બળ્યુ, ઘડીક તો બાહેર નીકળવું જોઇએ, તમે
તો ઘરની ઘુસ થઇ રહ્યા

અજવાળી—બ્હેન તારા ! આમ કેમ બોલો છો ?
નિત્ય ધર્મવાર્ત્તા સાભળો છો, પણ હજુ સમજ્યા નહિ
આપણ બૈરાઓને ખરા કામ વિના બાહેર નીકળવુ ન જો
ઇએ, ઘેર ઘેર ઉંબરા ગણવા, એ નઠારી ટેવ કહેવાય છે

તારા—એમા શું નુકશાન ? ઘડી બાહેર જઇએ તો,
ગામની નવી નવી વાતો સાભળીએ, અને બે માણસના
મો જોવાય

અજવાળી—એથીજ નુકશાન થાય છે કોઇની સા
રી કે નઠારી વાતો સાભળવાથી આપણા હૃદયમા ખોટી
અસર થાય છે કોઇની નિંદા થાય, અથવા કોઇનુ વાંકુ
બોલાય, તો તેમાથી વિક્ષેપ થાય છે આપણી બાઇની જાત
વિચિત્ર હોય છે, કોઇના મનમા કાઇપણ વાત છાની રા
ખવાની ટેવ હોતી નથી એથી કરીને મોટો કષ્ટ

* આનંદ મંદિર ઉપદેશ ગ્રંથ... [illegible]

થૈ થઇ પડે, તેને માટે આપણા ધર્મપિતા ધર્મદાસ શેઠે એક વાર શ્રાવિકાશાળામા આપણને સમજાવ્યુ હતું, તમે કેમ ભુલી ગયા?

તારા—હા ખરી વાત, મને તે યાદ આવ્યુ બહેન! મારૂ હૈયુજ પુરેલ છે, કેટલીક વાતો હું પાછી ભુલી જાઉં છુ

ઉજવાળી—બહેન! હવેથી એમ રાખશો નહિ એક વખત આપણને ધર્મદાસ શેઠે સમજાવ્યુ હતું કે, સાભળનાર કેવા જોઇએ? જે સાભળી તેનો વિચાર કરે, અને તે પ્રમાણે કરવાને પ્રવર્ત્તે, તે ઉત્તમ શ્રોતા કહેવાય છે બાકીના મધ્યમ, અધમ એવા બીજા બે ભાગ પણ શ્રોતાના જણાવ્યા હતા, તે વાત યાદ કરો

તારા—હા, મને યાદ આવ્યુ ત્રણ જાતના શ્રોતાઓ વિષે તેમણે આપણને ઘણુ સમજાવ્યુ હતું કે હુ કદિ પણ ભુલીશ નહીં, અને જરૂરી કામ શિવાય બાહેર જવાની કુટેવ પણ રાખીશ નહિ

ઉજવાળી—કહે, પછી શુ થયુ? તે બીચારી સતોક વિધવા થઇ, તે ઘણુ ખોટુ થયુ તે તમારે સગી પુઇની દીકરી થાય કે કાઇ છેટે સબધ છે? કદિ નજીકનો સબધ હોય, તો તમારે પણ ઉપાધિ થઇ

તારા—બહેન! તે મારે સગી પુઇની દીકરી થાય છે મારાં પુઇ બીચારા દુખી થઇ ગયા તે બીચારી સતોક હજુ કાઇ પણ સમજતી નથી સાસરૂ શુ કહેવાય? તે તેને બીલકુલ ખબર નથી જ્યારે તે પરણી, ત્યારે અ.

ચાર વર્ષની હતી. તેણીના વરની ઉમર પણ તેટલીજ હતી. તે બીચારો હજુ કુમળી વયનો હતો. શીતળાના રોગમાં તેનું મરણ થઇ ગયું છે.

**અજવાળી**—બહેન! તારા! આવા વિપરીત બનાવો બને છે, તે છતાં હજુ આપણા લોકો બાળલગ્નનો કુરીવાજ છોડતા નથી. ઢીંગલી અને ઢીંગલાની જેમ તેઓને પરણાવી દેછે. ગ્રહ, સંસાર કે વ્યવહારનું પૂરૂં જ્ઞાન થયા વિના લગ્નના જેવો પવિત્ર સંબંધ જોડી દેવો, તે કેવો જુલમ? દશ વર્ષ કે અગીઆર વર્ષના બાળક અને બાળકી બીચારાં કાંઇ પણ સમજતાં ન હોય, તેમને રમતની મસ્ક સંસારના મોટા સંબંધમાં જોડી દેવા, એ ઘાતકી કર્મ કર્યા જેવું છે. બહેન તારા! બાળલગ્નના કુરીવાજથી થતી હાની, એવો એક નિબંધ મારા વાચવામાં આવ્યો હતો. તેમજ એકવાર હું મારે મોશાળ ગઇ હતી, ત્યાં જૈનોના હાનિકારક રીવાજ ઉપર એક **સોમચંદ્ર** નામના જૈન ગૃહસ્થે ભાષણ આપ્યું હતું, જે સાંભળી ઘણા લોકોને સારી અસર થઇ હતી. બહેન! તે ભાષણની અસર હજુ પણ મારા હૃદયમાંથી ગઇ નથી, ત્યારથી મેં તો મારા કુટુંબને માટે બાધા લીધી છે કે, **મારે મારા કુટુંબમાં કદિ પણ બાળલગ્ન કરવા નહિ.**

**તારા**—બહેન! તારૂં કહેવું યોગ્ય છે, પણ આપણામાં તે રીવાજ પરંપરાથી ચાલતો આવ્યો છે, તે શી રીતે દૂર થાય? આ સંતોકના વિધવાપણાના બનાવથી મને પણ નિશ્ચય થયો છે કે, બાળપણામાં લગ્ન કરવા, તે અત્યંત હાનિકારક છે. અત્યારે બીચારી સંતોક! એ હાનિકારક રીવાજની ભોગ થઇ પડી.

અજવાળી—બ્હેન તારા ! બાળલગ્નને માટે ભાઈ સોમચંદે ઘણુ સારૂ વ્યાખ્યાન આપ્યુ હતુ તેણે એટલે સુધી જણાવ્યુ હતુ કે, બાળલગ્નના હાનિકારક રીવાજથીજ આપણી જૈન કોમની પડતી થઇ છે માણસને ઉન્નતિને માર્ગે જવામા બાળલગ્નથી મોટુ વિઘ્ન આવી પડે છે દરેક પુરૂષ કે સ્ત્રીને ઓછામા ઓછા અઢાર, અને વધારેમા વધારે એકવીશ વર્ષની અવસ્થા સુધીમા અનેક જાતના રોગ થવાનો સંભવ છે વળી તેટલી વયમા વિદ્યાભ્યાસ કે કાંઈ પણ વ્યવહાર જ્ઞાન સંપાદન કરવાનો વખત હોય છે કે, જેથી ગૃહવ્યવહાર ચલાવવાની યોગ્યતા થાય છે, તેથી પુરૂષને અઢાર કે વીશ વર્ષે, અને સ્ત્રીને ચૌદ કે પંદર વર્ષે વિવાહ કરવાની યોગ્યતા ગણાય છે આ વિષે આપણા શાસ્ત્રકારોએ પણ સારી મર્યાદા બાંધી છે લગ્નનો પવિત્ર સંબંધ કેવો ઉત્તમ છે ? તે સંબંધ જોડવા વખતે કેવો સારો વિધિ થાય છે, અને તેનો હેતુ કેવો પવિત્ર અને સુઘાસર છે ? તે શિશુવયના વરકન્યા શી રીતે સમજી શકે ? બ્હેન તારા ! ભાઈ સોમચંદે જૈન લગ્ન વિધિના કેટલાએક વાક્યો તે વખતે આપ્યા હતા, જેમાથી મને કેટલાએક યાદ રહ્યા છે, જેનો અર્થ હુ એક મારા વિદ્વાન બધુની પાસે શીખી હતી.

તારા—બ્હેન અજવાળી ! મને તો કાંઈ પણ ખબર નથી મારા પિતાએ પણ મારા લગ્ન બાળવયમાજ કર્યા હતા શુ આપણામા પણ એવા સારા વિધિવાક્ય હશે ? કેટલેક ઠેકાણે તો મિથ્યાત્વી મુર્ખ બ્રાહ્મણો "शुभ शुभ सावधान" એવા બે ચાર વાક્યો કહી, હાથ બાંધી જોડી દેછે એકવાર મારા મામાને ઘેર "विवाह प्रसंगे,

ગાઇ હતી ત્યારે મે તેવા વાક્યો બ્રાહ્મણને મોઢે સાંભળ્યા હતા મારા સમજવામા તો એમજ હતુ કે, પરણવાનો વિધિજ આવો હશે જો કે મનમા શકા થતી, તથાપિ મારી અ લ્પ બુદ્ધિમા તેનો લાંબો વિચાર થતોજ નહીં બહેન અજવાળી ! જરા મને તે જૈન વિધિ લગ્નના વાક્યો તો સ ભળાવ ?

અજવાળી—બહેન ! મને બધા વાક્યો યાદ નથી, પણ એક સુદનુ વાક્ય યાદ આવે છે જ્યારે સમજણવાળા વરકન્યા અગ્નિને ચાર ફેરા ફરે છે, તે વખતે ગૃહસ્થ ગુરૂ તેમને સ સારનો સ બધ જણાવી, ચારા આશીર્વાદ આપે છે પેલા ફેરામા તે જણાવે છે કે, હે વરકન્યા ! તમારો આ સ બધ સર્વની સમક્ષ થયો છે, અને તે તમા રો સ બધ યાવત્જીવિત પવિત્ર પ્રેમવાળો બની રહો બીજા ફેરામા કર્મનો સ બધ દર્શાવી ઘણી અસરકારક રીતે તેમને કહેવામા આવે છે તે વખતે ગૃહસ્થ ગુરૂ જે વા ય બોલે છે, તે મે ભાઇ ગોમચદ પાસેથી બરાબર ધ્યાન પૂર્વક સાંભળી યાદ કરી લીધુ છે તે વાક્ય આ પ્રમાણે છે—

“ तद्स्तु वां निरवचित निबिड बद्धमोहनीय क र्मोदयकृत स्नेह सुकृतोऽस्तु सुनिश्चितोऽस्तु सुसब द्धोऽस्तु आभवमक्षयोऽस्तु तत्प्रदक्षिणां त्रियता त्रि- मावसुः ” ।

બહેન તારા ! એ વાક્યનો અર્થ એવો છે કે, “ હે વરકન્યા ! તમારા બ નેનો આ સ્નેહ ઘાટી રીતે બાધેલા મોહનીય કર્મના ઉદયથી થયેલો છે, તે સ્નેહ તમારો આ

સંસાર રહે ત્યાં સુધી સારી રીતે બંધાઇને અક્ષય રહો, અને તેને માટે આ અગ્નિની પ્રદક્ષિણા કરો "

આવા ઉત્તમ અર્થવાળા વાક્યોનો અર્થ નાની વયના વરકન્યાઓ શી રીતે સમજી શકે ? તેઓને લગ્નની પવિત્ર ક્રિયાનુ જ્ઞાન પણ હોતું નથી બહેન તારા ! આવી રીતે મુગ્ધ અવસ્થાના કરેલા લગ્નનો હેતુ બીજકુલ સચવાતો નથી, અને તેથી તેઓ ગૃહ સંસારનુ સુખ મેળવી શકતા નથી તેવી અજ્ઞ અવસ્થામાં વિવાહિત થયેલા સ્ત્રી પુરૂષ અનેક જાતની વિટંબના પામે છે પુરૂષ લઘુવયમાથીજ સંસારના કાચા મેહેલમા દાખલ થાય છે, અને તેથી તેનો મેહેલ અકસ્માત્ તુટી પડે છે, અને અનેક કષ્ટ તેને ભોગવવા પડે છે એટલુંજ નહિ, પણ જે અવસ્થામા પુરૂષને વિદ્યા મેળવવી જોઇએ, તે અવસ્થામા તેને આ સંસાર રૂપ અગાધ સમુદ્રમા ઝંપલાવુ પડે છે, તેથી તે જ્ઞાન મેળવી પોતાના મનુષ્ય જીવનની સાર્થકતા કરી શકતો નથી સ્ત્રી પણ લઘુવયમાથી વિવાહિત થવાથી ગૃહાશ્રમને માટે યોગ્ય તાલીમ લઈ શકતી નથી કદિ તે કોઇ પ્રકારે ગૃહ વ્યવહારના કામને લાયક થાય, તો બાળવયમા અનેક જાતના રોગ ઉત્પન્ન થવાથી તેને માથે વૈધવ્ય દુખ આવી પડે છે બહેન તારા ! આ શિવાય બાળ લગ્નથી અનેક જાતની હાની થાય છે એ દુષ્ટ રીવાજે આપણી કોમની પાયમાલી કરી છે, તેનાથીજ દર વર્ષે વિધવાઓની સંખ્યામા વધારો થયા કરે છે અનેક સુખી કુટુંબ દુખી થઇ ગયા છે વળી તે સાથે તેમાથી કન્નેડાના મહા કષ્ટ અને તેને અંગે વ્યભિચાર જેવા દોષ પણ ઉત્પન્ન થાય છે બહેન તારા ! વધારે શું કહેવુ ? બાળવયની નઠારી રૂઢિથી

વિધવાપણું આવતું હતું સેકડો સૌભાગ્યવતી સુંદરીઓમા કોઇજ દુર્ભગા દેખાતી હતી એવો ઉત્તમ સમય શા માટે હતો? એવું જો પુછવામા આવે તો, તેનો પ્રત્યુત્તર એટલોજ છે કે, તે સમયે બાળલગ્નનો દુષ્ટ રીવાજ ભારત ભૂમિપર હૈયાત ન હતો, એ દુષ્ટ રીવાજનું દુનિયામા નામ જ ન હતું

તારા બહેન! બાળલગ્ન ન કરવાને માટે આપણા જૈન શાસ્ત્રમા કાંઇ પ્રમાણ હશે? અને તે પ્રમાણ કોઇ આચાર્યના મુખનું હશે ખરૂ?

અજવાળી—બહેન તારા! એક વખતે મે ધર્મદાસ શેઠના મુખથીજ સાભળ્યુ હતું, અને તે સાભળીનેજ મે બાળલગ્નનો દુષ્ટ રીવાજ મારા કુટુંબમાથી દૂર કર્યો છે બહેન! આપણા જૈન શાસનમા હરિભદ્રસૂરિ નામે એક ઘણા વિદ્વાન્ અને પ્રખ્યાત આચાર્ય થઇ ગયા છે તેમણે આપણી સાસારિક ઉન્નતિનો માર્ગ દર્શાવવા ‘ધર્મબિંદુ’ નામે એક ઉત્તમ ગ્રંથ રચેલો છે તેની અદર જૈનોએ કેવી રીતે સસાર વ્યવહાર ચલાવવો, એ મહા શિક્ષા આપેલી છે તે કૃપાળુ મહાશયે લખેલુ છે કે, છેવટે બાર વર્ષની કન્યા અને સોળ વર્ષનો વર વિવાહને યોગ્ય છે, તેનાથી નાની વયના વરકન્યાને વિવાહ કદિ પણ કરવો નહિ આ વચનુ પ્રમાણ તેમણે છેવટનુ આપેલુ છે, તેનાથી વિશેષ વય હોય, તોપણ તેઓ પ્રમાણ ગણે છે તે મહાન્ આચાર્યે વિવાહપૂર્વક વ્યવહારનો હેતુ એવો દર્શાવ્યો છે કે, શ્રાવક કુટુંબ ઉત્પન્ન કરવુ અને તેનુ નીતિથી પાલન કરવું, જ્ઞાતિના રીવાજથી ઉલટુ કાઇ પણ કરવુ નહિ યોગ્ય રીવાજ અને જૈન વિધિ પ્રમાણે જે પરણે તે કુળ

માન કાળની જૈન કોમને પછી મિથ્યાત્વી કહેવામા શો બાધ છે ? જેઓ પોતાના પૂર્વાચાર્યોના વચનને માન્ય કરતા નથી, તેઓ ખરેખરા મિથ્યાત્વી છે તેથી બાળલગ્ન જેવા દુષ્ટ રીવાજને માન આપનારા અથવા તે રૂઢીને નહિ અટકાવનારા જૈનોના અગ્રેસરોને કેવા કહેવા ? તે બહેન ! મને તો સુજ પડતી નથી કેમકે પોતાની કોમને અધમ સ્થિતિમા મુકનારા અગ્રેસરોજ ગણાય બહેન તારા ! તે વિષે જેટલુ મે સાભળ્યુ છે, તે કહેવાનો અત્યારે વખત નથી હવે હુ શ્રાવિકાશાળામા જાઉં છુ, જો તમારે આવવુ હોય તો સત્વર ચાલો ત્યા આવવાથી તમારા મનને શાતિ થશે બાળવિધવા સતોકને માટે જે તમારી લાગણી દુખાય છે, તે ધર્મદાસ શેઠના વચન સાભળવાથી શાત થઈ જશે

**તારા**—બહેન અજવાળી ! તમારૂં કહેવુ યોગ્ય છે પણ અત્યારે મારા શરીરની સ્થિતિ નબળી થઇ ગઇ છે મારી છાતીમા દુખાવો અને માથામા ચક્રી આવે છે, તેથી હુ શ્રાવિકાશાળામા આવી શકીશ નહિ કદિ આવું તો શાતિથી બેસી શકીશ નહિ આજે મારો દિવસ ધર્મવાર્તા સાભળ્યા વગર વ્યર્થ જશે, અને તેથી મારા મનમા ઘણો અફસોસ થયા કરે છે

**અજવાળી**—બહેન તારા ! તમારા શરીરની તેવી સ્થિતિ કેમ થઈ ગઇ ?

**તારા**—બહેન ! સતોક વિધવા થવાથી તેના લોકિકને માટે હું ગઇ હતી અકાળ મરણને લઇને નજીકના સગાઓએ તેમા હૃદયથી ભાગ લેવો જોઇએ, અને સગપણની લાગણી પ્રમાણે રડવુ કુટવું પણ જોઇએ આથી કરીને

માન કાળની જૈન કોમને પછી મિથ્યાત્વી કહેવામા શો બાધ છે ? જેઓ પોતાના પૂર્વાચાર્યોના વચનને માન્ય કરતા નથી, તેઓ ખરેખરા મિથ્યાત્વી છે તેથી બાળલગ્ન જેવા દુષ્ટ રીવાજને માન આપનારા અથવા તે રૂઢીને નહિ અટકાવનારા જનોના અગ્રેસરોને કેવા કહેવા ? તે બહેન ! મને તો સુજ પડતી નથી કેમકે પોતાની કોમને અધમ સ્થિતિમા મુકનાર અગ્રેસરોજ જણાય બહેન તારા ! તે વિષે જેટનુ મે સાભળ્યુ છે, તે કહેવાનો અત્યારે વખત નથી હવે હુ શ્રાવિકાશાળામા જાઉં છુ, જો તમારે આવવું હોય તો સત્વર ચાલો ત્યા આવવાથી તમારા મનને શાંતિ વળશે બાળવિધવા સતોકને માટે જે તમારી લાગણી દુખાય છે, તે ધર્મદાસ શેઠના વચન સાભળવાથી શાન્ત થઇ જશે

તારા—બહેન અજવાળી ! તમારૂં કહેવુ યોગ્ય છે પણ અત્યારે મારા શરીરની સ્થિતિ નબળી થઇ ગઇ છે મ રી છાતીમાં દુખાવો અને માથામા ચક્રી આવે છે, તેથી હું શ્રાવિકાશાળામા આવી શકીશ નહિ કદિ આવું તો ત્યાં તેવી બેસી શકીશ નહિ આજે મારો દિવસ ધર્મવાર્તા સાભળ્યા વગર વ્યર્થ જશે, અને તેથી મારા મનમા ઘણો અફસોસ થયા કરે છે

અજવાળી—બહેન તારા ! તમારા શરીરની તેવી સ્થિતિ કેમ થઇ ગઇ ?

તારા—બહેન ! સતોક વિધવા થવાથી તેના લૌકિકને માટે હું ગઇ હતી અકાળ મરણને લઇને નજીકના સગાઓએ તેમા હૃદયથી ભાગ લેવો જોઇએ, અને સબંધની લાગણી પ્રમાણે રડવું કુટવું પણ જોઇએ આથી કરીને

માન કાળની જૈન કોમને પછી મિથ્યાત્વી કહેવાના શો બાધ છે ? જેઓ પોતાના પૂર્વાચાર્યોના વચનને માન્ય કરતા નથી, તેઓ ખરેખરા મિથ્યાત્વી છે તેથી બાળલગ્ન જેવા દુષ્ટ રીવાજને માન આપનારા અથવા તે રૂઢીને નહિ અટકાવનારા જૈનોના અગ્રેસરોને કેવા કહેવા ? તે બહેન ! મને તો સુજ પડતી નથી કેમકે પોતાની કોમને અધમ સ્થિતિમા મુકનારા અગ્રેસરોજ ગણાય બહેન તારા ! તે વિષે જેટલુ મે સાભળ્યુ છે, તે કહેવાનો અત્યારે વખત નથી હવે હુ શ્રાવિકાશાળામા જાઉં છુ, જો તમારે આવવુ હોય તો સત્વર ચાલો ત્યા આવવાથી તમારા મનને શાતિ વળશે બાળવિધવા સતોકને માટે જે તમારી લાગણી દુખાય છે, તે ધર્મદાસ શેઠના વચન સાભળવાથી શાત થઇ જશે

તારા—બહેન અજવાળી ! તમારૂ કહેવુ યોગ્ય છે પણ અત્યારે મારા શરીરની સ્થિતિ નબળી થઇ ગઇ છે મારી છાતીમા દુખાવો અને માથામા ચક્રી આવે છે, તેથી હુ શ્રાવિકાશાળામા આવી શકીશ નહિ કદિ આવુ તો શાંતિથી બેસી શકીશ નહિ આજે મારો દિવસ ધર્મવાર્ત્તા સાભળ્યા વગર વ્યર્થ જશે, અને તેથી મારા મનમા ઘણો અફસોસ થયા કરે છે

અજવાળી—બહેન તારા ! તમારા શરીરની તેવી સ્થિતિ કેમ થઇ ગઇ ?

તારા—બહેન ! સતોક વિધવા થવાથી તેના લોકિકને માટે હું ગઇ હતી અકાળ મરણને લઇને નજીકના સગાઓએ તેમા હૃદયથી ભાગ લેવો જોઇએ, અને સબધની લાગણી પ્રમાણે રડવુ કુટવુ પણ જોઇએ આથી કરીને

મારી મારી છાતી તોડી નાખવાના અગત્યના કામમા વળગે છે બરા એકએકને જોઇ બમણા શૂરા થાય છે જે આવે તે દુખીને ધૈર્ય આપવાને બદલે પોતાના મરેલાને યાદ કરી રડે અને રડાવે આવો નઠારો રીવાજ આપણી કોમમા ચાલે છે બીજી કેટલીએક જ્ઞાતિઓમા ને બીજા ધર્મવાળાઓના મનમા શું પ્રેમ નહીંજ હોય? તેમના હૃદયમા લાગણીઓ પણ નહીંજ હોય? આ કેવુ જ ગલીપણું? કેવુ મિથ્યાત્વ? એક તરફ આપણે જૈન પ્રજાને મિથ્યાત્વથી દૂરમા દૂર રહેવાનો પ્રયત્ન કરીએ છીએ, અને બીજી તરફ મરણ પામેલાની પાછળ મિથ્યાત્વીના જેવુ વર્ત્તન કરીએ છીએ, એ કેવી અજ્ઞાનતા?

બહેન તારા! વળી તે કુરીવાજને અનુસરી પોતાને અ તરની લાગણી ન હોય, તે છતા કેટલાએક ખોટો આડબર કરે છે માત્ર 'ઓ ઓ' નો રાગડો તાણે, અને રડવુ ન આવે, તોપણ પરાણે પાછળથી 'હુ હુ' ના ખોટા ડચકા ખાય છે તેમના મનમા ભય લાગે છે કે, જો આ પણે લાગણી નહિ બતાવીએ, તો લોકો આપણને કઠોર ચિત્તના ગણે, આ કેવી મૂર્ખતા?

બહેન તારા! જ્યારે મરનારના શબને શબવાહન (ઠાઠડી) મા બાધી પ્રથમ ઉપાડે છે, તે વખતે આપણા અજ્ઞાની બૈરાઓ એવી ધમાલ કરે છે, અને શોકનો આવેશ એટલો બતાવે છે કે, જો તે વખતે સ્ત્રીઓ પાસે પુરૂષો ન ઉભા રહે, તો તે લઇ જતા બૈરા જોસમા તે ઠાઠડીને પણ તોડી નાખે આ દેખાવ જો કે પથ્થર જેવા હૃદયવાળાના નેત્રોમાથી પાણી કઢાવે તેવો છે, છતા પણ નકામો અને નિરર્થક છે, તે ઝટ જાણી શકાય છે તે ઉપરાત વળી બીજો

એક દેખાવ ખરેખર આપણને શરમ ઉપજાવે તેવો છે ને છે
શબની પાછળ નીકળેલા બૈરાઓ ચકલે ચકલે છાજીઆ
કરે છે, તે વખતે ઉઘાડા મુખ રાખી, કેશ છુટા મુકી અ ગ
ઉઘાડા રાખીને કુટે છે, આ દેખાવ કેવો ખરાબ છે ? ને તો
જોવા ઉપરથીજ જણાઈ આવે છે આમ બેઅદબી રીતે છા
જીઆ કરવાનો દેખાવ જોવાને બીજા લોકો એકઠા થાય છે
જાણે એક તમાશો હોય તેવુ બીજાને જણાય છે, તેથી
કરીને એવા રીવાજથી દૂર રહેલા લોકો આપણી હાસી કરે છે.
બહેન તારા ! તે વિષે વધારે શુ કહેવુ ? આપણે ખરેખરા
જ ગલી બનીએ છીએ જે વખત મરનારના આત્માને શાંતિ
સાધવાનો, બીજા મરનારના સ બ ધીઓને સ સારની અનિ-
ત્યતાની વાતો કરી ધીરજ આપવાનો, અને મરનારના આ
ત્માના કલ્યાણનો વિચાર કરવાનો છે, તે વખતે આવી જ-
ગલી રીતિ કરવી તે કેવી અજ્ઞાનતા ? કેવી મૂર્ખતા ? અને કેવી
બેઅદબી કહેવાય ? બહેન તારા ! તમારા જેવી ધર્મકથાની
વાર્તામા પ્રેમ રાખનારી શ્રાવિકાએ તેવા દુષ્ટ રીવાજમા
ભાગ લેવો, તે કેવુ અનુચિત ? અને કેવી ભુલ કરી કહેવાય ?
હવેથી કદિ પણ તેમ કરવુ ન જોઇએ

તારા—બહેન ! તમારૂ કહેવુ બરાબર છે મને પણ
હવે પસ્તાવો થાય છે મને હૃદયમા વિચાર પણ આવે છે
કે, આવો નઠારો રીવાજ શ્રાવકવર્ગને દૂષિત કરનારો છે
કોઈપણ ઉપાયથી તે દુષ્ટ રૂઢિને નાબુદ કરવી જોઇએ
મને તો અત્યારેજ તેનો કડવો અનુભવ થયો છે પ્રથમતો
મારા શરીરમા મોટી પીડા થઇ પડી છે, અને તેના લીધે
આજે શ્રાવિકાશાળામા મારાથી આવી શકાશે નહિ, તથા
ધર્મદાસ શેઠની મધુર અને પવિત્ર વાણીનો લાભ પણ મ

ઘણી ઉત્કંઠા છે જરા મોડેથી જવાશે તો, એમાં શું થઇ જશે ? એક ગરબી કહેવામાં કાંઈ વધારે વાર લાગશે નહિ

અજવાળી—બ્હેન ! કાલે નીરાંતે સાંભળજે, મારે વખત થઈ ગયો છે ધર્મદાસ શેઠ બરાબર વખત પ્રમાણેજ પોતાનું કામ શરૂ કરે છે, જો તેમનું કામ શરૂ થઇ જાય, તો પછી મને સાંભળવાનો પૂરો લાભ મળે નહિ

તારા—બ્હેન ! કોઇ માણસ ઉપર ઉપકાર થતો હોય, અને આપણને તેથી ઓછો લાભ થાય, તો તે લાભને ગણવો ન જોઇએ ધર્મદાસ શેઠે ઘણીવાર કહ્યું છે કે, માણસે પોતાના સ્વાર્થનો ભોગ આપીને પણ બીજાનો ઉપકાર કરવો, માટે મને તે ગરબી સંભળાવ

[ અજવાળી નીચે પ્રમાણે ગરબી ગાય છે ]

## બાળલગ્ન વિષે.

### ગરબી

સહુ શ્રાવક મન પર ધારો,
બાળલગ્નની રીતિ નિવારો
એથી થાય અનર્થના ઓઘ,
ગૃહધર્મ હણાય અમોઘ  સહુ ૧

બાળ બુદ્ધિ શું વ્યવહાર જાણે,
વિધિ લગ્નની શું તે પ્રમાણે  સહુ

એથી મૂર્ખ પ્રજા સહુ રે'છે,
શાપ અંતરમાં બહુ દે છે  સહુ

નિર્વીર્ય બને જન જાતિ,
કૂટે બેઠીને કુટતી છાતી  સહુ ૨

જાગે નહિ આ પ્રમાણે આજેજ મને મોટી હાનિ થઇ છે ટી બીચરી સતેકને વિધવાપણું બાળલગ્નના નઠારા રી વાજથી પ્રાપ્ત થયુ, તેથી મારી લાગણી દુખાય છે, પણ ને ના જે કર્ત્તવ્ય છે, તેને છોડી આવું જ ગહીગણ કરવુ, તે ખરેખર મિથ્યાત્વ છે હવેથી હું કદિપણ તેવો દુરાચાર કરીશ નહિ, કોઇની પાસે કરાવીશ નહિ, અને કોઇ કરે, તેને અનુમોદન આપીશ નહિ

**અજવાળી**—બહેન તારા! હવે હું જાઉં છુ શ્રાવિકાશાળામા ઉપદેશ કથાનો વખત થઇ ગયો છે

**તારા**—બહેન! આજે ધર્મવાર્ત્તા સાંભળવાનો મને લાભ તો મળ્યો નહિ, પણ બાળલગ્ન અને રડવા કુટવાના હાનિકારક રીવાજને માટે મને સારો બોધ થયો છે આપણી જૈન કોમમા દરેક શ્રાવ કુટુંબને આ હાનિકારક રીવાજને માટે બોધ આપવો જોઇએ બાળ અને તરૂણ શ્રાવિકાઓને તેની ગરબીઓ રચાવીને શીખડાવવી જોઇએ

**અજવાળી**—પ્રિય બહેન! બાળલગ્ન વિષે ની ગરબી તો મે ભાઇ સોમચંદ્ર પાસેથી લખી લીધી છે, અને તે મે મોઢે કરી છે

**તારા**—બહેન! તે કેવી છે? તે મને સમજાવ તો ખરી!

**અજવાળી**—ના બહેન! હવે વખત થવા આવ્યો છે, માટે અત્યારે મને જવા દે, પછી તને હુ સમજાવીશ

**તારા**—વ્હાલી બહેન! મારે અત્યારે [illegible]

આજે મારે તો સાંભળવામા વિઘ્ન આવ્યુ બ્હેન ! કૃપા કરીને જે તુ સાંભળે, તે મને કાલે કહેવા આવજે

અજવાળી—બ્હેન તારા ! તુ શામાટે સાંભળવા આવતી નથી ? એમા વિઘ્ન શાનુ ? ઘર ને સારમા એવા વિઘ્ન ઘણુ આવે છે તેમ જો કરવા બેસીએ, તો પારજ આવે નહિ તેમા તારા જેવા વિઘ્ન તો આજકાલ ઘણા આવતા હશે એ વિઘ્નો લોકો પોતાની મેળે ઉત્પન્ન કરે છે બાળલગ્ન અને કન્યાવિક્રયથી એવા ઘણા બનાવો બને છે

તારા—અરે બ્હેન ! શુ કહુ ? મારે તો બેવડુ દુ ખ થયુ છે સતોક વિધવા થયાના માઠા સમાચાર આવ્યા, તે પહેલા બે દિવસ ઉપર મારા કાકા ચ પકશેઠની દીકરી ગોમતી વિધવા થઇ, એવા સમાચાર આવ્યા હતા બ્હેન ! તે વખતે પણ લૌકિક વ્યવહારમા જવુ પડ્યુ, અને આજ પણ તેમજ થયુ, એટલે શરીર વધારે ખરાબ થયુ બ્હેન ! હમણા તો ચારે તરફથી ખેદકારક સમાચાર મળે છે આ પણી જ્ઞાતિમા કન્યાવિક્રય અને બાળલગ્નથી તો કાળો કેર થાય છે હજી ગયે વરસેજ મારા કાકાની દીકરી ગોમતીને પરણાવી હતી અરે પ્રભુ ! મારા કાકાને અમે ઘણુ સમજાવ્યા, પણ માન્યુ નહિ, અને દીવો લઇ કુવામા પડ્યા બ્હેન ! અમે તો તેટલા માટે તેમને ઘેર વિવાહમા પણ ગયા નહોતા અમે ન ગયા એટલુ જ નહિ, પણ પ્રેમદાસ શેઠના ઘરનુ પણ કોઇ આવ્યુ નહોતુ અરે મારા કાકાને તે વખતે કેવી કુબુદ્ધિ સુઝી !

અજવાળી—અરે ! તમે ચ પકશેઠને ઘેર વિવાહમાં શુ કાઇ વાધો પડ્યો હતો ?

બાળ વિધવા બને બહુ બાળા,
વ્યભિચારના પ્રસરે ચાળા સહુ ૫

કાળો કેર બને ઘરે ઘરમા,
ધર્મ ભગ બને અનાદરમા સહુ ૬

જૈન તેજનો અતજ આવે,
આવી અન્ય મતિ બહુ ફાવે સહુ ૭

એનો જાગૃત થઇને વિચારો,
થાય જૈનમા હાની હજારો સહુ ૮

વીર શાસનની થાય હાસી,
બાળ કઠમા પડતી ફાસી સહુ ૯

માઈ ઉદયમા અસ્ત શુ લાવો,
રૂઢી દુષ્ટ તે કેમ નિભાવો સહુ ૧૦

માતાપિતા બની શુ કરો છો ?
પુત્રીનો શિરચ્છેદ કરો છો સહુ ૧૧

બાળ પ્રેમનો પ્રલય કરો છો,
નિજ સતતિ સુખને હરો છો સહુ ૧૨

---

અજવાળીના મુખથી આ ગરબી સાભળી તારા ઘ ણીજ ખુશી થઇ ગઇ પોતાની ફુઇની દીકરી સતોક વિ ધવા થઈ, તેનુ કારણ તેણીના જાણવામા આવી ગયુ પછી અજવાળી ધર્મવાર્ત્તા સાભળવાને ત્યાથી ચાલી, એટલે તા રાએ કહ્યુ—

બહેન ! હવે તને રોકવાનો આગ્રહ કરતી નથી

આજે મારે તો સાભળવામા વિઘ્ન આવ્યુ બહેન ! કૃપા કરીને જે તુ સાભળે, તે મને કાલે કહેવા આવજે

અજવાળી—બહેન તારા ! તુ શામાટે સાભળવા આવતી નથી ? એમા વિઘ્ન શાનુ ? ઘર સસારમા એવા વિઘ્ન ઘણા આવે છે તેમ જો કરવા બેસીએ, તો પારજ આવે નહિ તેમા તારા જેવા વિઘ્ન તો આજકાલ ઘણા આવતા હશે એ વિઘ્નો લોકો પોતાની મેળે ઉત્પન્ન કરે છે બાળલગ્ન અને કન્યાવિક્રયથી એવા ઘણા બનાવો બને છે

તારા—અરે બહેન ! શુ કહુ ? મારે તો બેવડુ દુ ખ થયુ છે સતોક વિધવા થયાના માઠા સમાચાર આવ્યા, તે પહેલા બે દિવસ ઉપર મારા કાકા ચ પકશેઠની દીકરી ગોમતી વિધવા થઇ, એવા સમાચાર આવ્યા હતા બહેન ! તે વખતે પણ લૌકિક વ્યવહારમા જવુ પડયુ, અને આજ પણ તેમજ થયુ, એટલે શરીર વધારે ખરાબ થયુ બહેન ! હમણા તો ચારે તરફથી ખેદકારક સમાચાર મળે છે આ પણી જ્ઞાતિમા કન્યાવિક્રય અને બાળલગ્નથી તો કાળો કેર થાય છે હજી ગયે વરસેજ મારા કાકાની દીકરી ગોમતીને પરણાવી હતી અરે પ્રભુ ! મારા કાકાને અમે ઘણુ સમ જાવ્યા, પણ માન્યુ નહિ, અને દીવો લઇ કુવામા પડયા બહેન ! અમે તો તેટલા માટે તેમને ઘેર વિવાહમા પણ ગયા નહોતા અમે ન ગયા એટલુ જ નહિ, પણ પ્રેમદા કાકીના ઘરનુ' પણ કોઇ આવ્યુ નહોતુ અરે મારા કાકાને તે વખતે કેવી કુબુદ્ધિ સુઝી !

અજવાળી—અરે ! તમે ચ પકશેઠને ઘેર વિવાહમાં પણ ન ગયા ? શુ કાઇ વાધો પડયો હતો ?

તારા—બ્હેન અજવાળી ! શી વાત કરૂ ? મને તો તે વાત સાભરે છે, અને કપારી છુટે છે મારા કાકા ચ પક શેઠે ગોમતીનુ વેશવાળ એક વૃદ્ધ ઉંમરના પતિની સાથે કર્યું હતુ પતિની ઉંમર છોતેર વર્ષની હતી, અને ગોમતી ચૌદ વર્ષની હતી અમે બીજા લોકો પાસેથી સાભળ્યુ કે, મારા કાકાએ પાચ હજાર રૂપીયા લઇને ગોમતીનો સ બ ધ કર્યો છે પહેલા તો આ વાત અમારા માનવામા આવતી નહતી, પણ જ્યારે તેનો વિવાહ થયો, અને અમે તેના વૃદ્ધ પતિને નજરે જોયો, ત્યારે અમને વધારે ખાત્રી થઇ આથી મારા પતિને અને મારા બીજા સાસરીઆને વધારે માઠુ લાગ્યુ તત્કાળ અમોએ મારા કાકાને જણાવ્યુ કે, આ વિવાહમા અમે બીલકુલ ભાગ લઇશુ નહિ આવો જુલમ અમારાથી જોઇ શકાતો નથી મારા પિતાએ તેમના ભાઇને ઘણોજ ઠપકો આપ્યો અને છેવટે અમારા ઘરનુ એક છોકરૂ પણુ તે વિવાહમા જ મવા રમવાને ગયુ જ નહિ બ્હેન અજવાળી ! એ વિવાહની વાતો લોકોમા નિ દા સાથે પ્રસરવા લાગી લોકો ચ પકશેઠ સાભળે તેમ નિ દાના વચનો કહેવા લાગ્યા, અને તેને અનેક રીતે ધિક્કારવા લાગ્યા

અજવાળી—બ્હેન તારા ! આ વાત સાભળીને હુ તો ચકિત થઇ ગઇ છુ શુ છોતેર વર્ષના ડોસા સાથે ચાદ વર્ષની બાળકીનો વિવાહ ! એ કેવો જુલમ ? એ કેવો અવિચાર ? તારા કાકા ચ પકશેઠને સહસ્ર વાર ધિક્કાર છે ગોમતી જેવી બીચારી સુ દર બાળાની આખી જી દગી તેણે બગાડી દીધી જ્યારથી એવો સ બ ધ કર્યા હતો, ત્યારથીજ એ વિધવા થઇ ચુકી હતી અરે ! કર્મ ! તારી સત્તા

અને તારી વિચિત્રતા જુદી તરેહની છે બહેન તારા ! મારે ધર્મવાર્ત્તા સાભળવામા વિલબ થાય છે, પણ આ વાત સાંભળીને મને તે વિષે કાઇ કહેવાની ઘણીજ ઉત્કંઠા થાય છે પવિત્ર હૃદયના ધર્મદાસ શેઠે અમને તે વિષે પ્રસગે પ્રસગે ઘણુંજ સભળાવ્યુ છે, તેથી રૂપનગરના શ્રાવકોમા એ કુરીવાજ નાબુદ થતો જાય છે,

તારા—બહેન ! મને તે ટુકામા સભળાવ, તો ઉપકાર થશે હુ તો એટલુંજ જાણું છુ કે, દીકરીના પૈસા લેવા, તે ખરાબ છે, અને મોટી ઉમ્મરના વરને બાળવયની કન્યા પરણાવવી, એ નઠારો રીવાજ અને પાપનુ કામ છે, તે શિવાય બીજુ હુ કાઇ જાણતી નથી, તેમ વળી સારા કુળના માણસો જો દીકરીના પૈસા લે, તો લોકો તે કુળને વિખારે છે, અને તેની ઘણીજ નિંદા થાય છે પ્રિય બહેન ! તે વિષે તે જે વિવેચન સાથે સાભળ્યુ હોય, તે કહી સમજાવ, તો ઉપકાર થશે પ્રથમથીજ તું મારી ઉપર ઉપકાર કરનારી છું, ને ધર્મદાસ શેઠની ધર્મવાર્ત્તાનો મોટો લાભ મને અપાવનારી તુંજ છુ

અજવાળી—બહેન તારા ! એક વખતે ધર્મવાર્ત્તાને પ્રસગે કન્યાવિક્રયની વાત નીકળતા ધર્મદાસ શેઠે ઘણા જુસ્સાથી જણાવ્યું હતું, અને તેઓ બોલ્યા હતા કે, હે શ્રાવિકાઓ ! કન્યાવિક્રય મોટુ પાપ છે, આ જગત્મા કન્યાવિક્રયનુ કામ પાપથી ભરપૂર, નિંદાથી પરિપૂર્ણ અને અધમમા અધમ છે પોતાની બાળવયની બાળિકાને વૃદ્ધ વરને આપી, વિધવાપણાના મહા દુખના સાગરમા ડુબાવવી, એ કેવુ અધમ કામ ? ગાય અને દીકરી જ્યા દોરે ત્યાં જાય છે, તે બિચારી બાળિકા માબાપના તાબામા રહી

પોતાની આખી જીદગી દુ ખમાજ ગાળવાને યોગ્ય થાય છે, જૈન સ સારના સુખથી બેનશીબ રહી, તે વૈધવ્ય દુ ખની લોગ થઇ પડે છે જૈન શાસ્ત્રકારોએ વિવાહના અધિકારમા વરકન્યાની જે વય નક્કી કરી આપી છે, તેથી ઉલટી રીતે વર્ત્તી વૃદ્ધ પતિને કન્યા આપનાર શ્રાવકો પોતાના શાસ્ત્રની વિરૂદ્ધ વર્ત્તનારા છે, અને તેથી કરીને તેઓ મિથ્યાત્વરૂપ મહા પ કમા મગ્ન થયેલા કહેવાય છે

બહેન તારા ! પોતાની બાળપુત્રીઓને વેચી સ સાર સુખ ભોગવનારા શ્રાવકોને સહસ્ર વાર ધિક્કાર છે તેવા પાપી પુરૂષોને શ્રાવક કહેવા, તે સર્વ રીતે અનુચિત છે કન્યાવિક્રય કરનારા શ્રાવકો શ્રાવકધર્મને દૂષિત કરનારા, જૈન ધર્મને કલ કિત કરનારા અને વીરધર્મને વગોવ નારા છે એ માનવરૂપ રાક્ષસની છાયા પણ લેવી ન જોઇએ તેવા અ ધમ નરોથીજ આ ભારતભૂમિ ભારે મરે છે કન્યાવિક્રયના મહા પાપથી જે કલ કિત થયેલા છે, તેઓના ઘરનું અન્ન પાણી પણ ખરા શ્રાવકને અભક્ષ્ય છે જ્યારે શ્રાવકને અભક્ષ્ય હોય, તો પછી વિદ્વાન્ સાધુઓ તો તે પાપી ના ઘરનુ શી રીતે વ્હોરે ? જૈન મુનિઓએ તેવા અધમ શ્રા વકના ઘરમા ન જવું જોઇએ તેમના ઘરના આહારપાણી વ્હોરવાથી કુબુદ્ધિ ઉત્પ ન થાય છે, અને કુબુદ્ધિ ઉત્પન્ન થવાથી ચારિત્ર દૂષિત થઇ જાય છે

બહેન તારા ! આપણા પવિત્ર શ્રાવક કુળમણિ ધર્મ દાસ શેઠે ધર્મના આવેશથી ઉશ્કેરાઇને એટલે સુધી કહ્યુ હતું કે, હે ભારતભૂમિ ! કન્યાવિક્રયના મહા પાપમા મગ્ન થયેલા પુરૂષોનો તને ભાર લાગતો હશે પૂર્વે તીર્થંકરો અને અનેક મહા મુનિઓ તારી ઉપર વિચર્યા છે, અને હવે

પવિત્રતાને દૂર કરનારા કન્યાવિક્રયી ક્રૂર પુરૂષો ઉત્પન્ન થાય છે, તો તું શાસન દેવતાને પ્રાર્થના કર, કે જેથી એ મહાનુભાવ શાસન દેવતા તારી પવિત્રતાનુ રક્ષણ કરવા તત્પર થશે હજુ જ્યા સુધી વીરધર્મનો પ્રભાવ પ્રવર્તે છે, જ્યા સુધી જૈનના મહા મુનિઓ તારીપર વિચરે છે, ત્યા સુધી એવા દુષ્ટ પુરૂષો છે, તોપણ તારી પવિત્રતા જવાની નથી માતા ! આ અવસર્પિણી કાળ પ્રવર્તે છે, તેથી કન્યાવિક્રયના મહા પાપને કરનારા કોઇ પુરૂષો પ્રગટ થશે, પણ તે પાપીઓનો પરાભવ થઇ જશે તેઓ પોતાની તૃષ્ણા પૂર્ણ કરવાની ધારણાથી તે મહા પાપ કરવા આગળ પડશે, પણ છેવટે આ લોકમા દુ ખી થઇ, પરલોકે નારકીના દુ ખ ભોગવશે દીકરીના દોકડા લઇ દિલમા ખુશી થનારા તે પાપીઓ જૈન પ્રજામા નિંદાપાત્ર બની અધમ અવસ્થા ભોગવશે પોતાની પ્રજાને ભક્ષણ કરનારા એ ભયકર રાક્ષસો આ લોકમાજ અનેક વેદનાનો અનુભવ કરશે દુહિતાના ધનથી ધનાઢય થવાની ઈચ્છા રાખનારા એ ક્રૂર પુરૂષોને કુકર્મના તીક્ષ્ણ બાણ વાગશે, અને તેમની પડતી દશા અવશ્ય થશે

બ્હેન તારા ! પછી ધર્મદાસ શેઠે સર્વને તે વિષે આ પ્રમાણે શિખામણ આપી—પ્રિય માતાઓ અને ભગિનીઓ ! તમને વિનતિ કરી જણાવું છુ કે, કન્યાવિક્રયનુ મહા પાપ તમે કદિપણ કરશો નહિ, કરાવશો નહિ, અને જે કરે, તેને અનુમોદશો નહિ કન્યાવિક્રયરૂપ દાવાનળ તેના કરનારના કુટુબરૂપ મહા વનને બાળી નાખે છે પુણ્યરૂપી મહા પર્વતને છેદનારૂ એ વજ્ર છે કન્યાવિક્રયનુ પાપ ધર્મના પ્રભાવનો ક્ષણમાત્રમા નાશ કરે છે એ મહા પા

પછી શ્રાવકનુ ધર્મનેજ હણાઇ જાય છે તપસ્યા અને ન તનો નાશ થઇ જાય છે કન્યાવિક્રયથી કરેલો રાક્ષસ વિવાહ શ્રાવક ધર્મને જડમૂળમાથી નાશ કરે છે તેવા ક્રર વિવાહુમા જે સામેલ થય, તેઓ પણ તે પાપના ભાગી થાય છે જે અધમ પુરૂષો કન્યાવિક્રય કરનારા છે, તે લોકશાસ્ત્રમા ચ ડાળથી પણ નીચ ગણાય છે પોતાની લાલસા તૃપ્ત કરવાને દીન અને બાળદુહિતાને જે વેચે છે, તે ખરેખર કસાઇનુ કામ કરનારા છે તેવા કસાઈઓનો જૈન પ્રજાએ ત્યાગ કરવો જોઇએ તેઓને ચતુર્વિધ સ ઘની બહેર મુકવા જોઇએ શ્રાવક કુળમા શ્રાવિકા માતાના ઉદરથી જન્મ લઇ તેવું અધમ કાર્ય કરનાર શ્રાવકને આ લોક અને પરલોકની બ ને શિક્ષા થવી ઘટે છે પ્રિય શ્રાવિકાઓ ! કન્યાવિક્રય વિષે જેટલુ કહીએ, તેટલુ થોડુ છે તે વિષે એક પ્રત્યક્ષ બનાવ બન્યો હતો કે જે બનાવ મે મારી નજરે જોયો હતો, તે એક ચિત્ત કરી સાભળો—

ચ દ્રપુર નગરમા **રાયચ દ્ર** કરીને એક શ્રાવક રહેતો હતો, તેને **કેશર** નામે સ્ત્રી હતી તેમને **ઉત્તમચ દ્ર** નામે એક પુત્ર અને **મહાલક્ષ્મી** નામે એક કન્યા હતી રાયચ દ્રનુ કુટુબ તે નગરમા કુલીન ગણાતું હતુ તેના વડિલો શ્રાવકના સદાચારને અને જૈન ધર્મને પાળનારા હતા તેમનો વ્યવહાર શુદ્ધ હતો, અને તેથી કરીને તેમની સારી પ્રતિષ્ઠા ચાલી આવતી હતી

દૈવયોગે રાયચ દ્રની સ્થિતિ નબળી આવી વડિલોપાર્જિત બધી મીલકત તેના વેપારમા નષ્ટ થઇ ગઇ, છેવટે તેણે મોટુ દીવાળુ કાઢયુ દીવાળુ કાઢવાથી તેની ઉપર કર્મદેવનો મહા કોપ થઇ આ યો લોકોને દીવાળાના પ્ર

યોગથી છેતરી તેણે જે દ્રવ્ય ગુપ્ત રાખ્યુ હતુ, તે પણ જેમ નીચી ભૂમિ ઉપર જળનો પ્રવાહ ચાલી જાય, તેમ ચાલ્યુ ગયું

શ્રાવિકાઓ ! આ પ્રસગે મારે તમને દીવાળાના મહા પાપ વિષે કહેવાનુ છે આપણે જાણીએ છીએ કે, વેપારનો માર્ગ જેવો લક્ષ્મી મેળવવા માટે ઉત્તમ છે, તેવો તે વિપરીત પણ છે, તેથી વ્યાપારનો ઉદ્યોગ કરનારી શ્રાવકોમે તે વિષે સાવચેત રહેવાનુ છે પોતાની શક્તિનો અને દેશકાળનો લાબો વિચાર કરી વ્યાપાર કરવો જોઇએ જે વ્યાપાર પેતાની શક્તિ ઉપરાત હોય, તેવા વ્યાપારમા શ્રાવકે પ્રવૃત્તિ ન કરવી જોઇએ આર્હત ધર્મસહિતામા શુદ્ધ વ્યવહારને માટે સારી રીતે લખેલુ છે શુદ્ધ વ્યવહારથીજ શ્રાવકનો નિર્વાહ થવો જોઇએ શુદ્ધ વ્યવહારથી પ્રવર્ત્તન કરતાં છતા જો મોટી હાની થઇ જાય, તો પછી તેમા શ્રાવક પોતે, દોષવાળો ગણાતો નથી, અને તે હાનીથી તેના વ્યવહારને કલક લાગતુ નથી

પણ શક્તિ ઉપરાત વ્યાપાર કરનારા શ્રાવકોની ઉપર દીવાળાનુ મહા કલક લાગે છે એ કલકને લઇને શ્રાવક નર્વ રીતે દૂષિત થઇ જાય છે દીવાળાનુ અધમ કામ શ્રાવકના ધર્મને પણ દોષ લગાડે છે એથી પ્રતિષ્ટા અને વ્યવહારને મોટામા મોટો ધોકકો પોહોચે છે જે વ્યાપારીને દીવાળાનો કાળો ડાઘ લાગ્યો હોય, તે યાવજ્જીવિત અધમ અવસ્થા ભોગવે છે દીવાળાના દાવાનળની અદર વેપારીના વિત્તનો, પ્રતિષ્ટાનો, લાજનો, કુલીનતાનો અને ધર્મનો હોમ થઇ જાય છે દીવાળારૂપી મહાસાગરમા મગ્ન થયેલો કુટુબી પોતાની પ્રતિષ્ટારૂપ પ્રાણુથી રહિત થઇ, જીવતા

મરેલા જેવો થઇ જાય છે દીવાળાની રચના માણસને કપટ અને દુરાચાર શીખવે છે હે શ્રાવિકાઓ ! તમે તમારા પતિને દીવાળાનુ મહા પાપ કરતા અટકાવજો કદિ વ્યાપારને અંગે મોટી હાનિ થાય, તો તમારા આભૂષણો તથા ઘરનુ સર્વસ્વ અર્પણ કરીને પણ તેમની પ્રતિષ્ઠા બચાવજો જો એ મહા પાપ તમને લાગશે, તો તમારી વ્યવહારિક અને ધાર્મિક સ્થિતિનો તે મૂળમાથી પ્રલય કરી નાખશે

આવા દીવાળાના મહા પાપથી રાયચદ્ર શેઠ દ્રવ્યથી અને પ્રતિષ્ઠાથી રહિત થઇ ગયો, તેના મુખ ઉપરથી કુલીનતાનુ અને ધાર્મિકતાનુ તેજ ઉતરી ગયું, મુખપર શ્યામતા છવાઇ રહી લોકોને દીવાળાના કપટથી ઠગનાર માણસને તેનો બદલો તરત મળે છે મનુષ્ય અને દ્રવ્ય બનેની તેના ઘરમા હાની થાય છે રાયચદ્રનુ કુટુબ ધાર્મિક ગણાતું, પણ આથી કરીને તેની ધાર્મિકતા લુપ્ત થઇ ગઇ લોકો અનેક જાતની ઉપાધિ કરી તેને પીડવા લાગ્યા

રાયચદ્રની સ્ત્રી કેશર કે જે ઉત્તમ કુળની શ્રાવિકા હતી, તેણીએ પોતાના પતિને સર્વસ્વ અર્પણ કરી દીધુ પણ તે બધુ દ્રવ્ય તેના દરિદ્રરૂપ દવમા હોમાઇ ગયુ તેના કુટુબનો નિર્વાહ માડ માડ ચાલવા લાગ્યો ઉપાધિ સાથે ગૃહવ્યવહાર ચલાવાને તે તદન અશક્ત થઇ પડયો સત્કર્મમા પ્રીતિવાળી કેશર પોતાના પતિને ધૈર્ય આપતી, પણ રાયચદ્રના હૃદયમા તે ધૈર્યના વિચાર ટકી શકતા નહતા આખરે તેના મલિન હૃદયમા કુવિચારો પ્રગટ થયા કોઇ પણ પ્રકારે દ્રવ્ય મેળવી, ધનાઢ્ય થવાને તેનામા પ્રબળ લાલચ પ્રગટ થઇ પૂર્વના પાપયોગે તેની મનોવૃત્તિમા કુ

વિચારો આવવા લાગ્યા તેની પુત્રી મહાલક્ષ્મી બાર વર્ષની થઇ હતી તે શ્રાવક બાળાએ જૈનશાળામા જઇ ધાર્મિક જ્ઞાન સારૂ મેળવ્યુ હતુ તે ઉપરાત શ્રી કેળવણીના ઘણા પુસ્તકો વાચનાથી તેણીને સારૂ શિક્ષણ મળ્યુ હતુ શ્રાવક કુળની કન્યામા જે લક્ષણ, જે વિચાર, અને જે આચાર જોઇએ, તે તેણીએ સારી રીતે સપાદન કર્યા હતા પોતાના પિતાની ઉપર આ આપત્તિ આવેલી જોઇ, તે બાળા અહોનિશ ચિતા કરતી હતી, અને શ્રીજિન પ્રતિમાની ઉપાસના કરતા પોતાના પિતાને આવી ચિતાને લઇ અશુભ ધ્યાન ન થાય, તેવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરતી હતી મહાલક્ષ્મી એ ખરેખર મહાલક્ષ્મી હતી તેણીની મુગ્ધાવસ્થામા તેનુ સ્વાભાવિક સૌંદર્ય ખીલી નીકળ્યુ હતુ એ સોદર્યની શોભામા સદ્ગુણોએ આવી વધારો કર્યો હતો

પાપી હૃદયના રાયચદ્રના મનમા વિચાર થયો કે, મહાલક્ષ્મી હવે વિવાહ કરવાને યોગ્ય થઇ છે, તેનુ કોઇ સારે ઠેકાણે વેવિશાળ કરવુ જોઇએ પણ જ્યાથી આપણને દ્રવ્યનો સારો લાભ મળે, તેવા કોઇ યોગ્ય પુરૂષની સાથે તેનો સબધ જોડનો કદિ હજી બે વર્ષ વિલબ થાય, તો હરકત નહિ, પણ જ્યારે પૂરતા દ્રવ્યનો લાભ મળે, ત્યારે તેણીનો સબધ કરવો આ પુત્રીને સારો લાભ લઇનેજ આપવી આવી સુદર અને સદ્ગુણી કન્યા જો કોઇ મોટી વયના ગૃહસ્થને આપીશ, તો મને સારી રકમ મળશે પછી તે રકમમાંથી વેપાર કરી, હુ પાછો મોટો ધનાઢય થઇ પડીશ

આ તેનો કુવિચાર ઘરમા તેણે કોઇને જણાવ્યો નહિ તે દ્રવ્યની આશાના તરગમા પોતે એકલોજ રહ્યા

કરતો હતો આ સબધી વિચારમા તેણે પોતાના મનો રથ સફળ કરવા વિચાર ચલાવ્યો ધાર્મિક હૃદયની અને સુશિક્ષિત એવી શ્રાવકબાળા મહાલક્ષ્મી ઉપર તે દુર્જને અનેક આશાઓ બાધવા માડી જેમ વેપારી કરીયાણાના વકરા ઉપર ભવિષ્યમા અનેક વિચાર બાધ્યા કરે, તેમ કુ ટિલ હૃદયના રાયચદ્રે તે કન્યાને કરીયાણારૂપ ગણી, અ નેક વિચાર બાધવા માડયા મોટામા મોટુ મૂલ્ય લઈ પુત્રી મહાલક્ષ્મીને વેચવાનો એ કૂર પિતાએ નિશ્ચય કર્યો ગમે તેવા કુળનો, ગમે તેવા આચારનો, અને ગમે તેટલી ઉ મ્મરનો પુરૂષ હોય, પણ જો તે પૂરતા પૈસા આપે, તો તેને પોતાની કન્યા સ્વાધીન કરી દેવી આ કુવિચાર તેના મનમા પ્રતિદિન વધવા લાગ્યો, અને તેના શોધને માટે પોતે વિદેશ જવા તૈયાર થયો

એક દિવસે શેઠાણી કેશરને એકાતે બોલાવી રાય ચદ્રે પુછયુ, કેમ ? મહાલક્ષ્મીને વરાવવાનુ હવે શુ કરી શુ ? પુત્રી ઉમ્મર લાયક થતી જાય છે, તે ખાતે મને સદા ચિતા રહ્યા કરે છે મારો વિચાર તેને કોઈ ધનાઢય સારા કુટુબમા આપવાનો છે આપણા ગામમા તેવો કોઈ ગૃહસ્થ જોવામા આવતો નથી, તેમજ તેવો કુળવાન અને ગુણી પુરૂષ પણ મળી આવતો નથી, માટે તેની ત પાસ કરવાને પરગામ જવાનો વિચાર થાય છે ઘણુ ક રીને હુ આવતી કાલેજ જવા ધારૂ છુ

કેશરે નમ્રતાથી કહ્યુ, પ્રાણનાથ ! આપણી મહાલક્ષ્મી માટે આપણા ગામમાજ સારા મૂર્ત્તિઆ છે, પણ વિવાહ કરવાની આપણી સત્તા કયા છે ? હવે તો મારો વિચાર કોઈ ગરીબ શ્રાવકને આપવાનો થયો છે કારણ કે, ગરીબને

આપવાથી આપણુને વિવાહમા ઓછુ ખર્ચ થાય, એટલે આપણે પહોચી શકીએ માટે પરગામનો અને તેમા વળી ગૃહસ્થને આપવાનો વિચાર કરશો નહિ આપણી પહેલાના જેવી સત્તા નથી કોઇ વાર ગૃહસ્થના કરતા ગરીબને ઘેર કન્યા સુખી થાય છે હવે વિચાર કરવાનો આપણો વખત નથી

રાયચદ્રે ઉચે સ્વરે કહ્યુ, પ્રિયા ! આ શુ બોલે છે ? મહાલક્ષ્મી જેવી ભણેલી ગણેલી કન્યા ગરીબ શ્રાવકને આપવી, તે યોગ્ય ન કહેવાય આપણે અત્યારે ગમે તેવી સ્થિતિમા છીએ, પણ આપણુ ઘર અને કુળ મોટુ કહેવાય છે, માટે ગમે તેમ કરીને પણ મહાલક્ષ્મીને કોઇ ધનાઢ્ય શ્રાવકને આપવી છે કદિ કોઇ બે વર્ષે મોટી ઉમ્મરનો કે બીજવર હોય, તોપણુ સારા ગૃહસ્થને આ કન્યા આપવી, એ તો મારો નિશ્ચય છે

કેશર ચિ તાતુર થઇ બોલી—સ્વામી ! તમારો વિચાર ગૃહસ્થપણાની બાબતમા સારો છે, અને તેથી મને સ તોષ થાય છે, પણ તમે જે મોટી ઉમ્મરના વરને આપવા કહ્યુ, તે મને યોગ્ય લાગતુ નથી પ્રાણનાથ ! કદિ એવી ભુલ ખાશો નહિ કદિ સારા કુળનો અને ધનાઢ્ય હોય, પણ જો આધેડવયનો હોય, તો તે શા કામનો ? તેવા પુરૂષના ઘરમા કન્યાને કદિ પણ સુખ મળતુ નથી તેમજ જે પુરૂષને બીજી સ્ત્રી હોય, તેવા પુરૂષના ઘરમા પણ નવી સ્ત્રીને ગૃહસ્થપણાનુ સુખ આવતુ નથી, માટે શોકય વિના તરૂણ વયના પુરૂષની સાથે આપણી મહાલક્ષ્મીનો સ બ ધ કરજો એજ મારી ભલામણ છે

રાયચદ્ર હાસ્ય કરતો બોલ્યો—વ્હાલી ! તુ શામાટે

તેની ચિંતા રાખે છે ? તેમાં મને બીલકુલ કહેવાનું હો યજ નહિ જેમ આપણી પુત્રી સુખી થાય, તેની ગોઠવણ હું કરીશ

રાયચંદ્ર બીજે દિવસે બાહેર ગામ ગયો કેટલાએક દિવસ કરી તે **રામનગર** નામના એક નાના શહેરમાં આવ્યો રામનગર એક નાનું શહેર હતું ત્યાં જુદા જુદા ધર્મને માનનારી વણિક પ્રજા રહેતી હતી ત્યાં આવીને રાયચંદ્ર એક ધર્મશાળામાં ઉતર્યો ગામના કેટલાએક લોકોને મળી તેણે મહાલક્ષ્મીના વેવિશાળની વાત ચલાવી રામનગર ચંદ્રપુરનગરથી પચાશ ગાઉ દૂર હતું રાયચંદ્રને ઘણા લોકો ઓળખતા ન હતા, પણ જો રાયચંદ્ર પોતાના વડિલોના નામ આપે, તો વખતે લોકો તેને ઓળખી શકે ખરા તે નગરમાં ગિરધર શેઠ નામે એક ગૃહસ્થ હતો તેની પાસે દશ હજાર રૂપીઆની પુંજી હતી તે વ્યાજવટાવનો સાધારણ ધંધો કરી પોતાનો નિર્વાહ ચલાવતો હતો, તે ત્રણ ચાર વર્ષ થયા ઘરભંગ થયો હતો ગીરધર શેઠને આગલી સ્ત્રીની બે પુત્રીઓ હતી, પણ પુત્ર થયો ન હતો, આથી કરીને તેના મનમાં ફરીવાર પરણવાની ઇચ્છા થતી હતી, અને તે વિષે તે ખાનગી રીતે તપાસ કરતો, અને કન્યાની શોધમાં રહેતો હતો ગમે તેટલું ખર્ચ થાય, તોપણ પરણવાનો તેણે નિશ્ચય કર્યો હતો રાયચંદ્રને કોઇએ તે વાત જણાવી, એટલે તે ગીરધર શેઠને ઘેર ગયો ગીરધર શેઠને પણ રાયચંદ્ર શેઠના ખબર મળેલા, તેથી તે તેને મળવા ઇંતેજાર થઈ રહ્યો હતો

રાયચંદ્ર શેઠ ઘેર આવ્યો, એટલે ગીરધર શેઠ બેઠો થયો વૃદ્ધાવસ્થાને લીધે તેને બેઠા થવામાં ઘણી મુસીબત

પડી 'આવો પધારો' એમ કહી, તેણે રાયચંદ્રને માન આપ્યું, અને તેની ઓળખાણ પાડી ગીરધર શેઠને જોતાંજ રાયચંદ્ર વિચારમાં પડયો કે, આ ડોસો તો મરણપથારીએ છે, આવાને મહાલક્ષ્મી જેવી બાળકન્યા આપવી, તે અનુચિત છે, પણ જો આની પાસેથી મારી ઇચ્છા પૂર્ણ થાય, તેટલું દ્રવ્ય મળે, તો પછી કાંઇ હરકત નથી ગીરધરશેઠ બોલ્યો—રાયચંદ્ર શેઠ! જો તમારે તમારી દીકરી સુખી કરવી હોય, તો આ ઘરમાં આપો, મારા ઘરમાં સ્વર્ગના જેવું સુખ છે પૈસાનો લોભ વધારે કરશો નહિ, એમ પરસ્પર વાતચિત કરતાં છેવટે પાંચ હજાર રૂપીઆ નક્કી થયા, અને બીજા બે માણસને વચ્ચે રાખી ત્યાં વેવિશાળના તિલક કરવામાં આવ્યા આવું ઘોર કર્મ કરી રાયચંદ્ર પોતાને નગર આવ્યો એ વાર્ત્તા પોતાના કુટુંબને જણાવી બીજી બધી વાત કહી, પણ ગીરધર શેઠની ઉમ્મરની વાત અને પાંચ હજાર રૂપીઆ લેવાની વાત છુપાવી રાખી પાપી હૃદયના પિતાએ આ પ્રમાણે પોતાની પુત્રીને મહાદુઃખમાં નાખી

તરતજ વિવાહ કરવાની તૈયારી કરી લગ્નનો દિવસ આવ્યો, એટલે રામનગરથી ગીરધર શેઠની જાન પરણવાને આવી ગીરધર શેઠને જોતાંજ લોકો મોટી ચર્ચા કરવા લાગ્યા શેરીએ શેરીએ અને ઘરે ઘરે તેજ વાર્ત્તા ચાલી કેટલાએક તો રાયચંદ્રને ગાળો આપવા લાગ્યા, અને મહાલક્ષ્મી જેવી સુંદર કન્યા તરફ વિચારી ઘણો અફસોસ કરવા લાગ્યા

શેઠાણી કેસરે જ્યારે માતૃગૃહમાં (માયરા) માં આવેલા ગીરધર શેઠને જોયો, ત્યારે તેણીને મૂર્છા આવી ગઇ

દ્રવ્ય પેદા કરો, પણ માગ જેવી બાળકન્યાને વેચો નહિ ચોરી અને જુગાર રમી કુટુંબનો નિર્વાહ કરવો સારો છે, પણ કન્યાવિક્રયનુ મહા પાપ કરવું સારૂ નથી પિતાજી! તમારા હૃદયમા આવો કુવિચાર કયાથી આવ્યો? તમારો મારી તરફનો પ્રેમ કયા ગયો? તમારૂ પુત્રીવાત્સલ્ય કયા ચાલ્યુ ગયુ? પિતા! દીર્ઘ વિચાર કરી દુહિતાને સકટ માથી બચાવો તમારા પૂર્વના વચન સભારો તમે કહેતા હતા કે, "બેટા મહાલક્ષ્મી! તુ જ્ઞાન સપાદન કરે છે, તેથી મને ઘણો આનદ આવે છે જૈન કન્યાશાળામા વહેચાતા ઈનામોમા તુ મોટુ ઈનામ સપાદન કરે છે, તે જોઈ મને અતિશય હર્ષ ઉપજે છે, તારા જેવી પુત્રીથી હુ મારૂ જીવન કૃતાર્થ ગણુ છું તુ હમેશા સુખી થઇશ " પિતાજી! આ તમારા શબ્દો સભારો જ્યારે તમે મને અયોગ્ય સ્થાને વેચી દેશો, તો પછી હુ શી રીતે સુખી થઇશ? પિતાજી! તમે પોતે મારા પોષક અને પાળક બની જ્યારે મને દુખના મહાસાગરમા ડુબાડશો, તો પછી આ અનાથ બાળા કોને શરણે જશે? તમે કોણ છો? એ પણ વિચાર કરો તમે અર્હિમા વ્રતના ઉપાસક શ્રાવક છો, દયા ધર્મના પાળક અને ભારતવર્ષના એક પવિત્ર પુરૂષ મહાવીર પ્રભુના પૂજક છો, તમારા શુદ્ધ હૃદયમા આવુ મિથ્યાત્વ કયાથી પેશી ગયુ? બાપા! મારી વિનતી ધ્યાનમા લેજો હુ તમારે આધીન છુ ગાય અને દીકરી દોરે ત્યા જાય છે તમારા કૂલની આગળ મારૂ કાઈ પણ ચાલશે નહિ નિરપરાધી અને પરાધીન એવી આ બાળા તમે કહેશો, તે કરવા તૈયાર છે, કારણ કે, પિતાની આજ્ઞા પ્રમાણે વર્ત્તવુ, એ સતાનોની ફરજ છે મને મારી ફરજમાથી ભ્રષ્ટ થવા દેશો નહિ

પિતા ! જો તમે અમારા પોષણથી કટાળી ગયા હો, અને પોષણને માટે દ્રવ્ય ઉપાર્જન કરવાને અશક્ત હો, અને તેને લીધે આ કન્યાવિક્રયનુ મહા પાપ કરવા તૈયાર થયા હો, તો હવેથી તમે તે વિષે નિશ્ચિત રહેજો તમે કાઇપણ ઉદ્યોગ કર્યા વગર ઘેર બેસી જિનેશ્વરનુ ભજન કરો હુ અને મારી માતા ગમે તે બીજા ા યોગ્ય કામ કરીને અથવા દળણુ દળીને કે બીજી મજુરી કરીને તમારૂ પોષણ કરીશું, તેમ કરવાથી આપણી લાજ જશે નહિ કન્યાવિક્રયના ઘોર કૃત્યથી જેટલી લાજ કે પ્રતિષ્ઠાની હાનિ થશે, તેના કરતા પારકા કામ કે મજુરી કરવાથી થશે નહિ કદિ તમે એમ ધારતા હો કે, તારો વિવાહ કરવામા જે દ્રવ્ય જોઇએ, તે કયાથી મેળવવુ ? તો એટલુજ કહેવાનુ કે, એ પણ ચિતા રાખશો નહિ કાઇપણ ઉત્સવ કર્યા વગર અને ખર્ચ કર્યા વગર મને કોઇ યોગ્ય સ્થળે પરણાવજો તેમ કરતા જો કોઇ ન મળે, તો હુ યાવજ્જીવિત કુમારિકા વ્રત લઇ પરમેશ્વરનું ભજન કરીશ, અથવા સાધ્વી થઇને મારા જીવનને સુધારીશ તે બધુ કરવુ સારૂ છે, પણ આવો રાક્ષસ વિવાહ કરી, જેનુ પરિણામ વૈધવ્ય છે, તેનો ગૃહસ્થ ધર્મ કરવો યોગ્ય નથી પિતાજી ! આ દુરાગ્રહ છોડી દો, અને મારા જીવનને દુખમાથી મુક્ત કરો તે છતા જો તમારી વૃત્તિમા પ્રચડ લોભ રહ્યો હોય, તો આ સ્મશાન જેવા વિવાહ મડપમાજ મને મારી નાખો કન્યાનો વિક્રય કરવાના પાપથી સ્ત્રી હત્યાનુ પાપ તમને વધારે લાગશે નહિ આ પ્રમાણે કહી મહાલક્ષ્મી રૂદન કરતી પિતાના ચરણમા પડી

પુત્રીના આવા વચનથી રાયચદ્ર શે૦ના હૃદયમા અસર થઇ ગઇ, અને તે અશ્રુનયને પોતાની પુત્રીને ભેટી

પડયો પછી ક્ષણુવારે ગદ્‌ગદ્ કંઠથી બોલ્યો બેટા ! શાંત થા, આ પાપી અને ક્રૂર પિતાનું મુખ જો નહિં મને તારા વચનથી મારી અગર થઇ છે હે ભૂમિ ! તું ફાટી જા, અને આ ઘાતકી માણસને તારા પડની અંદર સમાવી દે મારે હવે કલંકિત જીવન ધારણ કરી જીવવું નથી પૂર્વના કયા કર્મથી મારી આવી કુબુદ્ધિ ઉત્પન્ન થઇ ? મને કયા પાપે આવી નઠારી પ્રેરણા કરાવી ? વત્સે ! રૂદન કર નહિં હવે તારો ઘાતકી પિતા પશ્ચાતાપના મહાસાગરમાં પડયો છે વૃદ્ધ અને નાલાયક એવા આ વરને હું તને આપીશ નહિં શ્રીવીર શાસનના પ્રભાવિક દેવતા મને સહાય કરશે હે શાસન દેવતા ! મારા જેવા ઘાતકી અને કન્યા વિક્રય કરનારા શ્રાવકોને તમે શિક્ષા આપજો મારા જેવા પાપી પ્રાણીઓને જૈન ધર્મના પવિત્ર શાસનમાં પ્રગટજ થવા દેશો નહિં

આ પ્રમાણે કહી રાયચંદ્ર મંડપમાં આવ્યો, અને પોતે જે પાંચ હજાર દ્રવ્યની કોથળીઓ લીધેલ, તે ઘરમાથી સાથે લેતો આવ્યો રાયચંદ્રને જોતાજ ગીરધર ડોસો બુમ પાડી બોલ્યો—શેઠ ! હવે કેમ વિલંબ કરો છો ? કન્યાને સત્વર મંડપમાં લાવો પાંચ હજાર રૂપીઆ લીધેલા છે, તે કાંઇ તમારા બાપના નથી કન્યાનું મોટું મૂલ્ય લીધા છતાં કેમ વાર લગાડો છો ? આ વચન સાંભળી રાયચંદ્ર શેઠને વધારે ક્રોધ ચડયો સર્વ લોકોની સમક્ષ તેણે તે કોથળીઓ પેલા વૃદ્ધ વરની પાસે મુકી અને ઉંચે સ્વરે કહ્યું, ગીરધર શેઠ ! આ તમારા રૂપીઆ ગણી લ્યો, અને અહિંથી ચાલ્યા જાઓ દૈવ ઇચ્છાથી મને મારા ધર્મનું ભાન થયું છે તે વખતે દ્રવ્યના લોભે મને આવા ક્રૂર કર્મમાં પ્રેરણા કરી હતી, તે લોભ હવે ભસ્મ થઇ ગયો છે હું નારકીના

દુખથી અને પરમાધામીઓની પીડાથી બચી ગયો છુ જાઓ, હવે સત્વર ચાલ્યા જાઓ મારા જેવા બીજા કોઇ પાપીને ફસાવશો નહીં કન્યાવિક્રય કરનાર, કરાવનાર, અને અનુમોદના કરનાર એ ત્રણેને સરખુ પાપ છે તમે કોઇને લોભમા નાખી આવુ ક્રૂર કામ કરાવશો નહિ જો તમે હજુ તેવુ કામ કરશો, તો તમે પણ મહા પાપી ગણાશો બીજા ની બાળપુત્રીને દુખના દાવાનળમા નાખી બાળશો નહિ શેઠજી ! બાળ શ્રાવિકાને વૈધવ્ય દીક્ષા આપનારા કુગુરૂ થશો નહિ

રાયચદ્રના આવા આવેશના વચન સાભળી ગીરધર શેઠ વિસ્મય પામી ગયા, તેનુ મુખ નિસ્તેજ થઈ ગયુ, અને પાછા જવાના વિચારમા ખેદ પામી, તે ચિતાતુર થઇ ગયો તેની સાથે આવેલા બીજા લોકો પણ ચકિત થઇ ગયા, અને મડપમા કોલાહલ થઇ રહ્યો ગીરધર શેઠની જાનમા આવેલા લોકોએ રાયચદ્રને સમજાવા માડયો, પણ તે વાત તેને જરા પણ રૂચિ નહિ છેવટે ગીરધર શેઠને જાન લઈ રામનગર પાછા ફરવુ પડયુ, અને આથી લોકમા તે પણ હાસીનેપાત્ર થયો, અને છેવટે તેના હૃદયમા નિશ્ચય થયો કે, કન્યાનો વિક્રય કરાવી પરણવુ, તેના કરતા સ્રી રહિત રહેવુ સારૂ છે પછી તેણે એ વિચાર માડી વાળ્યો, અને તેથી તે છેવટે સુખી થઇ બે વર્ષમા મરણને શરણે થયો

અહિ રાયચદ્ર શેઠને લોકોએ ધન્યવાદ આપ્યો, અને તે જોઇને બીજા શ્રાવકોએ કન્યાવિક્રય ન કરવાના પચ્ચખાણ લીધા અને ત્યાના સઘે ઠરાવ કર્યો કે, જે કોઇ શ્રાવક કન્યાવિક્રય કરશે, તેને સઘની બાહેર મુકવામા આવશે

અને મરણમા કદિપણ હર્ષ શોક કરવો ન જોઇએ આવો વિચાર નહીં કરનારા અજ્ઞાની પ્રાણીઓ જન્મમા હર્ષ અને મરણમા શોક ધારણ કરે છે પોતે અનતવાર જન્મ્યો છે, જન્મે છે અને જન્મશે, તેમજ અનતવાર મરણ પામ્યો છે, પામે છે અને પામશે, તે છતા તે જન્મ અને મરણ વખતે અપાર હર્ષ શોક ધારણ કરે છે, એ કેવી અજ્ઞાનતા? જો કે કોઇ પણ પ્રિય પદાર્થનો વિયોગ કે નાશ થાય, ત્યારે પ્રાણીને શોક થવો જોઇએ, અને કોઇ પદાર્થનો લાભ થાય, ત્યારે હર્ષ થવો જોઇએ, પણ તે સમયે તેણે આર્હત ધર્મની અનિત્ય ભાવના વિચારવી જોઇએ, જેથી માણસને હર્ષ અને શોક થતો નથી

બહેનો ! આ પ્રસગે મારે તમને મરણ પાછળ રડવા કુટવાના નઠારા રીવાજને માટે કહેવાનુ છે મરનારની પાછળ ધર્મક્રિયા કરવાને બદલે અજ્ઞાની બૈરાઓ ઉચે સ્વરે રડે છે, અને કુટે છે, એ કેવી અજ્ઞાનતા છે ? જે માણસ મૃત્યુ પામેલ છે, તેના આત્માને શાતિ આપવાને બદલે અજ્ઞાની લોકો રડાકૂટ કરી મુકે છે, એ ખરેખરા જગલી રીવાજ છે અલબત્ત, એ નઠારે પ્રસગે કદિ મોહને લીધે લાગણી દુખાય, એ સ્વાભાવિક છે, અને તેવે પ્રસગે રૂદન અને પણ થવા સભવ છે, પણ સાપ્રત કાળે અજ્ઞાની પોકારથી રૂવે છે, અને કુટે છે, તે છે મે એટલુ તો સ અજ્ઞે અગો ઢાકવાના છે, પર પુરૂષની અ પડે, તેવી રીતે કુલીન ની સ્ત્રીઓ ઉચે કરી કુટે અને છે

કેવી બેમર્યાદા ? કેટલેક સ્થળે તો બૈરાઓ મરનારની પા-
છળ ડાટ સુધી પડતા મુકે છે, અને શેરીએ શેરીએ ઉઘાડે
અ ગે છાજીઆ કરે છે, જે દેખાવ બીજાઓને હાસ્ય કરવા
જેવો બને છે

સદ્ગુણી શ્રાવિકાઓ ! તમે શ્રાવક કુળની શોભારૂપ
છો, તમને જોઇને શ્રાવકના સ'તાનોને બોધ લેવાનો છે,
મે તમે આવો અમર્યાદ અને જ'ગલી રીવાજ છોડો નહિ,
એ કેવા ખેદની વાત ? એજ ખરેખરૂં તમારૂ મિથ્યાત્વ છે
શ્રાવકનુ મરણુ વખતે શું શું કર્તવ્ય છે ? તે તમારે શા-
સ્ત્રને આધારે જાણુવું જોઇએ. શ્રાવકની ઉત્તરક્રિયા કેવા
પવિત્રપણાથી કરવાની છે, તે પ્રત્યેક શ્રાવિકાએ શીખવું
જોઇએ. મરણુ વખતે શાંતિ સુખની ઇચ્છાવાળા જીવાત્માને
અધોગતિ મળે, તેવો રડવા કુટવાનો અધમ દુરાચાર છે
યાવજ્જીવિત આર્હત ધર્મની ઉપાસના કરી શાંત થઇ પર-
લોકમા જનારા શ્રાવકના મરણુ વખતે તેને અશુભ ધ્યાન
ઉપજાવે તેવી રડના કુટવાની અધમ ક્રિયા કરવી, એ કેવો
અધર્મ ? કેવો જુલમ ? તેમ કરનારા સગા સ બ ધી અને
મિત્રો તે મરણુ પામેલાનું અત્ય ત અહિત કરનારા છે આ
વિષે એક નીચેની બનેલી કથા સાભળવા જેવી છે, તે
ધ્યાન આપી સાભળશો

વિજયપુરનગરમા એક ધર્મમિત્ર નામનો શ્રાવક રહેતો
હતો તેને ચાર પુત્રો અને ત્રણુ પુત્રીઓ હતી તે શિવાય
તેના નજીકના બીજા પિતૃઓ ઘણા હતા તેના મોટા પુત્રનુ
નામ શિવચ દ્ર હતુ શિવચ દ્ર બાલ્યવયથી ઘણો વિદ્વાન,
ન્યાયી અને ધાર્મિક હતો, તે સાથે તેનામા કુટુ બવાત્સ-
લ્ય ઘણુ હતુ પોતાના બ ધુઓ અને બહેનોની સાથે તે

ઘણા પ્રેમભાવથી વર્તતો હતો તેનો સ્વભાવ માયાળુ હોવાથી તેના કુટુબીઓ તેને ખરા જીગરથી ચાહતા હતા તે શિવાય વિજયપુરના બીજા લોકો પણ તેની ઉપર ઘણો પ્રેમ દર્શાવતા હતા શિવચદ્ર જૈન ધર્મનો ખરો ઉપાસક હતો શ્રાવકના સદાચારને તે સારી રીતે જાણતો, અને તે પ્રમાણે વર્ત્તતો પણ હતો તે શિવચદ્ર એક કુલીન અને ધનાઢ્ય શ્રાવકની કન્યાની સાથે પરણ્યો હતો, તેનુ નામ કમળા હતુ કમળાએ બાલ્યવયથી સારી સ્ત્રી કેળવણી લીધી હતી, અને પોતાના ધર્મનુ સગીન જ્ઞાન મેળવ્યુ હતુ કમળા જેવી વિદુષી અને વિવેકી હતી, તેવી તે સુદર પણ હતી સદ્ગુણ અને સૌદર્ય બનેની શોભાથી તે શ્રાવિકા પૂર્ણ રીતે પ્રકાશતી હતી તે શ્વસુરગૃહમા આવ્યા પછી સારી રીતે ગૃહકાર્ય કરી સર્વને સતોષ આપતી હતી

કર્મયોગે એવુ બન્યુ કે, શિવચદ્રના શરીરમા અકસ્માત્ વ્યાધિ ઉત્પન્ન થઇ આવ્યો તે વ્યાધિ પ્રાણને હરણ કરે તેવો હતો, પણ મરણ સુધી તેને ભેભાની આવે તેમ ન હતુ એ વ્યાધિના બળથી શિવચદ્ર સર્વ અગમા શિથિલ થઇ ગયો આઠ દિવસમા તો તેની અવસ્થા તદ્દન ખરાબ થઇ ગઇ આ ખબર ગામમા પ્રસરી ગઇ, અને તેના રાગી લોકો ટોળે ટોળે તેને જોવાને આવવા માડયા તેના માતાપિતા અને કુટુબીઓ નેત્રમા અશ્રુ લાવી, તેની માર વાર કરવા લાગ્યા બધા લોકો એક દિલથી તેની વ્યાધિના ઉંચા ઉંચા ઉપચાર કરવા લાગ્યા તેનો પિતા ધર્મમિત્ર ગાભરો બની ગયો તેની સુજ્ઞ સ્ત્રી ' કમળા ' શોકાતુર થઇ પતિ સુખ જોતી જોતી નિશ્વાસથી રૂદન કરવા લાગી એ શાણી શ્રાવિકા શોકાતુર હતી, પણ તે પોતાના પતિના આત્માને પરલોકે શાંતિ મળે તેવા હેતુથી પતિના કાનમા

નવકાર મ ત્રનુ સ્મરણ કરાવવા લાગી ક્ષણવારમા તો શિ-
વચ દ્ર નિશ્ચેત થઇ ગયો, તેના મુખ વિગેરે અ ગ ઉપર
મરણુનાં ચિન્હો જણાવા લાગ્યા, તે વખતે તેના સગાસ
બ ધીઓએ કલ્પાત કરી મુકયુ તેના શરીરની આગળ મોટો
કોલાહલ થઇ રહ્યો એક કમળા શિવાય બીજી બધી સ્ત્રી-
ઓએ ઉચે સ્વરે રૂદન કરી કુટવા માડયુ

આ વખતે અજ્ઞતાથી ભરેલી શિવચ દ્રની માતા તેની
આગળ આવી, અને બધા સાભળે તેમ ઉંચે સ્વરે બોલી,
અરે વહુ કમળા ! તુ કેવી નિર્દય છુ ? આ વખતે તારા
ધણીની આગળ મુ ગી મુ ગી કેમ બેસી રહી છુ ? અરે
રાડ ! તને ધણીનો પણ ધરમકો નથી ? તારા જેવી ક
ઠોર હૃદયની સ્ત્રી હશેજ નહિ આ વખતે બેસી રહેવાનુ છે
કે કુટવાનુ છે ? અરે અભાગિણી ! તુ વિચાર કરી જો
ખરેખરૂ દુ ખ તારે માથે આવ્યુ છે મારે તો બીજા ત્રણ દી
કરા છે, પણ તુ તો રાડીને બેઠી તારા સૌભાગ્યનો શણગાર ઉ-
તર્યો છે, તે છતા કાઇ પણ કરતી નથી, એ તારૂ કેવુ હૃદય ?
અરે રડા ! તારા જેવી કઠોર કોણ સ્ત્રી હોય ? ભાયડો મરવા
સુતો, તોપણ બેઠી બેઠી જોઇ રહે છે હવે તારાથી કાઇ
બીજે નાતરૂ થાય તેમ નથી અરે નફ્ટ ! તુ અહિથી
દૂર જા

સાસુના આવા વચન સાભળી કમળાને ઘણુ લાગી
આવ્યુ તત્કાળ તે નયનમાથી અશ્રુધારા વર્ષાવતી બેઠી
થઇને સર્વ સાભળે, તેમ સાસુ પ્રત્યે વિનયથી બોલી—સા-
સુજી ! આવે વખતે આવા કઠોર વચન કહેવા, તે તમને
ઘટિત નથી તમારા પુત્ર પાછા કુશળ ક્ષેમ બેઠા થાય,
અને તમને અને મને આનદ થાય, એ મારી ધારણા

છે હજુ તેમના શરીરમા પ્રાણાત્મા છે, સારા કર્મે તેઓ પાછા વિશેષ સચેત થાય, હજી હું તેમના જીવનને માટે નિરાશ થઈ નથી તે છતા જો મારા દુર્ભાગ્યે વિપરીત બનાવ બને, તો તેમા આપણુ શુ જોર છે ? આ અ ત કાળનો વખત છે, ખરેખર ધર્મનું સ્મરણ આપવાનો છે, આ વખતે તેમને નવકારનુ સ્મરણ આપવું જોઇએ આ પણે તેમના પરમ સ્નેહી અને હિતકારી છીએ જે હિત કારી હોય તેમણે તો સર્વદા હિતજ કરવું જોઇએ આપ ણુને મોહને લઇને તેમના વિયોગનું દુ ખ લાગે છે, પણ તેમાં આપણો સ્વાર્થ છે આજ સુધી આપણે તેમની પાસેથી સ્વાર્થ સાધવાની ઇચ્છા રાખતા હતા, પણ આ વખતે આપણે કેવળ સ્વાર્થી ન થવું જોઇએ, પૂજ્ય સા સુજી ! હું તેવી બુદ્ધિથી તેમને નવકારનું સ્મરણ કરાવતી હતી હું સમજુ છું કે, તમારા પુત્રજ મારા આધાર છે, મારૂ સર્વસ્વ છે, મારૂ તન, મન અને ધન છે, અને મારૂ જીવન છે, એટલુંજ નહિ, પણ મારા સૌભાગ્યનો સૂર્ય તે મનાથીજ પ્રકાશે છે, તથાપિ અ ત કાળે તેમના હિતને અર્થે ધર્મનું સ્મરણ કરાવવું, એ મારી ફરજ છે રડવાથી અને કુટવાથી કાંઈ વિશેષ નથી જે થવાનુ છે તે કર્મને આધીન છે આપણા જૈન ધર્મમા અ ત વખતે શુ કરવું જોઇએ ? તે મે સારી રીતે સાભળ્યુ છે, અને તે પ્રમાણે હું અત્યારે કરતી હતી, માટે સાસુજી ! આપે મને મર્મને ભેદે તેવા વચનો કહ્યા, તે ઠીક ન કહેવાય તમે મારી માતા છો, માતા પુત્રીને ગમે તેવી શીક્ષા આપે, તે પુત્રીએ સહન કરવી જોઇએ મને ક્ષમા કરો, આટલુ કહી કમળા બોલતી બ ધ રહી, અને તેની સાસુ ઉંચે સ્વરે રૂદન ક રવા લાગી

મરણ શય્યામા પડેલો શિવચદ્ર હજુ છેક બેભાન અવસ્થામા ન હતો, પોતાની માતા અને સ્રીની વચ્ચે જે વાર્તા થઇ, તે પોતે શાંત ચિત્તે સાભળતો હતો પોતાને બોલવાની શક્તિ ન હતી, તે સાથે વળી પોતાનું મૃત્યુ નજીક જાણી પંચપરમેષ્ટીનુ ધ્યાન ધરતો હતો એ સદ્-ગુણી શિવચદ્રે શુદ્ધ મન, વચન અને કાયાથી પચપરમેષ્ટીનુજ શરણુ લીધુ હતુ

ક્ષણવારમા તોતેના કુટુબીઓ એકઠા થઇ ગયાં કોઇ વૈદ્યને લાવી શિવચદ્રની નાડી બતાવી, કેટલાએક તો હવે તેનો પ્રાણ અલ્પસમયમા ચાલ્યો જશે, એમ ધારી મરણ ક્રિયાની તૈયારી કરવા લાગ્યા, કોઇ શબવાહનને માટે જે ઇતો સામન મગાવવા લાગ્યા એકઠા થયેલા પુરૂષોએ બૈરાંઓને દૂર કર્યાં, ને તેના શરીરની આસપાસ વીંટાઇ વળ્યા, અને મોટો કોલાહલ થઇ રહ્યો આ વખતે વિદ્વાન્ વૈદ્યે તેની નાડી તપાસી કહ્યુ કે, ઉતાવળા થાઓ નહિ, હજુ તેનામા જીવ છે મરણના ખરેખર ચિન્હ હજુ બીલકુલ જણાતા નથી વૈદ્યના આવા વચનથી તેના કુટુબીઓ જરા શાત થયાં ક્ષણવારે શિવચદ્રને પાણીને માટે પુછવામા આવ્યુ, એટલે તેણે પોતાનુ ડોકુ ધુણાવી પાણીની ઇચ્છા દર્શાવી પાણી પીધા પછી તેણે પોતાના નેત્ર ઉઘાડી આસપાસ જોયુ તે જોઇને તેના કુટુબીઓને ધીરજ આવી, સર્વ શાત થઇ ગયુ, રૂદન અને કુટવુ બધ થઇ ગયુ સ્મશાનની સ્વારીની તૈયારી પણ બધ કરી એક ઘડી પછી શિવચદ્ર મદ સ્વરે બોલ્યો—આટલા બધા લોકો કેમ એકઠા થયા છે ? અને શામાટે વિઘ્ન કરે છે ? તે વખતે તેનો પિતા ધર્મમિત્ર બોલ્યો—બેટા ! બહુ સારૂ થયુ એક ઘડી પહેલા તારી સ્થિતિ ભયકર હતી. તને નવો અવતાર થયો

છે અમે તો તારૂ વિપરીત વિચારીને બેઠા હતા તારા દુશ્મનની જે તૈયારી થાય, તેવી તૈયારી અમે કરવા માડી હતી તારી માયાળુ માતા, તારી બહેનો અને તારા બીજા કુટુબીઓ મોટે સ્વરે આક્રદ કરતા હતા ભાઇ ! પ્રભુએ તને સહાય કરી, અમારા પૂર્વ ભવના પુણ્ય સફળ થયા, તે કરેલી જૈન ધર્મની ઉપાસના અત્યારે આડી આવી

આ વખતે શિવચદ્રની માતા તેની પાસે આવી પુત્રને ચુબન કરી, અને પૃષ્ઠ ભાગ પપાળતી તે બોલી—બાપુ ! તને સારૂ થયુ, તેથી અમારામા નવુ જીવન આવ્યુ છે ઘડી પહેલા અમારા પ્રાણ ઉડી ગયા હતા બેટા ! તારા ઉપર લોકોની લાગણી ઘણી છે અમે તો તારા માબાપ રહીએ, તેને તો દુખ લાગે તેમા કાઇ નવાઇ નથી, પણ ગામના બીજા લોકો તારા પ્રેમથી ઘણુ દુખ લગાડતા હતા આ વખતે ફક્ત એકજ મને આશ્ચર્ય થયુ કે, તારી સ્રી કમળા કે જેનો તુ આધાર છે, અને જે ભણેલી ગણેલી ગણાય છે, તેના હૃદયમા તારા વિષે કાઇ પણ લાગણી જોવામા આવી નહિ આવુ તેનુ વર્તન જોઇ લોકો પણ ચકિત થઇ ગયા છે બાળા ! હવેથી તુ તેણીનો વિશ્વાસ કરીશ નહિ અમોને તેની કુલીનતાની પૂરી પરીક્ષા થઇ છે આજ સુધી લોકો વેરો વખાણતા, અને તેને શુદ્ધ શ્રાવિકા કહેતા, પણ અત્યારે તે બધુ સર્વને જાણવામા આવી ગયુ છે

માતાના આ વચન સાભળી શિવચદ્ર માતાપિતા અને બીજા કુટુબીઓને પાસે બોલાવી ધીરે સ્વરે બોલ્યો—પૂજ્ય માતાપિતા અને મારા કુટુબીઓ ! હુ આપનો એક બાળક છુ, મારાથી કાઇ પણ અયોગ્ય કે અમર્યાદ બોલાય,

તે ક્ષમા કરશો ઘડી પહેલા મ રી સ્થિતિ વિપરીત હતી જો આયુષ્ય ન હોત, તો મારો પરલોક વાસ પણ થઈ જાત સત્કર્મ અને જૈન ધર્મના પસાયથી મને પાછુ જીવન પ્રાપ્ત થયુ છે તમે બધા તો મને મરણ પામવાની તૈયારીમા આવેલો ધારતા હતા, અને લગભગ તેવી સ્થિતિમા પણ હુ આવ્યો હતો, તથાપિ ધર્મના પસાયથી હુ બેભાન અવસ્થામા હતોજ નહિ મારા સ્નેહ ખાતર તમોએ જે કલ્પાંતનો આર ભ કરવા માડેલ, તે બધું મારા લક્ષમા હતુ મારી મનોવૃત્તિમા પ ચપરમેષ્ટીનુ ધ્યાન ચાલતુ હતુ મારે શરમ મુકીને કહેવુ પડે છે કે, આ પવિત્ર શ્રાવિકા કમળાએ તે વખતે ખરેખરી પતિભક્તિ બતાવી આપી છે તેણીએ મારા હૃદયમાજ નવકાર મ ત્રથી ધર્મરૂપી અમૃતની ધારાઓ રેડવા માડી હતી, અને મારા ધર્મિક સ્મરણને પુષ્ટિ આપતી હતી મારી તરફ મોહવશ થઇ પ્રેમ—સ્નેહની લાગણી દર્શાવનારા તમો મારા ધર્મસ્મરણમા મોટું વિઘ્ન કરતા હતા, તમારા બેહદ કલ્પાંત અને રડાકુટથી ઘણીવાર મારા ધર્મધ્યાનનો પ્રવાહ તુટી જતો હતો માયાળુ માતાપિતા! ક્ષમા કરજો, તમારી સમક્ષ મારે મારી સ્રીની પ્રશ સા કરવી, તે અમર્યાદ છે, તથાપિ રડવા કુટવાના દુરાચરણને દુર કરવાના ઇરાદાથી હુ તમને આવો બોધ આપુ છુ તમો બધા મળી જો તે વખતે શાતિથી મને ધર્મસ્મરણમા સહાયભૂત થયા હતે, તો મારો આત્મા ખરેખર કલ્યાણમાર્ગનો વિશેષ અધિકારી થાત હુ ખરા અનુભવથી જણાવુ છુ કે, મરણપથારીએ પડેલા માણસને ધર્મનુ સ્મરણજ આપવુ જે સ બધીઓ તે વખતે રડાકુટ કરી કલ્પાંતનો કોલાહલ કરી મુકે છે, તે ખરેખર મરનારને અશુભ ગતિનુ કારણ થાય છે સ સારની વાસનામા બ ધાએલા માણ

અને મરણ વખતે મોહદશા વધારવાથી તેના પરિણામ અશુભ માર્ગે દોરાય છે. પૂજ્ય વડીલો ! હું તમને વિનતિ કરી કહું છું કે, હવેથી કોઇપણ તેવે વખતે રડવુ કુટવુ કરશો નહિ જો તમે મરનારના ખરેખરા સબંધી અને હિતકારી હો, તો તેનો પવિત્ર સબંધ અને ખરૂ હિત કરવાનો તેજ સમય છે. જેઓ અંતકાળે રૂદન કુટન અને કોલાહલ કરી પોતાનો મોહાત્મક સ્નેહ દર્શાવે છે, તેઓ મરનારના એક દુશ્મનજ છે મારે કહેવુ જોઇએ કે, આ યુવાન શ્રાવિકા ખરેખરી શ્રાવિકા છે, તેણીના હૃદયમા મારી તરફ સારી લાગણી હશે, અને સ્વાર્થી મોહ પણ હશે, તથાપિ તેણીએ અંત સમયે જે ધૈર્ય રાખ્યુ છે, અને જે ધાર્મિક પરિણામ થયાં છે, તે તેના કુલીનપણાને અને શ્રાવિકાપણાને ઘટે તેવુ કર્યું છે માયાળુ માતા ! ક્ષમા માગીને હું કહું છું કે, તમે મારી તરફના મોહને વશ થઇ એ પવિત્ર શ્રાવિકાને તરછોડી નાખી, એ ઠીક કર્યું નથી હું તમારો ઉપકાર માનુ છુ કે, તમે મારે માટે આ લોકનો અને પરલોકનો માર્ગ સુધારે, તેવી શ્રાવિકા સાથે મારો સબંધ કર્યો કુલીન કાંતાઓની કસોટી આવે વખતેજ થાય છે મારા સાધર્મી બંધુઓ ! તમને બધાને વિનતિ કરૂ છુ કે, આ પણી શ્રાવક કોમમા રડવા કુટવાનો જે દુરાચાર પેઠો છે, તે દૂર કરો, તે આપણા જૈન ધર્મની વિરૂદ્ધ છે, તે ખરે ખરૂ મિથ્યાત્વ છે, આપણા સનાતન ધર્મમાર્ગમા એ દુરાચારને અધમ ગણેલો છે

શિવચદ્રના આવા વચન સાભળી તેના બધા સગા કુટુબીઓ અને મિત્ર આશ્ચર્ય સાથે આનદ પામી ગયા, અને સર્વના હૃદયમા તે વિષે સારી અસર થઇ ત્યારથી ચદ્રપુરના તમામ સંઘે ઠરાવ કર્યો કે, મરનારની પાછળ

કોઇએ રડવુ કુટવુ નહિ, તે વખતે સર્વે મળીને મરનારને ધર્મનુ સ્મરણ કરાવવુ શિવચદ્રને સર્વ તરફથી ધન્યવાદ મળ્યો, શ્રાવિકા કમળાની ક્ષમા માગી, અને તેના સારી રીતે વખાણ કર્યા

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ દૃષ્ટાતનુ તમે સર્વદા મનન કરજો રડવા કુટવાના જગલી રીવાજથી હમેશા દૂર રહેજો જેવી રીતે કમળાએ પોતાનો પવિત્ર ધર્મ બજાવ્યો, તેવી રીતે તમારે પણ તેવો ધર્મ બજાવવો જ્યારે ભારતવર્ષમા કમળા જેવી ઘણી શ્રાવિકાઓ પ્રગટ થશે, ત્યારેજ આર્હત ધર્મનો ઉદય થશે કમળા જેવી વિદ્વાન્ અને સુઘડ શ્રાવિકાઓજ શ્રાવકોના સસારને દીપાવશે બહેન તારા ! જુવોને, એ નઠારા રીવાજનો તમનેજ અનુભવ મળ્યો છે કન્યાવિક્રયના મહા પાપથી સતોક બાળવિધવા થઇ, અને તે પ્રસગે રડવા કુટવાના જગલી રીવાજથી તમારે પણ ઘણી પીડા સહન કરવી પડી, તમારી કુટેલી છાતીમા પીડા થઇ પડી, રોઈ રોઇને નેત્રમાથી દાહ ચાલ્યો, અને પોકાર કરી કરી કઠ બેસી ગયો અજ્ઞાન સ્ત્રીઓ આવી પીડા વ્હોરીને કાઇ પણ લાભ મેળવી શકતી નથી તેમ કરવાથી કાંઈ મરનાર પાછુ આવતુ નથી કોઇ જાતનો સ્વાર્થ તો સરતો નથી, પણ મરનારને અશુભ ધ્યાન કરવાનુ કામ કરીએ છીએ જે અતિ પીડાતા પ્રાણીને પચપરમેષ્ટીનુ સ્મરણ કરવાનો સમય છે, તે સમયે રડાકુટ અને મોટો કોલાહલ કરી મરનારને આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન કરાવવુ, એ કેવી અજ્ઞાનતા ? બહેનો ! આ જગલી રીવાજને તમે મૂળમાથી નાબુદ કરજો, એ અધપરાએ ચાલેલી કુરૂઢિનો સત્વર ઉચ્છેદ કરજો એવી મિથ્યાત્વથી ભરેલી ક્રિયા શ્રાવક જેવી પવિત્ર કોમમા હોવી ન જોઇએ

ધર્મદાસ શેઠ કહે છે—શ્રાવિકાઓ ! પ્રમ ગે આવે લી આ વાર્ત્તા પૂરી કરી, હવે તમને આનદા અને તેની પુત્રી લલિતા તથા ચ ચળની કથા કહુ તે સાભળો આ નદાએ જે દિવને પોષહ લઇ જ્ઞાનશ્રીના ઉપાશ્રયમા આખો દિવસ નિર્ગમન કર્યો, અને તે દિવસે લલિતા અને ચ ચળની વચ્ચે જે વાર્ત્તા બની હતી, તે મે તમને કહી સ ભળાવી છે તે દિવસ તેમનો તેવી રીતેજ પ્રસાર થયો હતો હવે આપણી ધર્મવાર્ત્તા પૂર્ણ કરવાનો પણ સમય થઇ રહ્યો છે [ બોલો આદીશ્વર ભગવાન્ ની જય ]

બધી શ્રાવિકાઓ જય બોલીને પોતપોતાને સ્થાને ચાલી ગઇ

## દિવસ ૫ મો.



ત્યના નિયમ પ્રમાણે ધર્મદાસ શેઠ પોતાની શ્રાવિકાશાળામા, ધર્મવાર્ત્તા કરવ ને આવ્યા ધર્મવાર્ત્તાનો આરભ કરતા તેનણે નીચે પ્રમાણે કવિતા બોલી મ ગળાચરણ કર્યું—

### માલિની

જિનવર જય આપો કર્મના કષ્ટ કાપો,
સુખકર પ્રભુ ભક્તિ આપીને ભકત સ્થાપો,
ભવભવ હરવાને ભાવના શુદ્ધ દેજો,
શિવસુખદ અમારી પ્રાર્થના ચિત્ત લેજો ૧

આ પ્રમાણે મંગળાચરણ કર્યા પછી ધર્મવાર્ત્તાનો આ રંભ કરતા તેઓ બોલ્યા—હે શ્રાવિકાઓ! હવે આનંદાએ પોતાની પુત્રી લલિતાને અને ચંચળને જે બોધ આપ્યો, તે એક ચિત્તે શ્રવણ કરજો બીજે દિવસે આનંદા પોતાના નિત્યના નિયમ પ્રમાણે લલિતાને બોધ આપવા બેઠી, ત્યાં ચંચળ હસતી હસતી આવી

ચંચળ—આનંદા કાકી! બરાબર વખતસર આવી છુ, તેથી મારા શિવાય ધર્મવાર્ત્તા શરૂ થઇ તો નહિ હોય, પણ જો લલિતાને ધર્મવાર્ત્તા સંભળાવી હોય, તો મને ફરીથી કહેવી પડશે

આનંદા—બહેન ચંચળ! તારા શિવાય કાંઇ પણ વાત ચલાવીજ નથી, તારી રાહ જોઇનેજ બેઠી છું, તેટલામા તો તું આવી પહોચી

ચંચળ—પૂજ્ય કાકી! તમારી મારી ઉપર ઘણી કૃપા છે, મને તમે લલિતાના જેવી ગણો છો, તે હું સારી રીતે જાણુ છુ કહો, કાલે જ્ઞાનશ્રી સાધ્વીને ઉપાશ્રયે કી ની ધર્મવાર્ત્તા થઇ? આજ તો એજ સાભળવાની ઇચ્છા બહુ છે

પછી આનંદા (આદીશ્વર ભગવાન્‌ની જય) એમ કહી નીચે પ્રમાણે બોલી—

હે પુત્રી લલિતા અને ચંચળ! ગઇ કાલે જ્ઞાનશ્રીના મુખની વાણીનો મને ઘણો લાભ મળ્યો છે અહા! શી તે સાધ્વીજીની વાણી? શી તેમની રહેણી કરણી? અને શું તેમનુ ચારિત્ર? ભારતવર્ષ ઉપર આવી સાધ્વીઓની સખ્યા વધે, તો આપણા શ્રાવક લોકોનો ઉદ્ધાર. ~

થાય પવિત્ર સાધ્વીજી જ્ઞાનશ્રીના ઉપદેશમાથી ધર્મ અને વ્યવહારનું સારૂ જ્ઞાન મળે છે સ્ત્રી કેળવણીની ઉંચામા ઉંચી પદ્ધતિ તેઓ સારી રીતે જાણે છે વળી તેમની મ મજાવવાની શક્તિ પણ અગાધ છે પોતાના ચારિત્રને દૂ ષણ ન લાગે, અને સાધ્વીપણાનો વ્યવહાર સચવાય, તેવી રીતે તેઓ શ્રાવિકાઓને સારો બોધ આપે છે બહેનો ! આપણા નગરમા જો આવા સાધ્વીજી ઘણો વખત નિવાસ કરે તો શ્રાવક પ્રજાના ધર્મ અને વ્યવહાર બન્ને સુધરી જાય આપણ બૈરાઓમા અજ્ઞાનતાએ જે સજ્જડ વાસ કર્યો છે, તેનો મૂળમાથી ઉચ્છેદન થઈ જાય જે સમયે ચોથો આરો-કાળ ચાલતો હતો, ત્યારે આવાજ મ હંતીઓ ભારતવર્ષ ઉપર વિચરતા હતા, તે શિવાય અજ્ઞાની અબ ળાઓનો ઉદ્ધાર કદિપણ થાયજ નહિ

બહેન લલિતા ! આપણા નગરમા અદ્યાપિ કોઇ આવા સાધ્વીજી આવ્યાજ નથી તેમનામા ઉત્તમ સદ્ગુણો સ સારાવસ્થામાથીજ વાસ કરી રહેલા હતા, અને પોતાની સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરવાનેજ તેમણે ઉચી જાતની સ્ત્રીકેળ વણી લઇનેજ ચારિત્ર લીધેલું છે બહેન ચ ચળ ! મને તો તેમના એક દિવસના સહવાસથી ઘણો આન દ આવ્યો છે, હમેશા તેમની પાસેજ રહેવાની મારી ઇચ્છા થાય છે

**ચ ચળ**—આન દા કાકી ! જ્યારે તેવા ઉત્તમ સા ધ્વીજીનો યોગ મળી આવ્યો છે, તો પછી ચાલો, આપણે બધા પણ તેમની સાથે હમેશા રહીએ

**આન દા**—ચ ચળ ! આપણાથી હમેશા તેમની પાસે કેમ રહેવાય ? કારણ કે આપણે સ સારી છીએ, અને તેઓ ત્યાગી છે

ચચળ—કાકી ! આપણે સસાર છોડી, ત્યાગી થઈને તેમની સાથે રહીએ તો કેમ ન રહેવાય ?

આનંદા—ચચળ ! તેઓ સસારીના સહવાસમા વિશેષ રહેતા નથી, અને બરાબર અધિકારી જાણ્યા વિના કોઇ પણ સ્ત્રીને દીક્ષા લેવાનુ પણ કહેતા નથી તેઓની વાણી સાભળી સવેગ પામેલી ઘણી શ્રાવિકાઓ તેમની શિષ્યણી થવાને ઇચ્છે છે, પણ તેઓ તેમ કરવાની ના કહે છે

ચચળ—આનદા કાકી ! આજકાલ તો ઘણા સાધુઓ અને સાધ્વીજીઓ શિષ્ય વધારવાની ઘણી ઈચ્છા રાખે છે, અને પોતાનો સઘેડો વિસ્તાર પામે તેવી ધારણા કરી, પુરૂષ અને સ્ત્રીઓને દીક્ષા આપવાનોજ બોધ આપે છે, અને આ સાધ્વીજી તેવો બોધ કેમ આપતા નહિ હોય ?

આનદા—બેન ચચળ ! સાધ્વીજી જ્ઞાનશ્રી દેશકાળના જ્ઞાતા છે ચારિત્ર પાળવાને કોણ અધિકારી છે ? તે વિષે તેઓ સારી રીતે સમજે છે, ગઇ કાલે તેમણે તે વિષે પણ વિવેચન કર્યુ હતુ તેઓએ જણવ્યુ હતુ કે, હે શ્રાવિકાઓ ! જ્યા સુધી તમારૂ કર્ત્તવ્ય સસારમાથી પૂર્ણ થયુ નથી, ત્યા સુધી તમારે સાપ્રતકાળે ચારિત્ર લેવુ યોગ્ય નથી સ્ત્રીઓ ગૃહધર્મની અધિકારણી છે પતિ સેવા કરી સ્વધર્મમા વર્ત્તવુ, એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે સતતિ હોય, તો તેમને ધાર્મિક અને વ્યવહારિક કેળવણી આપવામા સ્ત્રીએ સહાયભૂત થવુ જોઈએ જ્યારે પોતાની સસારની લાલસા તૃપ્ત થાય, અને પોતાનો પોષ્યવર્ગ પોતપોતાના માર્ગે ચાલનારો થાય, ત્યારે સધવા સ્ત્રીએ પતિની આજ્ઞા મેળવી ચારિત્ર લેવુ યોગ્ય છે. વિધવાએ પણ

થાય પવિત્ર સાધ્વીજી જ્ઞાનશ્રીના ઉપદેશમાથી ધર્મ અને વ્યવહારનું સારૂ જ્ઞાન મળે છે સ્ત્રી કેળવણીની ઉંચામા ઉંચી પદ્ધતિ તેઓ સારી રીતે જાણે છે વળી તેમની મ મજાવવાની શક્તિ પણ અગાધ છે પોતાના ચારિત્રને દૂ ષણ ન લાગે, અને સાધ્વીપણાનો વ્યવહાર મચવાય, તેવી રીતે તેઓ શ્રાવિકાઓને સારો બોધ આપે છે બહેનો! આપણા નગરમા જો આવા સાધ્વીજી ઘણો વખત નિવાસ કરે, તો શ્રાવક પ્રજાના ધર્મ અને વ્યવહાર બને સુધરી જાય આપણુ બૈરાઓમા અજ્ઞાનતાએ જે સજ્જડ વાસ કર્યો છે, તેનો મૂળમાથી ઉચ્છેદન થઇ જાય જે સમયે ચોથો આરો-કાળ ચાલતો હતો, ત્યારે આવાજ મહાસતીઓ ભારતવર્ષ ઉપર વિચરતા હતા, તે શિવાય અજ્ઞાની અબ ળાઓનો ઉદ્ધાર કદિપણ થાયજ નહિ

બહેન લલિતા! આપણા નગરમા અદ્યાપિ કોઇ આવા સાધ્વીજી આવ્યાજ નથી તેમનામા ઉત્તમ સદ્ગુણો સસારાવસ્થામાથીજ વાસ કરી રહેલા હતા, અને પોતાની સ્ત્રીજાતિનો ઉદ્ધાર કરવાનેજ તેમણે ઉંચી જાતની સ્ત્રીકેળ વણી લઇનેજ ચારિત્ર લીધેલું છે બહેન ચચળ! મને તો તેમના એક દિવસના સહવાસથી ઘણો આનદ આવ્યો છે, હમેશા તેમની પાસેજ રહેવાની મારી ઇચ્છા થાય છે

**ચચળ**—આનદા કાકી! જ્યારે તેવા ઉત્તમ સા ધ્વીજીનો યોગ મળી આવ્યો છે, તો પછી ચાલો, આપણે બધા પણ તેમની સાથે હમેશા રહીએ

**આનદા**—ચચળ! આપણાથી હમેશા તેમની પાસે કેમ રહેવાય? કારણ કે આપણે સસારી છીએ, અને તેઓ ત્યાગી છે

લાવીએ હવે થોડી મુદતમા તમારે સાસરે જવાની તૈયારી છે, તે દરમીયાન ગૃહવ્યવહાર તથા ધર્મને લગતી કેટલીએક શીખામણ તમને આપવાની છે, તે ધ્યાન દઇને સાભળો બહેન લલિતા તવા ચચળ ! મારે તમને ખરેખરી વાત જણાવવાની છે, તેમા તમે પૂરતુ લક્ષ આપજો કેટલીએક બુદ્ધિ વિનાની સ્ત્રીઓ વહેમજાળમા પડેછે, તેથી તેમને ઘણું શોષવુ પડે છે કેટલીએક અજ્ઞાન અબળાઓ પોતાના પતિને વશ કરવાના વિચારથી કોઇ ઢોગી બ્રાહ્મણ, યતિ, બાવા, ખાખી અને ગુસાઇ વિગેરે જેઓ ખોટા વેષ કરી લોકોને ઠગવા ફરે છે, તેઓની પાસે છાની રીતે જાય છે, અને તેમની પાસેથી યત્ર, મત્ર કે જડીબુટ્ટી લેવા વાસ્તે મોટી મહેનત કરે છે તે ઢોગી લોકો પણ તે બુદ્ધિ વિનાની સ્ત્રીઓની પાસે પૈસા, ઘરેણુ કે પદાર્થ માગી લે છે, અને તેમને ખોટી ખોટી આશા આપીને નઠારુ આચરણુ શીખવે છે, અને ધર્મથી ભ્રષ્ટ કરે છે કોઇવાર આવા પ્રયોગ અજમાવતા પતિ અને પત્નીની વચ્ચે મોટા ક્લેશ ઉભા થાય છે, પતિ વશ કરવાને બદલે ઉલટુ વિપરીત થાય છે, અને કોઇ વાર તો તેમાથી એકાદ જણનુ મૃત્યુ પણ થઇ જાય છે હે પુત્રી ! આવા નઠારા માર્ગમા તમારે પગનુ પણ ભરવું નહિ જો સ્ત્રીએ પોતાના પતિને વશ કરવો હોય, તો તેણીએ ઉપાય કેવો લેવો જોઇએ ? તે યાદ રાખજો

પોતાના ધણીને વશ કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ પ્રથમ તો પતિ જે જે આજ્ઞા કરે, તે તે પાળવી, અને તેની મરજી પ્રમાણે ચાલવું કદિ ધણી ખોટુ કામ બતાવે, તો તેની પ્રસન્નતા જોઇને તેને આપણો વિચાર જણાવવો, તેમા આપણુ ડહાપણુ ચલાવવું નહિ, તેમ છતા જો પતિની

પોતાના પૂજ્ય વર્ગની આજ્ઞા મેળવીને ચારિત્ર લેવું જોઇએ જે વિધવા સંતતિવાળી હોય, તેણે સંતતિનું શ્રેય થાય તેવી ગોઠવણ કરી, પોતાના પાળકની આજ્ઞા મેળવી ચારિત્ર લેવું યુક્ત છે જે વિધવા સંતતિ વગરની હોય, તેણે જો પોતાના પિતૃગૃહમાં કે શ્વસુરગૃહમાં કોઇ સંભાળ લેવા યોગ્ય જ્યાં સુધી હોય, ત્યાં સુધી તેમનો ત્યાગ કરીને ચારિત્ર લેવું તે અયુક્ત છે આ વિષે તેઓએ ઘણા દૃષ્ટાંતો આપી, સર્વ શ્રાવિકાઓને સમજાવ્યું હતું બેન ચંચળ ! તેમના મુખથી એ વિષય સાંભળીને મને નિશ્ચય થયો છે કે, આપણામાંથી કોઇ પણ ચારિત્રનું અધિકારી નથી

ચંચળ—આનંદા કાકી ! હવે એ વાત તો કોરે રહી, પણ એ વિદ્વાન્ અને પવિત્ર સાધ્વીજીએ બીજા કયા કયા વિષયમાં ઉપદેશ આપ્યો ? તે અમને સંભળાવો

આનંદા—બેન ચંચળ ! તેમના ઉપદેશની જરા પણ છટા મારામાં આવી શકે તેમ નથી તેમની વાણીમાંથી જે અદ્ભૂત, કરૂણા અને શાંત રસનો પ્રવાહ છુટે છે, તે અવર્ણ્ય છે કાલથી તમે બંને બહેનો સવારે જરૂર તેમના ઉપાશ્રયે આવજો ત્યાંથી આવીને પછી આપણે આપણી ઉપદેશ વાર્ત્તા કરીશું

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તે પછી આનંદાએ લલિતા અને ચંચળને ચાલતા ગૃહધર્મનો બોધ આપવાનો આરંભ કર્યો

આનંદા કહે છે—બહેન લલિતા અને ચંચળ ! સાંભળો, હવે આપણે ચાલતા પ્રસંગની વાત આગળ ચ

લાવીએ હવે થોડી મુદતમા તમારે સાસરે જવાની તૈયારી છે, તે દરમીયાન ગૃહવ્યવહાર તથા ધર્મને લગતી કેટલીએક શીખામણ તમને આપવાની છે, તે ધ્યાન દઇને સાભળો બ્હેન લલિતા તથા ચચળ! મારે તમને ખરેખરી વાત જણાવવાની છે, તેમા તમે પૂરતુ લક્ષ આપજો કેટલીએક બુદ્ધિ વિનાની સ્ત્રીઓ વહેમજાળમા પડેછે, તેથી તેમને ઘણું શોષવુ પડે છે કેટલીએક અજ્ઞાન અબળાઓ પોતાના પતિને વશ કરવાના વિચારથી કોઇ ઢાગી બ્રાહ્મણ, યતિ, બાવા, ખાખી અને ગુસાઇ વિગેરે જેઓ ખોટા વેષ કરી લોકોને ઠગવા ફરે છે, તેઓની પાસે છાની રીતે જાય છે, અને તેમની પાસેથી યત્ર, મત્ર કે જડીબુટ્ટી લેવા વાસ્તે મોટી મહેનત કરે છે તે ઢાગી લોકો પણ તે બુદ્ધિ વિનાની સ્ત્રીઓની પાસે પૈસા, ઘરેણુ કે પદાર્થ માગી લે છે, અને તેમને ખોટી ખોટી આશા આપીને નઠાગ આચરણ શીખવે છે, અને ધર્મથી ભ્રષ્ટ કરે છે કોઇવાર આવા પ્રયોગ અજમાવતા પતિ અને પત્નીની વચ્ચે મોટા કલેશ ઉભા થાય છે, પતિ વશ કરવાને બદલે ઉલટુ વિપરીત થાય છે, અને કોઇ વાર તો તેમાથી એકાદ જણનુ મૃત્યુ પણ થઇ જાય છે હે પુત્રી! આવા નઠારા માર્ગમા તમારે પગનુ પણ ભરવું નહિ જો સ્ત્રીએ પોતાના પતિને વશ કરવો હોય, તો તેણીએ ઉપાય કેવો લેવો જોઇએ? તે યાદ રાખજો

પોતાના ધણીને વશ કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ પ્રથમ તો પતિ જે જે આજ્ઞા કરે, તે તે પાળવી, અને તેની મરજી પ્રમાણે ચાલવું કદિ ધણી [illegible] વે, તો તેની પ્રસન્નતા જોઇને તેને આપણો [illegible] વો, તેમા આપણુ [illegible] ગુ ચલાવ [illegible]

દુ ખ થાય છે એટલુ જ નહિ, પણ પછી આપણી સાચી વાતનો કોઈ ભરોસો રાખતુ નથી જુઠુ બોલવામા આવા આવા અનેક નુકશાન છે, માટે જેમ બને તેમ સાચુ બોલવાની ટેવ પાડતા જવું અને જુઠુ બોલનારને આપણી પાસેથી કાઢી મુકવા, અને સાચુ બોલનારનેજ પાસે રાખવા, અને તેમની ઉપર દયા રાખવી

હે દીકરી! આપણા જૈન ધર્મમા ઘણા વ્રત કરવાના છે, તે બધા વ્રત આપણી શક્તિ પ્રમાણે આચરવા તે વ્રતોમા બીજ, પાચમ, આઠમ, અગીયારશ, ચૌદશ અને પુનમ વિગેરે મુખ્ય છે, તથા આપણા ધર્મપુસ્તકોમા ગણેલા ચોવીશ તીર્થંકરોના કલ્યાણક, જ્ઞાનપચમી, મોન એકાદશી, અક્ષયતૃતીયા, પર્યુષણ પર્વના દિવસો અને બીજા જે જે પવિત્ર દિવસો વ્રતને માટે કહેલા હોય, તે દિવસોમા મન, વચન અને કાયાની શુદ્ધિ રાખી શુદ્ધ વ્રત આચરવા, તે દિવસે ઉપવાસ કરી ધર્મધ્યાન કરવું, જો ઉપવાસ કરવાની શક્તિ ન હોય, તો એકાસણુ કરવુ, તે શિવાય જો શક્તિ હોય તો, આંબેલ, છઠ, અઠ્ઠમ વિગેરે તપસ્યા કરવી તે પ્રમાણે બને તેટલું કરવુ, તે સારી વાત છે, પણ જો પોતાનાથી ન બને તેમ હોય, અને સારા પરિણામ વધતા ન હોય, તો અતરમા ઘણુ કષ્ટ વેઠી વેઠીને દુરાગ્રહથી વ્રત કે તપ આચરવુ નહિ, તેમા જે વર્ધતપ કે ઘણા ઉપવાસવાળા મોટા તપ છે, તે તો અનુકૂળતા પ્રમાણેજ કરવા, પણ હે પુત્રી! આપણા પતિની મરજી ન હોય, અથવા ઘરના વડિલ માણસોને અનુકુળ આવતુ ન હોય, તો તેમને નારાજ કરીને તેમની આજ્ઞા વિના વ્રત કે તપ કરવુ નહિ પતિની આજ્ઞા વિના કરેલુ વ્રત કે તપ કાઇ પણ ફળ આપતું નથી કદિ કોઇ દુ

રાગ્રહી પતિ દરેક વ્રત કરવાને આનાકાની કરે, તો તેમને પ્રાર્થના કરી સમજાવી આજ્ઞા મેળવીને વ્રત કે તપ કરવા સૌભાગ્યવતી સ્ત્રીએ પતિની આજ્ઞાથી શક્તિ પ્રમાણે વ્રત કરવા, એ સારૂ છે, પણ ક્લેશ કરીને હઠવડે ઘણા વ્રત કરવા એ બીલકુલ સારૂ નથી.

હે સુવિચારવાળી પુત્રી ! વળી એક વાત યાદ રાખ જે કે, જે ધર્મના માર્ગ આપણા કુળના અથવા પતિએ માનેલો તેને અનુકૂળ વર્ત્તવુ બહેનો ! મૂળ તો આપણો સનાતન જૈન ધર્મ સર્વ પ્રાણીનો છે, પણ તેમાથી કાળે કરીને થયેલા વિચારવાન્ પુરૂષોએ તે મૂળ માર્ગના કોઈ કોઈ અશને મુખ્ય ગણીને જુદા જુદા લોકો પાસે મનાવેલા અનેક માર્ગો છે, અને તે માર્ગને અનુસારે જુદાજુદા ફાટા તથા ગચ્છ પડેલા છે, અને જુદા જુદા ક્રિયામાર્ગ થયેલા છે જેવા કે, જૈન શ્વેતામ્બરી, દિગમ્બરી, તેરા પથી, તપાગચ્છ, અચલગચ્છ, ઢુઢીઆ, લોકા અને બીજા ગચ્છો વગેરે, એવા એક જૈન ધર્મમાથી નીકળેલા અનેક માર્ગો છે, તથા તે શિવાય વેદધર્મ, બૌદ્ધ કે કોઈ નાસ્તિકના માર્ગોમાથી થયેલા અનેક ફાટાઓ પણ છે આ મતને અનુસરનાર સઘળી જાતના મનુષ્ય પ્રાણીઓ સાથે આપણો સબધ કોઇ નિમિત્તથી થાય, તો કોઈના ધર્મરૂપ માનેલા માર્ગની અથવા તેના સિદ્ધાત તથા નીતિ નિયમોની નિદા કરી તેના જીવને ક્લેશ ઉત્પન્ન કરવો નહિ કારણ કે, ધર્મમા વિરોધી થવાથી સાક્ષાત્ તેની નિદા કરનાર ઉપર સહજ વૈર આવે છે, તેથી તેવા કોઇ પણ ધર્મમાર્ગની નિદા કરવી નહિ, પણ ઉલટી તેમના ધર્મમાર્ગમા જે જે ઉત્તમ અને સર્વમાન્ય નીતિઓ હોય, તેની સ્તુતિ કરવી, તેમનો કોઇ નિમિત્તથી તિરસ્કાર કરવો નહિ આ-

દુખ થાય છે એટલુજ નહિ, પણ પછી આપણી સાચી વાતનો કોઈ ભરોસો રાખતુ નથી જુઠુ બોલવામા આવા આવા અનેક નુકશાન છે, માટે જેમ બને તેમ સાચુ બોલવાની ટેવ પાડતા જવું, અને જુઠુ બોલનારને આપણી પાસેથી કાઢી મુકવા, અને સાચુ બોલનારનેજ પાસે રાખવા, અને તેમની ઉપર દયા રાખવી

હે દીકરી! આપણા જૈન ધર્મમા ઘણા વ્રત કરવાના છે, તે બધા વ્રત આપણી શક્તિ પ્રમાણે આચરવા તે વ્રતોમા બીજ, પાચમ, આઠમ, અગીયારશ, ચૌદશ અને પુનમ વિગેરે મુખ્ય છે, તથા આપણા ધર્મપુસ્તકોમા ગણેલા ચોવીશ તીર્થંકરોના કલ્યાણક, જ્ઞાનપચમી, મૌન એકાદશી, અક્ષયતૃતીયા, પર્યુષણ પર્વના દિવસો અને બીજા જે જે પવિત્ર દિવસો વ્રતને માટે કહેલા હોય, તે દિવસોમા મન, વચન અને કાયાની શુદ્ધિ રાખી શુદ્ધ વ્રત આચરવા, તે દિવસે ઉપવાસ કરી ધર્મધ્યાન કરવુ, જો ઉપવાસ કરવાની શક્તિ ન હોય, તો એકાસણું કરવુ, તે શિવાય જો શક્તિ હોય તો, આબેલ, છઠ, અઠમ વિગેરે તપસ્યા કરવી તે પ્રમાણે બને તેટલું કરવુ, તે સારી વાત છે, પણ જો પોતાનાથી ન બને તેમ હોય, અને સારા પરિણામ વધતા ન હોય, તો અતરમા ઘણું કષ્ટ વેઠી વેઠીને દુરાગ્રહથી વ્રત કે તપ આચરવુ નહિ, તેમા જે વર્ષીતપ કે ઘણા ઉપવાસવાળા મોટા તપ છે, તે તો અનુકૂળતા પ્રમાણેજ કરવા, પણ હે પુત્રી! આપણા પતિની મરજી ન હોય, અથવા ઘરના વડિલ માણસોને અનુકુળ આવતું ન હોય, તો તેમને નારાજ કરીને તેમની આજ્ઞા વિના વ્રત કે તપ કરવુ નહિ પતિની આજ્ઞા વિના કરેલુ વ્રત કે તપ કાઈ પણ ફળ આપતું નથી કદિ કોઈ દુ

રાગ્રહી પતિ દરેક વ્રત કરવાને આનાકાની કરે, તો તેમને પ્રાર્થના કરી સમજાવી આજ્ઞા મેળવીને વ્રત કે તપ કરવા સૌભાગ્યવતી સ્ત્રીએ પતિની આજ્ઞાથી શક્તિ પ્રમાણે વ્રત કરવા, એ સારૂ છે, પણ ક્લેશ કરીને હઠવડે ઘણા વ્રત કરવા એ બીલકુલ સારૂ નથી.

હે સુવિચારવાળી પુત્રી ! વળી એક વાત યાદ રાખ જે કે, જે ધર્મનો માર્ગ આપણા કુળનો અથવા પતિએ માનેલો તેને અનુકૂળ વર્તવુ બહેનો ! મૂળ તો આપણો સનાતન જૈન ધર્મ સર્વ પ્રાણીનો છે, પણ તેમાથી કાળે કરીને થયેલા વિચારવાન્ પુરૂષોએ તે મૂળ માર્ગના કોઈ કોઈ અંશને મુખ્ય ગણીને જુદા જુદા લોકો પાસે મનાવેલા અનેક માર્ગો છે, અને તે માર્ગને અનુસારે જુદાજુદા ફાટા તથા ગચ્છ પડેલા છે, અને જુદા જુદા ક્રિયામાર્ગ થયેલા છે એવા કે, જૈન શ્વેતામ્બરી, દિગમ્બરી, તેરા પથી, તપાગચ્છ, અચલગચ્છ, ઢુઢીઆ, લોકા અને બીજા ગચ્છો વગેરે, એવા એક જૈન ધર્મમાથી નીકળેલા અનેક માર્ગો છે, તથા તે શિવાય વેદધર્મ, બૌદ્ધ કે કોઇ નાસ્તિકના માર્ગોમાથી થયેલા અનેક ફાટાઓ પણ છે આ મતને અનુસરનાર સઘળી જાતના મનુષ્ય પ્રાણીઓ સાથે આપણો સબધ કોઇ નિમિત્તથી થાય, તો કોઇના ધર્મરૂપ માનેલા માર્ગની અથવા તેના સિદ્ધાત તથા નીતિ નિયમોની નિદા કરી તેના જીવને ક્લેશ ઉત્પન્ન કરવો નહિ કારણ કે, ધર્મમા વિરોધી થવાથી સાક્ષાત્ તેની નિદા કરનાર ઉપર સહજ વૈર આવે છે, તેથી તેવા કોઇ પણ ધર્મમાર્ગની નિદા કરવી નહિ, પણ ઉલટી તેમના ધર્મમાર્ગમા જે જે ઉત્તમ અને સર્વમાન્ય નીતિઓ હોય, તેની સ્તુતિ કરવી, તેમનો કોઇ નિમિત્તથી તિરસ્કાર કરવો નહિ. આ-

પણે જે ધર્મ પાળતા હોઈએ, તેની જો કોઇ નિંદા કરતું હોય, અથવા કરે, તેવા આપણા ધર્મમાર્ગથી ભ્રષ્ટ અધર્મ તથા અનીતિના વચન સંભળાવતું હોય, તો તેઓને આપણી સત્તામાં હોય, તો એકદમ દૂર કરવા, અને નહિ તો આપણે તેમનાથી દૂર થઇ જવું એટલું તો યાદ રાખવું કે, અનીતિ દેખાડનાર તથા અનીતિમાં ચલાવનાર માર્ગ ધર્મમાર્ગ કહેવાતો નથી, માટે ઉત્તમ નીતિધર્મને પાળવા પળાવવામાં સર્વેનું કલ્યાણ છે કોઇ મૂઢ માણસ કદાચ તે ધર્મમાર્ગના ખરા સિદ્ધાંતને તથા ખરા નીતિ નિયમને જાણતો ન હોય, અથવા તો તે સિદ્ધાંતને ખોટી રીતે સમજીને તથા ઉત્સૂત્ર પ્રરૂપણા કરી, અર્થનો અનર્થ કરી, અનીતિ તથા અધર્મને ધર્મ માની બેઠા હોય, તો તે પશુ સરખા મિથ્યાત્વી માણસ સાથે વાતચિત કરવાનો કે તેની સમીપ રહેવાનો પણ સંબંધ રાખવો નહિ કારણ કે તેવા મિથ્યાત્વીનો સંસર્ગ આપણને સદા કાળ દુ ખ આપનાર તથા અકલ્યાણ કરનાર થઇ પડે છે, તેથી તેવા માણસની ઓળખ પણ કરવી નહિ

હે સદ્ગુણી સુતા ! જે સ્ત્રીને પોતાના ધર્મની ખબર નથી, જે નીતિને પણ જાણતી નથી, તથા ધર્મ તથા નીતિને જાણવાની જેને ઇચ્છા પણ નથી, એવી સ્ત્રી પાપણી તથા શંખણી જાણવી તેવી અધર્મી સ્ત્રી ઘણી દુરાચારી થાય છે, માટે તેવી સ્ત્રીથી હમેશા દૂર રહેવું જે સ્ત્રી ધર્મ તથા નીતિને સમજનારી છે, અને જેનામાં ધર્મ જાણવાની અને સાંભળવાની આતુરતા છે, તે સ્ત્રી ખરેખરી પુણ્યવતી શ્રાવિકા છે તેવી સૌભાગ્યવતી શ્રાવિકાની સાથે બેસવું, ઉઠવું, અને હરેક વખતે નીતિ ધર્મ

સ બ ધી વાતચીત કરતા રહેવુ, અને ખોટી વાતમા કાન પણ દેવો નહિ

હે પુત્રી ! કઇ સ્ત્રી કુલીન કહેવાય, અને કઇ સ્ત્રી કુલીન ન કહેવાય ? તે વિષે તારે ધ્યાન દઇ જાણવાનુ છે કોઇવાર કુલીન સ્ત્રી હોય, પણ જો તે નઠારા કુળની સ્ત્રીની સોબતમા પડે તો તેનામા કુળહીણના જેવા દુરાચાર આવે છે તેવી નઠારી સ્ત્રીઓના સ ગથી ઘણી સ્ત્રીઓમા નઠારી ટેવ આવે છે આ કાળે આપણા લોકોની સ્ત્રીઓમા નઠારી ચાલો ઘણી જોવામા આવે છે કેટલીક સ્ત્રીઓ એક બીજા સાથે હુ કારા તુ કારાથી બોલે છે, તથા હસવામા અને મશ્કરીમા એકબીજીને ગાળો દેછે, તેમજ ન ઘટે તેવા શબ્દો બોલે છે આ ચાલ નીચ કુળની અને મૂર્ખ સ્ત્રીઓમા વધારે હોય છે તેઓના સહવાસથી નાની વયની કાચી બુદ્ધિની છોકરીઓ અથવા સ્ત્રીઓને પણ એવી કુટેવ પડી જાય છે, પછી તે સહજ ઉપાયથી જતી નથી, માટે તેવા નીચ કુળના અથવા ઉંચ કુળના ગણાતા છતા જેનો સ્વભાવ નીચ હોય, તેવા બૈરાની સ ગત કરવી નહિ કારણ કે જેવી સ ગત હોય, તેવા દોષ તેનામા આવે છે વળી તેવી નીચ કુળની તથા નીચ સ્વભાવની કુછ દી સ્ત્રીઓમા એક મોટી કુટેવ હોય છે કે, જે સહજ કારણ માટે તેઓ એકદમ માહોમાંહે લડી પડે છે, તથા પાછળથી જાહેર રીતે સામસામા એકબીજાને ગાળો દઇને લડે છે, તે વખતે તેઓ ઘણા દિવસની પ્રીતિને તથા કરેલા ઉપકારને ભુલી જઇને તત્કાળ વૈર ઉભુ કરે છે, અને નહિ બોલી શકાય તેવા શબ્દો પણ બોલે છે દીકરી ! આવી અધમ સ્ત્રીથી દૂર રહેવુ, એ સદા લક્ષમા રાખવુ એવી અધમ સ્ત્રી લોકની તથા કુળની મર્યાદા તથા પ્રીતિના સર્વ

નિરમોને ભુલી જાય છે, અને જાહેર રીતે લોકોની સામે ઘરમા અથવા તો ઘરની બાહેર નીકળીને મોટો વિરોધ જણાવે છે, ગાળો દેછે, થોડો અપરાધ હોય, તોપણ જુઠુ બેની ઘણો અપરાધ પ્રગટ કરે છે, સઘળી ગુહ્ય વાત બીજાની આગળ પ્રગટ કરે છે, અને લોકોની આગળ પોતાને નિરપરાધી જણાવે છે, તેથી બીજી તેના જેવી નીચ સ્વભાવની સ્ત્રીઓ પણ તેના આ નઠારા આચરણને ટેકો આપે છે, અને લડાઇને વધારાવે છે હે ભલી પુત્રી ! આટલી વાત તો હ્રદયમા રાખજે કે, સૌથી પ્રથમ તો નીચા કુળની, નીચી જાતિની અથવા નીચ સ્વભાવની સ્ત્રીની સાથે કદી સગત કરીશ નહિ, અને કદિ જો ભોગયોગે તેનો સબધ થાય, તો મૃગવીજ તેવી નીચ સ્ત્રીની સાથે વારવાર બેસી, પ્રીતિથી વાતો કરવાનો અભ્યાસ રાખીશ નહિ, અને તેમ કરતા વાત કરવાનો પ્રસગ આવે, તો આપણા ઘરની ગુહ્ય છિદ્રરૂપ ગુપ્ત વાર્ત્તા તેની આગળ પ્રગટ કરીશ નહિ આમ છતા જો તે મૂર્ખ સ્ત્રી આપણી સાથે કજીઓ કરવાનો ઉપાય રચે તો આપણે નમી જવુ, તેની સામે બોલી લડવુ નહિ, અને ઘરમાથી બાહેર નીકળીને કદાપિ પણ ઉચે શબ્દે બોલી લડવુ નહિ દુષ્ટ સ્ત્રીની હજાર ગાળ ખાવી, પણ સામી તેને એકે ગાળ દેવી નહિ, અને ત્યાથી દૂર નાશી ઘરના ખુણામા બેસી રહેવુ, અને તેની ગાળો કે નઠારા વચનો સભારી મનમા ખેદ કરવો નહિ, અને બગવુ નહિ આપણો અપરાધ નહિ છતા પણ કોઇ આપણો અપરાધ માને, અને તે બદલ ક્ષમા માગવાથી જો તે લડાઇ પતતિ હોય, તો તે દુર્બુદ્ધિ સ્ત્રીની પાસે ક્ષમા માગી તે કલેશ મટાડવો, પણ વધારવો નહિ

હે સુલક્ષણી સુતા ! હવે તને ખાસ એક વાત કહે

વાની છે કે, કાચા કાન રાખવા નહિ કોઇ માણસ સ્-
ધુમ તેણી હોય, તે કોઇની સાચી જુઠી વાત આપણને
આવીને કહે, તેનો ખરો તપાસ તથા વિચાર કર્યા વિના
તે વાતને સાચી માની બેસવુ, તે કાચા કાન કહેવાય છે
જે માણસ તેવી સાચી જુઠી વાત આપણી આગળ કરે,
તેની પ્રથમ પરીક્ષા કરી જાણવુ કે, એ વાત કહેનાર મા-
ણસ કેટલા વજનનું છે? કેવા પ્રકારનું છે? અને આવી
વાત કહેવામા તેનો શો હેતુ છે? તેવો વિચાર કર્યા પછી
માનવાજોગ વાત હોય, તો તે માનવી, અને પછી તે બા
બતમા જો આપણને નુકશાન થવા જેવુ હોય, તો તેનો
વિચાર કરી એવો બદોબસ્ત કરવો કે, આપણને નુકશાન
થાય નહિ, અને જો બીજાને નુકશાન થવા જેવુ જણાય,
અને આપણા કોઇ ઉપાયથી તેનો બચાવ થતો હોય, તો
તે ઉપાય દેખાડવો, અથવા ઘટે તો આપણે કરવો, પણ
તેવી વાત સાભળીને કદાપિ પૂરતો વિચાર કર્યા વગર તે
વાત જાહેરમા ન મૂકવી જો તે વાત વિશ્વાસુ માણસથી
સાભળી હોય, તોપણ તે વાર્તાનું સ્વરૂપ જોઇને તરત તે
વાતને ભુલી જવા જેવુ કરવુ, અને કોઇને કહેવુ નહિ,
કોઇની વાત બીજાને મોઢેથી સાભળી, તે વાતને સાચી
માની એકદમ કોઇ ગરીબ નિરપરાધી પ્રાણીને નુકશાન
પહોચાડવુ નહિ, પણ તેની પાકી તપાસ કરીને તેનો એ-
વો બદોબસ્ત કરવો, કે જેથી આપણને તથા કોઇને નુ-
કશાન થાય નહિ

હે બુદ્ધિશાળી પુત્રી લલિતા! આ જગતમા માણ
સની પરીક્ષા કરવી, એ ખરેખર કઠિણ કામ છે કોઇનું
અતકરણ બાહેરથી જોવામા આવતું નથી, તેથી ગુપ્ત વ
સ્તુની પરીક્ષા કરવામા ઘણી વખત સશય રહી જાય છે

બુદ્ધિમાન્ પુરૂષો મનની પરીક્ષાને માટે કહે છે કે, જેમ સોનાની પરીક્ષા કસોટી કરીને, કાપીને, તાવીને અને ટીપીને એમ ચાર પ્રકારે થાય છે, તેમ માણસની પરીક્ષા જ્ઞાનથી, શીળ–સારી ચાલથી, ગુણથી અને કર્મથી થઇ શકે છે, તે શિવાય તેના બોલવા ચાલવા ઉપરથી પણ તેની પરીક્ષા થઇ શકે છે વળી કોઇ માણસની સહજ અનુભવથી પરીક્ષા કરી, પછી વિચાર કર્યા વગર તેનો તિરસ્કાર કરવો નહિ જેની સાથે આપણે કામ પાડવુ હોય, અથવા વ્યવહાર બાધવો હોય, તેના જુદા જુદા લક્ષણની પરીક્ષા કરીને પછી વધારે સબધ બાધવો, અને ખરો સબધ બધાયા પછી પણ જ્યા સુધી તે માણસ ખરા વિશ્વાસનુ પાત્ર ન જણાય, ત્યા સુધી આપણા અતરનો હાર્દ તેને આપવો નહિ

હે સદ્ગુણી પુત્રી ! વળી એક વાત ધ્યાનમા રાખવાની છે કે, ચાડીયા માણસોથી હમેશા ડરતું રહેવુ જેને ચાડી ખાવાની ટેવ હોય, એવા ચાડીયા માણસ ઉપર વિશ્વાસ રાખવો નહિ એ નઠારી ટેવવાળા માણસો ચાડી કર્યા કરે છે, અને તેને કોઇ જાતનો ડર હોતો નથી તેઓ કેટલાક ભોળા મનના લોકો પાસે કોઇ બીજાની વાત આવીને કહે, એટલે તેને પોતાના ગણે છે પણ કેટલાએક એવા ચાડીઆ માણસો હોય છે કે, જેઓ એકબીજાની ચાડી કરી, પરસ્પર કજીઓ કરાવે છે તેઓ બીજાની વાત જેમ આપણા આગળ કરે છે, તેમ આપણી વાત પણ બીજા આગળ કરતા ડરશે નહિ તેથી એવા ચાડીઆ માણસોનો વિશ્વાસ કરવો નહિ આપણે પણ એવો હલકો સ્વભાવ રાખવો નહિ એકની વાત બીજાને કરવી, અને તેની વાત ત્રીજાને કરવી, એવો સ્વભાવ રાખવો નહિ કારણ

કે, એવો સ્વભાવ રાખવાથી ધીરે ધીરે બે વાત ખોટી વધારીને કરવાની ટેવ પડે છે, તેથી જુઠું બોલવાની ટેવ પડે છે, અને એમ કરતાં પછી ઘણે દિવસે બીલકુલ ખોટી વાત કરવાનું મન થાય છે હે પુત્રી ! આ નઠારી ટેવ જો પડી જાય, તો પછી લોકોમા આપણો પતીયાર ચાલ્યો જાય છે કોઈની વાત સાચી હોય, અને તે ખરા કારણસર બીજાને કહેવી પડે તો કહેવી, પણ પ્રસંગ વિના કોઈની વાત કોઈની આગળ કરવી નહિ, અને એવી ખરી ખોટી વાત કરનાર ચાડીઆ માણસને આપણા ખાનગી વ્યવહારમા ભેળવવા નહિ કેમકે તે આપણી ખાનગી વાતો જાણીને બીજાની આગળ કહેતા ફરે છે આવા માણસો વખતે બેસમજથી કોઈના જીવનુ જોખમ પણ કરી નાંખે છે કેટલાક મૂર્ખ લોકોને એવી ટેવ હોય છે કે, આખા દિવસમા ગમે તેની પણ ખરી ખોટી વાત શોધી લાવવી, અને બીજાને કહેવી કેટલાએક બુદ્ધિ વિનાના માણસોનો એવો સ્વભાવ હોય છે કે, ગમે તેની ખરી ખોટી વાતો કરનાર ચાડીઆ માણસ ઉપર પ્રીતિ કરી, તેમને સાધીને લોકોની વાત તેમના મુખથી સાભળીને રાજી થવુ આ બન્ને ટેવ સારી નથી, માટે તેનાથી જરૂર દૂર રહેવુ જે માણસ ખરી અગત્ય જેટલી વાત કહે, તથા સાભળે, તે માણસ ઉત્તમ પંક્તિમા ગણાય છે

ધર્મદાસશેઠ કહે છે–હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને અને ચંચળને શીખામણ આપે છે, તેવામા ચંચળે આનંદાને આ પ્રમાણે કહ્યું —

ચંચળ—આનંદા કાકી ! તમે જુઠુ બોલવામા મોટુ પાપ કહ્યુ, તે જાણી મને ઘણો પશ્ચાત્તાપ થાય છે આ

બુદ્ધિમાન્ પુરૂષો મનની પરીક્ષાને માટે કહે છે કે, જેમ સોનાની પરીક્ષા કસોટી કરીને, કાપીને, તાવીને અને ટી પીને એમ ચાર પ્રકારે થાય છે, તેમ માણસની પરીક્ષા જ્ઞાનથી, શીળ–સારી ચાલથી, ગુણથી અને કર્મથી થઇ શકે છે, તે શિવાય તેના બોલવા ચાલવા ઉપરથી પણ તેની પરીક્ષા થઇ શકે છે વળી કોઇ માણસની સહજ અનુભ વથી પરીક્ષા કરી, પછી વિચાર કર્યા વગર તેનો તિરસ્કાર કરવો નહિ જેની સાથે આપણે કામ પાડવુ હોય, અથવા વ્યવહાર બાંધવો હોય, તેના જુદા જુદા લક્ષણની પરીક્ષા કરીને પછી વધારે સબંધ બાંધવો, અને ખરો સબંધ બંધાયા પછી પણ જ્યા સુધી તે માણસ ખરા વિશ્વાસનુ પાત્ર ન જણાય, ત્યા સુધી આપણા અંતરનો હાર્દ તેને આપવો નહિ

હે સદ્ગુણી પુત્રી ! વળી એક વાત ધ્યાનમા રાખ વાની છે કે, ચાડીયા માણસોથી હમેશા ડરતું રહેવુ જેને ચાડી ખાવાની ટેવ હોય, એવા ચાડીયા માણસ ઉપર વિ શ્વાસ રાખવો નહિ એ નઠારી ટેવવાળા માણસો ચાડી કર્યા કરે છે, અને તેને કોઇ જાતનો ડર હોતો નથી તેઓ કેટલાક ભોળા મનના લોકો પાસે કોઇ બીજાની વાત આ વીને કહે, એટલે તેને પોતાના ગણે છે પણ કેટલાએક એવા ચાડીઆ માણસો હોય છે કે, જેઓ એકબીજાની ચાડી કરી, પરસ્પર કજીઓ કરાવે છે તેઓ બીજાની વાત જેમ આપણા આગળ કરે છે, તેમ આપણી વાત પણ બીજા આગળ કરતા ડરશે નહિ તેથી એવા ચાડીઆ માણસોનો વિશ્વાસ કરવો નહિ આપણે પણ એવો હલકો સ્વભાવ રાખવો નહિ એકની વાત બીજાને કરવી, અને તેની વાત ત્રીજાને કરવી, એવો સ્વભાવ રાખવો નહિ કારણ

છે, એવો સ્વભાવ રાખવાથી ધીરે ધીરે બે વાત ખોટી
વધારીને કરવાની ટેવ પડે છે, તેથી જુઠું બોલવાની
ટેવ પડે છે, અને એમ કરતાં પછી ઘણે દિવસે બીલકુલ
ખોટી વાત કરવાનું મન થાય છે હે પુત્રી ! આ નઠારી
ટેવ જો પડી જાય, તો પછી લોકોમા આપણો પતીયાર
ઉઠી જાય છે કોઈની વાત સાચી હોય, અને તે ખરા
કારણસર બીજાને કહેવી પડે તો કહેવી, પણ પ્રસંગ વિના
કોઈની વાત કોઈની આગળ કરવી નહિ, અને એવી ખરી
ખોટી વાત કરનાર ચાડીઆ માણસને આપણા ખાનગી વ્ય

શથી ઘણીવાર જુઠુ બોલી જવાય છે, અને તે કુટેવથી મને ઘણો પશ્ચાતાપ થાય છે, પણ વળી પાછી તેમા ભુલ ખાઈ જાઉં છુ

આનદા—બહેન ચચળ ! એ ટેવ તો ઘણીજ ખરાબ કહેવાય છે જુઠુ બોલવુ, તેના જેવુ બીજુ કોઈ પાપ નથી તેમા પણ આપણ સ્ત્રી જાતિમા જો એ કુટેવ હોય, તો તેથી આપણને ઘણુ જ નુકશાન થાય છે, તેથી તે ન હારી ટેવ છોડી દેજે જો એ ટેવ હશે, તો સાસરીયામા તારો બોજ બીલકુલ પડશે નહિ બહેન ચચળ ! તને એવી ટેવ કયાથી પડી ?

ચચળ—કાકી ! તમે મારા ધર્મમાતા છો, તેથી તમારી આગળ જે સાચી વાત હોય, તે કહી દેવી જોઈએ મારી મા પોતેજ ઘણીવાર મારા બાપા પાસે જુઠુ બોલે છે, અને મારી પાસે જુઠુ બોલાવે છે કોઇ વાર ઘરમા ઘી, ગોળ વિગેરે ખાવાના પદાર્થ હોય, અને તે પોતાને ખાવાને માટે છુપા રાખવા હોય, તો મારા બાપને મારી આગળ કહેવરાવે કે, ઘરમા તે પદાર્થ નથી, માટે લાવજો કેટલીક વાર તો મે મારી માને કહેલ કે, બા ! આપણા ઘરમા ઘી ઘણુ છે, તે છતા જુઠુ બોલી શામાટે મગાવે છે ? એક વખતે મે ઉપાશ્રયમા કોઇ સાધુજી પાસેથી સાભળ્યુ હતુ કે, ખોટુ બોલવામા ઘણુ પાપ છે તે પછી મે તે વાત મારી માને કહેવી હતી, ત્યારે મારી માએ કહ્યુ કે, પણ ગૃહસસારી માણસને ખોટુ બોલ્યા વિના ચાલેજ આ સસારનો વ્યવહાર ખોટા ઉપરજ રહેવો છે મને ખોટુ બોલવાની શકા ન રહી, અને હાલતા

ચાલતા ખોટુ જ બોલવા માડ્યુ, જે ટેવ હજુ સુધી પણ જતી નથી

આનંદા—બહેન ચંચળ ! આ તારો દાખલો સ્ત્રી કેળવણીને પુષ્ટિ આપે છે જો માતાએ સ્ત્રી કેળવણી લીધી હોય, તો તેના સતાનમા કોઇ જાતની નઠારી ટેવ આવતી નથી માતાએ આપેલી શિક્ષા બાળકને ઘણી કીંમતી થઇ પડે છે જો તારી માતાએ સ્ત્રી કેળવણી લીધેલી હોત, તો તને ખોટુ બોલવાને કદિ પણ કહેત નહીં, તેમજ પોતે પણ કદિ ખોટુ બોલત નહિ બહેન ચંચળ ! હવેથી તુ કદિ પણ ખોટુ બોલીશ નહિ, તેમજ તારી માતા પણ ખોટુ ન બોલે, તેમ વિનયથી જણાવજે આપણા જૈન શાસ્ત્રમા ખોટુ બોલવાને માટે ઘણો દોષ કહેલો છે

ચંચળ—આનંદા ડાહી ! જૈન ધર્મમા ખોટુ બોલવા વિષે શુ કહ્યુ છે ? તે મને કહો, જેથી હુ મારી માતાને તેનુ પ્રમાણ આપીને નિવેદન કરૂ

આનંદા—બહેન ચંચળ ! સાવધાન થઇને સાભળજે આપણા જૈન ધર્મમા સાધુ અને ગૃહસ્થને ચારિત્ર ધર્મ પાળવાનુ કહેલુ છે એ ચારિત્ર ધર્મના સર્વચારિત્ર અને દેશચારિત્ર એવા બે ભેદ છે, તેમા જે સર્વચારિત્ર છે, તેને સાધુ પાળી શકે છે, અને બીજુ જે દેશચારિત્ર છે, તે ગૃહસ્થ શ્રાવકને પાળવાનુ છે તે દેશચારિત્રના બાર ભેદ છે, જે ગૃહસ્થના બાર વ્રત કહેવાય છે તેમા સ્થૂળ પ્રાણાતિપાત વિરમણ નામે પહેલુ વ્રત છે, જે મે સંક્ષેપમા ગઇવાર તને જણાવ્યુ છે.

બીજુ સ્થૂળ મૃષાવાદ વિરમણ નામે વ્રત છે, તે ગૃહસ્થ

શ્રાવક અને શ્રાવિકાએ પાળવુ જોઇએ આ વ્રત લઇને શ્રાવક તથા શ્રાવિકાએ જુઠુ ન બોલવુ, એવો નિયમ ધારણ કરવાનો છે જે શ્રાવક શ્રાવિકા જુઠુ બોલે, તો તે પોતાના ગૃહસ્થ ધર્મથી વિમુખ થઇ દોષનુ પાત્ર થાય છે સાધુ હોય, તે બારીક રીતે પણ જુઠુ બોલી શકતો નથી, અને શ્રાવક તથા શ્રાવિકા ગૃહવ્યવહારમા રહેલા છે, તેમનાથી જુઠાની બારીકી સચવાતી નથી, માટે તેમણે મોટા જુઠાનો ત્યાગ કરવાનો છે તે મૃષાવાદ ( જુઠા ) ના બે ભેદ છે **દ્રવ્ય મૃષાવાદ અને ભાવ મૃષાવાદ** એવા બે ભેદ છે સસારને લગતાં તેમજ વ્યવહારને લગતા પ્રસગમા જાણતા અજાણતા જે જુઠુ બોલવુ, તે દ્રવ્ય મૃષાવાદ કહેવાય છે, અને બધી પુદ્ગળ વિગેરે જડ વસ્તુને આત્મા પણાની બુદ્ધિથી પોતાની કહેવી, તથા રા ı, દ્વેષ અને લેશ્યાથી શાસ્ત્રમા ન હોય તેવુ વિરૂદ્ધ બોલવુ, તેમજ શાસ્ત્રના સાચા અર્થને કુયુક્તિથી વિપરીત કરી કહેવા, તે ભાવ મૃષાવાદ કહેવાય છે આ વ્રત પાળવામા ઘણો શુદ્ધ ઉપયોગ તેમજ સાવધાની રાખવી પડે છે આ વ્રતનો ભ ı ગવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર આ ત્રણે જડમૂળથી જતા રહે છે, અને જુઠુ બોલનાર મરીને નઠારી ગતિમા જાય છે એટલુજ નહિ, પણ તે અનત સસારી તથા દુર્લભ બોધી થઈ જાય છે

પ્રિય બહેન ચચળ ! આ મૃષાવાદના પાચ મોટા ભેદ કહેલા છે આપણા ઉપકારી શાસ્ત્રકારોએ દીર્ઘ વિચાર કરી નિશ્ચય કર્યો છે કે, માણસને પાચ ઠેકાણે જુઠુ બોલવાનો પ્રસગ આવે છે, અને તે પાચે ઠેકાણે જુઠુ બોલવાથી ઘણો અનર્થ થાય છે, માટે તેઓએ તે મૃષાવાદના પાચ ભેદ પાડેલા છે, તે તુ એક ચિત્તે સાભળ

તેનો પહેલો ભેદ કન્યાલીક એટલે કન્યાને માટે જુઠું કહેવુ તે કોઇ પોતાના મેળાપીની કન્યા હોય, તેનુ વેવિશાળ કરવાનો પ્રસ ગ હોય, તે વખતે કન્યાની માગણી કરનારા પુછે કે, કન્યા કેવી છે ? તે પ્રસ ગે સ બ ધીની પ્રીતિના કારણથી તે કન્યામા જે દૂષણ હોય તે છુપાવવા વળી કન્યામા ગુણ ન હોય, તે છતા તેને અધિક ગુણવાળી કહેવી વળી એટલે સુધી કહે કે, આ કન્યા નિર્દોષ, કુળ વાન્ અને સારા લક્ષણવાળી છે, આવી દેવાગના સમાન કન્યા તમને મળવી મુશ્કેલ છે આવુ જુઠું કહેવુ, તે કન્યાલીક કહેવાય છે જો કદિ કન્યાના માતાપિતાની સાથે દ્વેષ હોય, તે કન્યા નિર્દોષ હોય, તે છતા તેને દોષવાળી લક્ષણ વગરની તથા માજરી આખવાળી કે સર્પણ છે એમ કહે, અને તે કન્યાનો સ બ ધ કરવા ઈચ્છનારને એટલે સુધી કહે કે, જો તમે તે કન્યાની સાથે સ બ ધ જોડશો, તો જરૂર પશ્ચાત્તાપ કરશો એ પ્રમાણે છતાને અછતા અને અછતાને છતા દૂષણો કહેવા, તે કન્યાલીકના જુઠાનુ મહા પાપ છે પ્રથમ તો વ્રતધારી શ્રાવક કે શ્રાવિકાએ કોઇ સગાઇ સ બ ધના ઝઘ ડામા પડવુ નહિ, તેમ છતા કદાપિ પોતાના સગા કે મિત્ર હોય, અને તેઓ પુછે, તો તે પ્રસ ગે સાચેસાચુ કહેવુ કદિ પણ અસત્ય બોલવુ નહીં, આ કન્યાલીકના પહેલા ભેદમા બે પગવાળા સર્વ માણસને માટે જે જુઠું કહેવુ, તેનો સમાવેશ થઇ જાય છે

મૃષાવાદનો બીજો ભેદ ગવાલીક એટલે ગાય વિગેરે ચોપગા પ્રાણીને માટે જુઠું બોલવુ તે છે હાથી, ઘોડા, બળદ, અને ભેસ વિગેરેને માટે જે કાઈ જુઠું [illegible]
તે [illegible] ગણાય છે,

મૃષાવાદનો ત્રીજો ભેદ ભૂમ્યલીક એટલે જમીનને માટે જુઠું બોલવુ, તે કહેવાય છે બીજાની જમીનને પોતાની કહેવી, તેમજ બીજાની જમીનને ત્રીજાની કહેવી, તે શિવાય ઘર, હવેલી, વાડી, વૃક્ષ વગેરે સર્વ સ્થાવર પરિગ્રહને માટે જુઠુ બોલવુ, તે બધુ તેમા ગણાય છે

મૃષાવાદના ચોથા ભેદમા કોઇની થાપણ ઓળવવાનુ જુઠ આવે છે કોઈ માણસ પ્રતીતિવાળા આપણને જાણી, પોતાની કાઈ વસ્તુ સાક્ષી રાખ્યા વિના તેમજ લખત કરા યા વિના સોપી જાય, અને પાછો તે માગવા આવે, ત્યારે આપણે ઇનકાર કરીએ, અને જુઠુ બોલી તેની થાપણ ઓળવીએ, એ મહા પાપ છે, અને પાપ જુઠુ બોલવાથી થાય છે

મૃષાવાદનો પાચમો ભેદ **કૂટસાક્ષી** એટલે કોઇની ખોટી સાક્ષી પુરવાનો છે કોઇ શ્રાવિકાને કોઇ બીજા ની સાથે ટટો થયો, ત્યારે તેનુ નિરાકરણ કરતી વખતે બીજી શ્રાવિકા આવીને ખોટી રીતે સાક્ષી પુરે, કે હા, મે તેને તે કામ કરતા નજરે જોઇ છે, અથવા અમુક વચન તેણીના મુખથી સાભળ્યા છે, તેવી રીતે પચ કે ન્યાય કાર્ટ આગળ સાક્ષી આપવી, તે પણ જુઠમા ગણાય છે

હે પુત્રી ચચળ ! આ પાચ ભેદનો અર્થ બરાબર સમજીને શ્રાવક અને શ્રાવિકાએ કદિ પણ જુઠુ બોલવુ નહીં શ્રાવિકા જુઠુ ન બોલે, તેને માટે આ ખાસ ગૃહસ્થનુ બીજુ વ્રત કહેલુ છે હવેથી તારે કદિ પણ જુઠુ બોલવુ નહીં જુઠુ બોલવાથી ધર્મથી ભ્રષ્ટ થવાય છે, અને આ લોકમા નિદા અને પરલોકમા દુર્ગતિ થાય

છે દરેક શ્રાવક અને શ્રાવિકાએ મૃષાવાદ વિરમણવ્રત લેવુ જોઇએ જ્યા સુધી એ વ્રત લીધુ ન હોય, ત્યા સુધી શુદ્ધ શ્રાવકપણુ આવતુ નથી.

ચ ચળ—આન દા કાકી ! જુઠું ન બોલવા માટે તમે તે વ્રત કહ્યુ તે બરાબર છે, પણ કોઇવાર અજાણપણે માણસથી તે પાપ થઇ જાય, તો તેના વ્રતનો ભગ થાય કે નહીં ? વ્યવહારને લઇને કોઇ વાર જાણપણે પણ ખોટુ બોલવુ પડે છે, અને કરવુ પડે છે, તો તેને માટે આપણા શાસ્ત્રમા શુ કહેલુ છે ? તે મને સમજાવો

આનંદા—બહેન ચ ચળ ! પ્રથમ તો શ્રાવકે જાણપણે કે અજાણપણે ખોટુ બોલવુ કે કરવુ ન જોઇએ, પણ કદિ અજાણપણે અથવા વ્યવહારને લઇને જાણપણે જો જુઠુ બોલાય, કે ખોટી રીતે ચલાય, તો તેને માટે આપણા શાસ્ત્રમા આલોયણા એટલે પ્રાયશ્ચિત લેવાનુ કહેલુ છે, તેથી કરીને અજાણપણે કરેલા દોષ કેટલેક ભાગે દૂર થઇ જાડે છે

ચ ચળ—કાકી ! તેની આલોયણા શી રીતે લેવાય ? અને તે કોણ આપી શકે ?

આન દા—બહેન ચ ચળ ! આલોયણાનો અર્થ પ્રાયશ્ચિત થાય છે કરેલા પાપને માટે જ્યારે પશ્ચાતાપ એટલે પસ્તાવો થાય છે, ત્યારે તે દોષ દૂર કરવાને શાસ્ત્રમા જુદાજુદા તેના પ્રાયશ્ચિતો દર્શાવ્યા છે, તે આપણા વિદ્વાન્ ધર્મગુરૂજી આપી શકે છે

ચ ચળ—આન દા કાકી ! એક મારે તમને બીજુ પુછવાનુ છે કે, એક વખતે હુ સાધ્વીજીના ઉપાશ્રયમાથી

આવતી હતી, તે વખતે મારી સાથે બે શ્રાવિકાઓ ચાલી આવતી હતી, તેવામા એક શ્રાવિકાએ બીજીને કહ્યુ કે, આજે ઉપાશ્રયમા મે એક મારી પોતાની છાની વાત સા ભળી, તેથી મને ઘણોજ ખેદ થાય છે આ વાત મેં કોઇને કહી નથી, ફક્ત મારા ધણી એકલાનેજ કહી છે મારો ધણી સુજ્ઞ અને સમજુ શ્રાવક છે, તે કદિ પણ આવી વાત કરે નહિ, પણ મને ખાત્રી છે કે, મે એ વાત તેના શિવાય બીજા કોઇને કહી નથી આ સાભળી બીજી સ્ત્રીએ કહ્યુ, બ્હેન ! એ વાત કરનાર બાઇ તારા ધણીને ઓળખે છે ? અથવા તેણીની સાથે રહેવાનો તેને પ્રસગ છે ? ત્યારે તે સ્ત્રી બોલી—તે વાત કહેનારી સ્ત્રીનો પતિ મારા ધણીનો મિત્ર થાય છે, અને તે તેને ઘેર ઘણીવાર જાય છે આથી કરીને તે વાત થવાનો સભવ છે, ત્યારે બીજી સમજુ શ્રાવિકાએ કહ્યુ કે, બ્હેન ! કદિ પ્રસગને લઇ તારી છાની વાત તારા પતિએ પ્રગટ કરી, અને તેમા તેની ભુલ થઇ છે, પણ તે વિષેનો વધારે કલેશ કરીશ નહિ કારણ કે, માણસથી ઘણીવાર ભુલ થઇ જાય છે તું સદ્ગુણી શ્રાવિકા છે, તારા જેવી સુજ્ઞ શ્રાવિકાથી પતિને દુખ થવુ ન જોઇએ, પણ આ વાત તારા પતિને જાહેર કરજે કારણ કે તે ધર્મી અને આસ્તિક શ્રાવક છે, તેને આ મૃષાવાદનો અતિચાર લાગ્યો છે, તેથી જો તેને આ વાતની માલુમ પડે, તો તે મૃષાવાદના અતિચારની ગુરૂ પાસેથી આલોયણા લઇ શુદ્ધ થઇ શકે તે સાભળી બીજી શ્રાવિકાએ કહ્યુ, બ્હેન ! તારા કહેવા પ્રમાણેજ હુ કરીશ મારા ધાર્મિક હૃદયના પતિને હુ જરાપણ દુભવીશ નહિ તેમજ તેમણે કરેલા આ મૃષાવાદના અતિચારની આલોયણા પણ કરાવીશ આનદ થાકી ! આ પ્રમાણે વાત કરતી તે બને

શ્રાવિકાઓ ચાલતી થઇ, અને મારૂ ઘર આવ્યુ, એટલે હુ ત્યાંથી જુદી પડી આ વાત સાભળી હતી, ત્યારથી મને શકા થયા કરતી હતી કે, મૃષાવાદ શુ હશે? અને તેના અતિચાર કેવી રીતે લાગતા હશે? આ વિષે મારે તમને પુછવાનુંજ હતુ, પણ બીજા પ્રસગની ધર્મવાર્ત્તામા તે વાતનો ખુલાસો થઇ શકતો ન હતો આજે પ્રસગને લઇને તમે મૃષાવાદ વિષે મને સારી રીતે સમજણ આપી, પણ અતિચાર વિષે હુ કાઇ સમજતી નથી, તો કૃપા કરીને મને તે વિષે સમજાવો

આનદા—બ્હેન ચચળ ! તે તો ખરેખરૂ જાણવા લાયક છે તે વિષે તે ઠીક પુછ્યુ, અતિચારનો વિષય ઘણો બારીક છે, અને તે મનન કરીને સમજવા જેવો છે સાધુ અને ગૃહસ્થને જે વ્રત કહેલા છે, તેના દરેક વ્રતના જુદા જુદા અતિચાર લાગે છે, અને તેમા ઘણી બારીકી રહેલી છે હવે તને અતિચાર વિષે સમજાવુ, તે તુ લક્ષ દઈને સાભળજે આમ બોલવાથી મારૂ વ્રત ભાગશે નહિ, એમ વ્રત પાળવાની અપેક્ષા રાખી, જે વિરૂદ્ધ આચરણ કરવુ, તેનુ નામ અતિચાર કહેવાય છે

મૃષાવાદના અતિચારમા પહેલો અતિચાર સાહસા-ભ્યાખ્યાન એવે નામે કહેવાય છે તેનો અર્થ એવો થાય છે કે, વિચાર કર્યા વગર કોઇની ઉપર આળ નાખવુ, એટલે કોઇ પુરૂષ વા સ્ત્રીને કલક આપવુ કે, તુ વ્યભિચારી છે, ચોર છે, અને જુઠુ બોલનાર છે આ પ્રમાણે કહેવુ, તે કદિ સાચુ હોય, તોપણ તેને જુઠામા ગણેલુ છે શ્રાવક કે શ્રાવિકા કોઇનો દૂખીતો અવગુણ જુવે, તોપણ તેને જરા પણ દુ ખ થાય તેવુ પોતાના મુખથી બોલે નહિ, તો પછી કલક તો કેમ આપે ?

બીજો અતિચાર રહસ્યાભ્યાખ્યાન એવા નામનો છે જેનો અર્થ કોઇ એકાતમા રહેલાને કલક અથવા આળ ચડાવવુ એવો થાય છે કોઇ એક બે પુરૂષ એકાતે બેસી કાઇક મત બાધતા હોય, અથવા એક બે સ્ત્રીઓ એકાતે બેશી કાઇક વિચારતી હોય, તેમની ઉપર ખોટુ આળ ચડાવવુ તે પુરૂષોને કહેવુ કે, તમે રાજ્ય વિરૂદ્ધ પ્રપચ કરો છો, એમ કહી રાજાના માણસો આગળ તેમની ચુગની ખાઇ, તેમને દડ અપાવવો તે, અથવા બે સ્ત્રીઓને કહેવુ કે, તમે રાજાના મત્રીના અથવા ગામના મનુષ્ય ગૃહસ્થની નિદા કરો છો, અને તેમના ભુડાને માટે ચિતવો છો એમ કહી, તે મત્રી કે ગૃહસ્થને તે વાત જણાવી, તેમને શિક્ષા કરાવવી, અથવા ઠપકો કરાવવો, એ રહસ્યાભ્યાખ્યાન નામે જુઠ પણાનો બીજો અતિચાર છે આ વાત કદિ સાચી હોય, તોપણ તે જુઠામા ગણાય છે

મૃષાવાદનો ત્રીજો અતિચાર સ્વદારામત્રભેદ એવા નામનો છે પોતાની સ્ત્રીએ કાઇ વાત છાની રીતે કહેલી હોય, તે વાતને તેનો પતિ લોકોમા પ્રગટ કરે, તે સ્વદારા મત્રભેદ કહેવાય છે જો કે આ વાત સાચી હોય છે, પણ તે જુઠામા ગણાય છે કારણ કે કાઇક છાની અને મર્મવાળી વાત પ્રગટ થવાથી તે સ્ત્રી કુવામા ઝપાપાત કરી દુખી મરે છે, અથવા બીજી રીતે આપઘાત કરે છે તેવી રીતે ભાઈ વિગેરેની વાત પ્રગટ કરવી, તેનો પણ તેમા સમાવેશ થાય છે

મૃષાવાદનો ચોથો અતિચાર મૃષાઉપદેશ એવા નામનો છે બીજાઓને મૃષા-અસત્ય કામો કરવાનો ઉપદેશ આપવો, તે તેમા ગણાય છે તે સિવાય વિગ્રહ કે

વવાના ઉપાયો શીખવવા જેવા કે ચોરાશી આસન બતા વવા, વળી બીજાઓ દુ ખમા આવી પડે તેવો ઉપદેશ કરવો, અને તાકાત આવે તેવા ઔષધ બતાવવા, જેથી વિષય, કષાય અતિ વૃદ્ધિ પામે આ બધાનો સમાવેશ મૃષા ઉપદેશમા આવે છે જો કે તે બધા સાચા હોય, પણ તેથી બીજાઓને તથા પોતાને નુકશાન થાય છે, માટે તે જુઠામા ગણેલ છે

મૃષાવાદનો પાચમો અતિચાર કૂટલેખકરણ નામે છે જુઠા દસ્તાવેજ બનાવવા, જુઠી સહી કરવી, જુઠી મોહોરછાપ પાડવી, અક્ષરો ભુસી નાખી નવા અક્ષરો દાખલ કરવા, એ બધુ કૂટલેખમા આવે છે, આથી કરીને બીજાને હાનિ થાય છે, તેથી તેને જુઠ મા ગણેલ છે

બહેન ચ ચળ ! આ પાચ અતિચાર મૃષાવાદના છે શ્રાવક અને શ્રાવિકાએ તે કદિ પણ કરવા નહિ તેનો સર્વથા ત્યાગ કરવો જોઇએ મૃષાવાદનો ત્યાગ કરવાથીજ શ્રાવકમા શુદ્ધ શ્રાવકપણુ ગણાય છે બહેન ચ ચળ ! આ વાત તુ હમેશા લક્ષમા રાખજે હવેથી કદિ પણ જુઠુ બોલીશ નહિ, તેમજ તારી માતાને પણ તેમ કરતા અટકાવજે પ્રિય બહેન ! અહીં એટલુ યાદ રાખજે કે, તારી મા જુઠુ બોલે છે, તે તુ જાણે છે, તે છતા તેની ઉપર તુ દ્વેષ કે અભાવ રાખીશ નહિ, તેમજ તેમનામા તે દોષ છે, તે દૂર કરવાની તેમને નમ્રતાથી પ્રાર્થના કરજે અપમાન કે તિરસ્કારના વચનો તેને કહેવા નહિ

ચ ચળ—આનદ કાકી ! તમારૂ કહેવુ બરાબર છે તમારી ઉપદેશ વાર્ત્તા સાભળીને હુ એટલુ તો સમજી

છુ કે, મા અને બાપ એ આપણા પૂજ્ય છે કે તેમ નામા દોષ કે અવગુણ હોય, તોપણ તેમની તરફ તિર સ્કાર બતાવવો ન જોઇએ મારી બ્હેન લલિતાએ પણ તે વિષે મને ઘણી વાર કહેલુ છે માતાપિતા એ જંગમ તીર્થ કહેવાય છે સતાનો તેમના યાવજ્જીવિત આભારી છે તે મના ઉપકારનો બદલો સતાનથી કોઈ રીતે વાળી શકાય તેમ નથી વળી માતપિતાના ગુણ વિષે મને લલિતાએ એક ગરબી પણ શીખવી છે

આનંદા—શચળ ! તે ગરબી તને યાદ છે? એક વાર મને સભળાવ તો ખરી ?

ચચળ—આનદા કાકી ! તે ગરબી મને બધી યાદ હતી, અને હમેશા સવારમા નવકાર ગણ્યા પછી તે ગરબી હુ બોલી જતી, પણ હમણા કેટલાક દિવસ થયા તે ગ રબીનો પાઠ થતો નથી, માટે લગભગ ભુલી ગઈ છુ

આનંદા—હમણા તેનો પાઠ કેમ થતો નથી ? તેમા રી વાર લાગતી હતી ? તેવી ઉપયોગી કવિતા અને ગર બીઓ હમેશા મોઢેજ રાખવી જોઇએ જ્યારે અવકાશ મળે, અથવા ઘરનુ કામકાજ કરતા હોઇએ, ત્યારે તેનો સ્વાધ્યાય કર્યા કરવો જોઇએ બ્હેન ચચળ ! જે ઉપયોગી જ્ઞાન કે સદ્બોધક કવિતા અથવા ગરબી શીખ્યા હોઇએ, તે ભુલી જવી, તે ઘણુ નઠારૂ કહેવાય છે શીખીને ભુલી જનારા માણસો જગતમા મૂર્ખ ગણાય છે, તેવા માણસોને શીખ વનાર અથવા ઉપદેશ આપનાર ગુરૂ કે શિક્ષકને તેવા શિ ષ્યની ઉપર અભાવ આવે છે, અને તેમનો શ્રમ વ્યર્થ થ વાથી તેએનુ મન ખેદ પામે છે બ્હેન ચચળ ! હવેથી

તેની ટેવ રાખીશ નહિ શીખેલી ઉપયોગી બાબતોને હ-
મેશા મનન કરી યાદ રાખજે

ચચળ—આનદા કાકી! મારા મનમા ઘણુએ થાય
છે, આપણે જે ઉપયોગી બાબતો શીખ્યા છીએ, તે યાદ
રાખવી જોઇએ, અને તે વિષે પશ્ચાતાપ પણ થાય છે
તથાપિ આળસને લઇને તે મારાથી બની શકતું નથી
કાકી! મારામા આળસનો મોટો દોષ છે હું સમજુ છુ
કે, આળસ કરવાની ટેવ ખરાબ છે, પણ મારાથી તે આ-
ળસનો ત્યાગ થતો નથી

આનદા—બહેન ચચળ! મારે તમને બને બહે-
નોને આળસને માટે કહેવાનું છે, તે તમે લક્ષ આપી સા-
ભળજો દીકરી લલિતા! તું પણ તેમા ધ્યાન આપજે
જો કે તારામા એ દુર્ગુણ રહ્યો નથી, અને હતો પણ નહિ,
તથાપિ તારે સાસરે જવાનું છે, માટે તે વિષે મારે તને
કહી દેવું જોઇએ

હે સદ્ગુણી સુતા! આ જગત્મા આળસુ માણસ
કોઇને પણ વહાલુ લાગતુ નથી આળસુ છોકરા ઉપરથી
માબાપની પણ પ્રીતિ ઉતરી જાય છે માણસના શરીરમા
આળસ એ કાઇ નાનો દુર્ગુણ નથી, આળસ એ ખરૂ જોતા
તો માણસનો શત્રુ છે જેમ શત્રુ આપણને દિન પ્રતિદિન
નબળા પાડે છે, આપણા બધા સુખનો નાશ કરે છે, અને
પરિણામે આપણને જીવથી મારે છે, તેમ આળસ પણ સ-
ઉગી પટેલા તો આપણને દરેક કામ કરવા જતી વખત
નબળા પાડે છે, કામ વખતે માહીંથી કટાળો ઉપજાવે છે,
અને મનમા નાખુશી પેદા કરે છે તેમ છતા તે કામ

કર્યા વિના નજ આવે એમ હોય, તો તે આપણને રોષ ઉત્પન્ન કરાવે છે, અને રોષને લઇને આપણુ કામ બગડે છે જ્યારે કામ બગડે, એટલે આપણને ધારેલો લાભ મળતો નથી, એટલુંજ નહિ, પણ બીજાને સારો લાભ મ ળેયો જોઇ આપણા મનમા ઇર્ષ્યાથી વધારે બળતરા થયા કરે છે, તેથી કરીને આપણું અર્ધું બળ હણાઇ જાય છે બળ હણાવાથી શરીરની નસોમા ફરનારા લોહીની ગતિમા ફેરફાર થાય છે, અને તેથી તેવા વખતમા ખાધેલુ અન્ન બરાબર પાચન થતું નથી કારણ કે મનમા ખેદ થવાથી શરીરનો સઘળો વ્યાપાર નિયમિત રીતે ચાલતો નથી, તેથી ધીરે ધીરે શરીરમા રહેલા વાયુ, પિત્ત તથા કફ એ દોષો વિષમપણાને પામે છે, તેથી ખાધેલા અન્નને પચાવનાર પેટમા રહેલ જઠર નામનો અગ્નિ મદ થઇ જાય છે, અને તેને લીધે શરીરમા જુદા જુદા પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે, અને ધીમે ધીમે નિર્બળ થઇ, આપણે એ આળસના પ્રતાપથી છેવટે મરી જઇએ છીએ આળસને લઇને આપ ણને કાઇ કામ કરવું ગમતું નથી, પણ એકલુ સુખ ભો ગવવાનુજ મન થાય છે કદિ આપણે સારી સ્થીતિમા હોઇએ, તો આપણને કાઇ વિશેષ કામ કરવાનુ હોતુ નથી તોપણ તે આળસ આપણી સુખી અવસ્થામા પણ આપ ણને શત્રુના જેવોજ અવગુણ કરે છે આળસને લઇને આપણે કાઇ પણ મહેનતનું કામ કરવાના નહિ, અને પછી તો એક જગાએથી ઉઠીને બીજી જગાએ પાણીનો લોટો સરખોએ ભરવાને જવાના નહિ, તેથી બેસીને તથા સુઇ સુઇને સઘળો વખત કાઢવાને ઇચ્છીએ છીએ વધારે મ હેનત અથવા હરફર થયા વિના શરીરમા લોહીની ગતિ મદ થાય છે, અને તેથી કરીને પેટમા વાયુ તથા મેદ વધે

છે, અને છેવટે આપણે મહા રોગનું ઘર થઈ પડીએ છીએ. તે મહા દુખમા પછી પસ્તાવો કરવાનો વખત આવે છે છેવટે તે દુખ ભોગવીનેજ આપણે મરવું પડે છે હે પુત્રી લલિતા અને ચચળ! તેથી તમે હમેશા આળસનો ત્યાગ કરજો આળસના બે ભેદ છે, એક શારીરિક અને બીજુ માનસિક આળસ શારીરિક આળસથી માણસને કાઈપણ મહેનતનું કામ કરવું ગમતુ નથી, એથી તે ઉપર પ્રમાણે દુખનો ભોક્તા થાય છે, અને માનસિક આળસથી માણસ સ્વાધ્યાય ધ્યાન કે સારા વિચાર કરી શકતું નથી શારીરિક આળસથી માણસ આ લોકનું સુખ છોડી મૃત્યુ પામે છે, ત્યારે માનસિક આળસથી માણસ આ લોક અને પરલોકમાથી ભ્રષ્ટ થઇ દુખી થાય છે આપણા ધર્મમા સર્વથી જ્ઞાનની ઉપાસના મોટી કહેલી છે તે જ્ઞાન સપાદન કરવાને હમેશા માનસિક આળસને દૂર કરવાનું છે જેનામા માનસિક આળસ હોય, તે માણસ સઝાય ધ્યાન કરી શકતો નથી, સ્વાધ્યાય કરવામા તેવા માણસને પ્રીતિ થતી નથી કાઈ પણ વાચવું, લખવુ કે ભણવું, તે માનસિક આળસવાળાને ગમતું નથી જ્યારે તેવું કામ ન ગમે, તો પછી તે જ્ઞાન મેળવી શકે નહિ, અને તેથી તે આવર્જીવિત અજ્ઞાન અવસ્થામા રહે છે બહેન ચચળ! તારામા માનસિક આળસ હોવાથી તું હમેશા કાઇ ભણેલા કે શીખેલાનુ મનન કરતી નથી, તેથી કરીને તું સપાદન કરેલા તે જ્ઞાનને ભુલી જાય છે હે પ્રિય સુતા! હવેથી તેવું આળસ રાખીશ નહિ માનસિક આળસથી માણસ આ લોકમા જ્ઞાનની ભક્તિ કરી શકતો નથી, તેથી તે પરલોકમા દુર્ગતિને પ્રાપ્ત કરે છે

હે પુત્રીઓ! કદિ પણ તે બન્ને જાતના આળસને

નમે રાખશો નહિ, અને જે આળસુ હોય, તેનો સગ પણ કરશો નહિ જે કોઈ આપણા તાબામા હોય, તે જો આળસુ હોય, તો તેને સમજાવીને આળસ દૂર કરાવજો કદિ જો તે તમારો બોધ ન માને, તો તેને તમારાથી દૂર રાખજો પશુ પક્ષીમા પણ જે ઉદ્યોગી પ્રાણી છે, તે સુખી રહે છે, અને આળસુ પ્રાણી દુખી થાય છે જે માણસ આળસરૂપ અજગરથી ગળાયેલો છે, તે મરણ અવસ્થાને અનુભવે છે હમેશા ઉદ્યોગી થવુ, ઉદ્યોગી થવાથી લોકોમા સત્કીર્ત્તિ મળે છે, અને હમેશા સુખી થવાય છે આળસરૂપ મોટા કાદવમા ખુચી ગયેલા માણસો ઘણી વિટબના ભોગવે છે, તેઓ બેહાલ થઈ ઘણા દુખ પામે છે

**ચચળ**—આનદા કાકી! તમારા વચન સાભળી મને ઘણો લાભ થયો છે હવે હુ કદિપણ આળસ કરીશ નહિ તમે આળસના બે પ્રકાર કહ્યા, તે વાત મારા મનમા ઠસી ગઈ છે માનસિક આળસનો હવે હુ સદા ત્યાગ કરીશ તેવા આળસથી મારા જ્ઞાનમા કાઈ પણ વધારો થતો નથી કાકી! તમે આજે અજ્ઞાનસાથી મારો ખરેખરો ઉદ્ધાર કર્યો છે આવતી કાલે હુ માબાપની ભક્તિની ગરબી મોઢે કરીને લાવીશ હવે બીજો ઉપયોગી બોધ આપવાની કૃપા કરો

**આનદા** કહે છે—બ્હેન ચચળ! બીજી એક વાત પણ તમારે બન્નેને ધ્યાનમા રાખવાની છે આ સસારમા માણસને જેવો આળસરૂપ શત્રુ નડે છે, તેવો એક અભિમાનરૂપી શત્રુ પણ નડે છે અભિમાનરૂપ શત્રુથી પરાભવ પામેલો માણસ કોઈ જાતની ઉન્નતિ મેળવી શકતો નથી કોઈ માણસને જ્યારે મોટાઈને લઈને અભિમાન

આવે છે, ત્યારે તે પોતાને સહુથી ડહાપણવાળો અને
બધુ જાણનાર માને છે પોતાની અંદર કશી વાતની ખામી
હોય, એમ તે ધારતો નથી, તેથી તે મૂર્ખ રહે છે, તોપણ
મિથ્યા અભિમાનવડે કોઇની પાસે ગુણ કે ડહાપણ લેવા
જતો નથી કોઇ બાબતમાં પોતાને સમજણ પડતી ન
હોય, તોપણ અભિમાન રાખી, બીજાને પૂછવા જતા પોતાની
અણસમજણ જણાશે, એમ ધારી તે બાબત કોઇને પુછતો
નથી, આથી અભિમાની માણસ ગુણહીન રહે છે હે
પુત્રિઓ ! અભિમાનથી એટલોજ અવગુણ છે એમ નથી,
પણ જેનામા અભિમાન આવે છે, તે માણસ જુદાજ પ્ર-
કારનો થઇ જાય છે અભિમાનરૂપ ગજેન્દ્રની ઉપર ચડેલો
પ્રાણી બીજા સર્વને તુચ્છ જેવા ગણે છે, અને પ્રસંગોપાત
તે સર્વ પ્રાણીનો તિરસ્કાર કરે છે આથી ગુણ અને વિદ્યા
વાન્ માણસો તેવા અભિમાની માણસ ઉપરની અંતરની
પ્રીતિ તજી દે છે વળી તેવા અભિમાની માણસો કોઇની
પાસે આવતા જતા નથી, અને અભિમાનને લીધે કોઇની
તમા રાખતા નથી, એટલે બધા માણસો તેની વિરૂદ્ધ થાય
છે હે સદ્ગુણી સુતા ! તેથી તમારે અભિમાન રાખવું
નહિ જો આપણે અભિમાન રાખીશુ, તો તે અભિમાનથી
આ જગતમા આપણે અનેક અવસ્થામા પડીશુ, અને
સર્વની અપ્રીતિ પામીશુ જેને અભિમાનરૂપી ગ્રહ નડે
છે, તે રાવણના જેવા માણસની જેમ કોઇને ગણતા નથી
પોતાના વડીલના કહ્યા ગણતા નથી, કે વિદ્વાન [illegible]
હોય, તેમને પણ તેઓ કોઇ ગણતા નથી [illegible] અ-
ભિમાનને વશ થઇ, કોઇ દેવતાને કે [illegible]
કોઇ કે [illegible]
[illegible] છે, [illegible]

જેના શરણથી લોકો પરમ સુખને મેળવી શકે છે તેવા પરમેશ્વરને પણ અભિમાની માણસો જાણી શકતા નથી, તેમજ તેમની ભક્તિ કરી શકતા નથી જેમ બીજા સાધારણ માણસને તેઓ ગણતા નથી, તેમ તે પરમેશ્વરને પણ ગણતા નથી પ્રભુના ચરણકમળમા પોતાનુ મસ્તક નમાવતા નથી, આથી તેઓ ધર્મ તથા મોક્ષના માર્ગથી ભ્રષ્ટ થાય છે હે સુલક્ષણવાળી પુત્રીઓ ! તે કષ્ટકારી અભિમાનનો તમે સર્વથા ત્યાગ કરજો તે અભિમાન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થનો નાશ કરનાર છે, એથી બીજુ નુકશાન શુ છે ? હે સુતા ! અભિમાન સર્વ અનર્થનુ મૂળ છે, તે અભિમાનથી પૂર્વે ઘણા લોકો મોટા મોટા દુખ પામ્યા છે, પામે છે, અને પામશે તે અભિમાનના ઘણા પ્રકાર થઇ શકે છે, પણ મુખ્ય રીતે લક્ષ્મીનું અભિમાન સર્વથી બળવાન્ છે લક્ષ્મી ચચળ છે, તે હમેશા રહેવાની નથી, તે છતા અભિમાની માણસ લક્ષ્મીનુ અભિમાન છોડતો નથી કેટલાએક ધનવાન્ મટીને ભીખારી થતા આપણે નજરે જોઇએ છીએ, માટે સર્વદા નહિ ટકે એવા ધનનુ અભિમાન મૂર્ખ માણસોજ રાખે છે કેટલાક રૂપનું અભિમાન રાખે છે, પણ તે રૂપ દિવસે દિવસે ઓછુ થતા ઘડપણ આવે છે, અને રૂપ મટીને કુરૂપ થઇ જાય છે તેવી રીતે બળનુ અભિમાન પણ રાખવુ ન જોઇએ તે પણ પ્રતિદિન ઘટતુ જાય છે, અથવા કોઇ રોગથી અલ્પ સમયમાજ નિર્બળ થઇ જવાય છે જેઓ આ જગતના ખરા સ્વરૂપને જાણતા નથી, તેવા માણસો કુળનુ, રાજ્યનુ, ગુણનુ, વિદ્યાનુ અને સગા સબધીનુ તથા બીજા અનેક પ્રકારનુ અભિમાન રાખે છે, તેવા અભિમાની માણસો છેવટે દુખી થાય છે, અને તેમના અભિમાનનુ ગુમાન ઉ

રી જાય છે આપણા જૈન શાસ્ત્રમા અભિમાનને માટે ઘ
ણુંએ લખેલુ છે, અનેક દૃષ્ટાંતો આપી અભિમાનને સર્વથા
ધિક્કાર્યું છે શ્રી રૂષભદેવ ભગવાનના પુત્ર બાહુબલિની
કથા તમે સાભળી હશે તે બાહુબલિને બળનુ અભિમાન
ઘણું હતું, તે અભિમાનને લઇને બાહુબલિને ઘણુ ખમવુ
પડયુ હતુ ઉત્તમ ચારિત્ર અને મોટી તપસ્યા કર્યા છતા
પણ જ્યા સુધી તેનામા અભિમાન હતું, ત્યા સુધી તેને
કેવળજ્ઞાન થયુ ન હતું બીજા ગમે તેવા સગુણો હોય,
પણ જો એક અભિમાનનો અવગુણ હોય, તો તે બધા
સદ્ગુણ ઢકાઇ જાય છે હે ગુણવતી બાળાઓ! તમે
દરેક પ્રકારના અભિમાનથી દૂર રહેજો રાજાની રાણી કે
એક ગરીબ ભીખારણ જો અભિમાની હોય, તો તેનો સગ
કરશો નહિ

બહેન લલિતા અને ચચળ! હવે મારે તમને એક
બીજા દુર્ગુણના ત્યાગને માટે કહેવાનુ છે આ સસારમા
માણસને અવનતિ તથા તિરસ્કાર આપનારો લોભ નામનો
એક નઠારામા નઠારો અવગુણ છે, તે પણ આળસ અને
અભિમાનના જેવો માણસનો મોટો શત્રુ છે લોભના પણ
અનેક જાતના પ્રકાર છે આ જગત્મા જેટલા ભોગવવાના
પદાર્થો છે, તેને મેળવવાની વારવાર ઈચ્છા થવી, તે લોભ
કહેવાય છે વળી આપણા ઉપયોગ જેટલુ મળ્યા છતા
એમ થાય કે, હજી આથી વધારે મળે તો સારૂ, જો વધા
રે મળે, તો એથી પણ વધારે મળે તો ઠીક એમ જેટલુ
જેટલુ મળે, તેથી પણ ઘણુ ઘણું મેળવવાની ઇચ્છા રાખ્યા
કરવી, તેને પણ લોભ કહે છે આપણા જૈન શાસ્ત્રમા ચાર
કષાય કહેલા છે, તેમા લોભને પણ કષાય તરીકે મુખ્ય
ગણ્યો છે, તે મોટામા મોટો દુર્ગુણ છે લોભ એ તજવા

યોગ્ય છે, લોભ પાપનો બાપ કહેવાય છે જેટલા જગ
તમા પાપ થાય છે, તે લોભવી ઉત્પન્ન થાય છે લોભી
માણસ ચોરી કરતા શીખે છે, જુઠુ બોલતા શીખે છે,
બીજાને ઠગવાનુ અને હિંસા જેવુ મહા પાપ પણ લોભી
માણસ કરે ટુકામા એટલુ જ કે, જેટલા નઠારા કુકર્મ
કહેવાય છે, તે એક લોભમાથી પેદા થાય છે હે સદ્ગુણી
પુત્રી ! ઘરમા સપત્તિ હોય, અને સઘળી વાતે સુખ હોય,
તોપણુ લોભી માણસ સદા દુખી રહે છે લોભને લઈને
સુખના સઘળા પદાર્થો અળખામણા થાય છે કારણ કે તે
નાથી જે સુખ મળે છે, તેથી આપણને સતોષ થતો નથી,
એટલે આપણે ધરાતા નથી, અને વધારે વધારે મેળવ
વાની ઇચ્છા રાખીએ છીએ, તેથી મનમા દુખ રહ્યા કરે
છે ઘણી જાતના વસ્ત્ર કે ઘરેણા આપણને મળતા હોય,
પણ તેનાથી બીજી જાતના વધારે મળે તો સારૂ, એવો
લોભ થવાથી મનમા દુખ થયા કરે છે, તેથી ઇચ્છેલી વ
સ્તુ મેળવવા મહેનત કરવી પડે છે, તેથી પણ ખેદ થાય
છે કદિ ન મળે તોપણ ખેદ થાય, અને મળે તો તેથી
વધારે મેળવવાની ચિંતાથી ખેદ થાય છે આ જગતમા
મેળવવાની વસ્તુનો છેડો આવતો નથી અને લોભી મા
ણસના મનનો ખેદ મટતો નથી, આથી કરીને તે લોભી
માણસ આનદ લીધા વિના ખેદમા ને ખેદમાજ મરણ
પામે છે હે પુત્રીએ ! લોભ એ અનર્થ કરનાર અવગુણ
છે, તેને દુર કરી, આપણને પૂર્વના યોગે અને આપણા
ખરા પ્રયત્નથી જે જે પદાર્થો મળે, તેટલામા સુખ માનીને
આનદમા રહેવુ, એ ઘણુ સારૂ છે હે સુતા ! આથી એમ
ન સમજવુ કે, નહિ મળેલી સારી વસ્તુઓ મેળવવા
શ્રમ ન કરવો, પણ એટલુ જ સમજી રાખવાનુ કે, જે

પદાર્થ આપણને મળ્યા હોય, તેથી સુખ લેવું, અને બીજા પદાર્થ મેળવવાને આનંદથી બનતી મહેનત કરવી, અને જો તે ન મેળવી શકાય, તો તેથી દુખ ન માનવું વળી કેટલાએક જુદી રીતે લોભ રાખે છે કે, જે લોભને લઈને તે દરેક પદાર્થનો સંચય કર્યા કરે છે પોતે તેનો ઉપભોગ કરતા નથી, અને બીજાને ઉપભોગ કરવા દેતા નથી તેવા લોભથી માણસ ઘણુંજ દુખી થાય છે ઘરમા સર્વ પદાર્થો હોય, તે છતા તે દારિદ્ર ભોગવે છે કોઈ ધનનો, કોઇ અનનો, અને કોઈ તેવા બીજા પદાર્થનો લોભ કરી પોતાને હાથે મહા દુખ વોહોરી લે છે હે સુલક્ષણી સુતા ! તેનો સંગ્રહ કરવાનો લોભ કદિ પણ કરીશ નહિ મારૂં મારૂં કહી એકઠું કરનાર લોભી માણસ આખરે તે ભોગવતો નથી, પણ જીવે ત્યા સુધી તેનો રક્ષક થઈને મૃત્યુ પામે છે આપણા જૈન શાસ્ત્રમા તેને માટે ઘણું કહેલું છે એવા લોભથી પરિગ્રહ થાય છે, અને તેવો પરિગ્રહ માણસને નારકીનું દુખ આપે છે, તેથી કરીને પરિગ્રહ પરિમાણનું વ્રત શ્રાવક તથા શ્રાવિકાએ જરૂર લેવું જોઇએ, એમ કહેલું છે

હે સુલક્ષણી પુત્રીઓ ! સંચય કરી પરિગ્રહ કરવા વિષે લૌકિક સાહિત્યમા એક દૃષ્ટાંત છે કોઈ એક લોભી રાજા ભોજન લીવા પછી આસન ઉપર બેઠો હતો, તે વખતે તેના પગ ઉપર એક માખી આવીને બેઠી રાજાની નજર તે માખી ઉપર પડી, અને તે એ ચપળ પ્રાણીને બરાબર દૃષ્ટિ કરી તેની ચેષ્ટા જોવા લાગ્યો તેવામા તેણે એક આશ્ચર્ય જોયું કે, તે વારવાર પોતાના હાથ પગ ઘસ્યા કરતી હતી વિચક્ષણ રાજાએ તે જોઇને વિચાર્યું કે, આ માખી વારવાર હાથપગ કેમ ઘસતી હશે? આનું કાંઇ

કારણ હોવુ જોઇએ પછી તેણે આ વિચાર પોતાના આશ્રિત એક વિદ્વાન્ કવિને જણાવ્યો તે ચતુર કવિએ વિચારીને કહ્યુ કે, રાજેન્દ્ર ! એ માખી આપને બોધ આપે છે તેની એ ચેષ્ટાથી તમારે એક શિખામણ લેવાની છે, તે સાભળો પછી તે કવિ નીચે પ્રમાણે કવિતા બોલ્યો—

## શાર્દૂલવિક્રીડિત.

આપો ભૂપ ઉદાર વઈ ધન ઘણું સચો નહિ તે કદા,
શ્રી કર્ણાધિપ ભૂપ વિક્રમતણી કીર્ત્તિ રહી સર્વદા,
સચ્યુ મે મધુ કષ્ટથી નવ ધર્યું તે દાન કે ભોગમા,
તેથી હું પગ હાથને નિત્ય ઘસું પસ્તાઉં છું યોગમા ૧

હે રાજા ! આ પ્રમાણે તે માખી તમને બોધ આપે છે કે, જો તમે તમારા દ્રવ્યનો દાન તથા ભોગમા ઉપયોગ કરશો નહિ, તો તમારે મારી જેમ પસ્તાવુ પડશે મે ઘણા વખતથી એકઠો કરેલો મધપુડો ક્ષણમા હરાઇ ગયો, તેથી હું હાથપગ ઘસ્યા કરૂ છુ

કવિના આ ચાતુરી ભરેલા ઉપદેશથી રાજા ખુશી થઈ ગયો, અને પોતાના હૃદયમા તેની સારી અસર થવાથી ત્યારથી તેણે પરિગ્રહ પરિમાણ વ્રત ગ્રહણ કર્યું, અને દાન તથા ઉપભોગમા પોતાનુ દ્રવ્ય તે વાપરવા લાગ્યો પોતાના દેશની ભૂમિને જિન ચૈત્યોથી અને દાનશાળાથી અલકૃત કરી દીધી, સ્થાને સ્થાને સાધર્મિ વાત્સલ્ય કરવા માડયુ, અને ધર્મનો ઉદ્યોત કરવા માડયો

હે પુત્રીઓ ! આ દ્રષ્ટાતનુ મનન કરજો જેમ તે રાજા પોતાના સચય કરવાના સ્વભાવમા રહેલા લોભને દૂર કરી, ધાર્મિક અને ઉદાર દીલનો થયો, તેમ તમારે હમેશા

સચય કરવાનો લોભ દૂર કરી, ધાર્મિક અને ઉદાર દીલના થવુ ઉદાર માણસની સત્કીર્તિ અને પ્રતિષ્ઠા વૃદ્ધિ પામે છે જેના હૃદયમા ઉદારતા હોય છે, તે માણસના બધા લોકો મિત્ર થઇને રહે છે ઉદારતા એ ખરેખરૂ વશીકરણ છે હે પુત્રીઓ ! અહીં એટલુ યાદ રાખજો કે, તે ઉદારતા અવળે માર્ગે ન થવી જોઇએ ઉદારતા જેવા સારા ગુણનો ઉપયોગ જો વિપરીત માર્ગે કરવામા આવે, તો તેનાથી લાભને બદલે હાનિ થાય છે ઉદારતા અને ઉડાઉપણુ એ બેમા ઘણો તફાવત છે ઉદારતા એ ગુણ છે, અને ઉડાઉપણુ એ અવગુણ અથવા દુર્વ્યસન છે હદ ઉપરાત અવળે માર્ગે ધન ઉડાવી દેવુ, તે મોટામા મોટો અવગુણ છે એ અવગુણને લઇને બીજા ઘણા દુર્ગુણો એકઠા થાય છે ઉડાઉપણુ એ પુરૂષ તથા સ્ત્રીને સદાચારમાથી ભ્રષ્ટ કરે છે, માટે હે પુત્રીઓ ! એ અવગુણથી હમેશા દૂર રહેજો તમે ઉદાર થજો, પણ ઉડાઉ થશો નહિ

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનદા પોતાની પુત્રી લલિતાને અને ચચળને બોધ આપતી હતી, તેવામા એક બીજો પ્રસગ બન્યો, તે ગાબળો આ ઉપદેશની વાર્તા ચાલતી હતી, ત્યા એક કકુ કરીને શ્રાવિકા આવી, તેણીએ ચચળને નીચે પ્રમાણે કહ્યુ.—

કકુ—ચચળ ! ઘરે ચાલ, તને તારી બા બોલાવે છે

ચચળ—શુ કામ છે ?

કકુ—આજે મારે ઘેર જમવાનુ છે, તેથી તમારા ઘરના બધા માણસને નોતરૂ આપવા આવી છુ આ વાતની તને ખબર ન હતી, તેથી તારી બાએ મને તને ખબર

આપવાને મોકલી છે, અને કહેવરાવ્યુ છે કે, ચચળને ઘેર મોકલજો

ચચળ—બ્હેન કકુ ! ઠીક છે, થોડીવાર પછી હુ ઘરે જઇશ, પણ જમવાનુ ક્યારે થશે ? તે કહેતી ના

કકુ—સાઝે વહેલુ ધરો કારણ કે આજે પરગામથી અમારા સગાસબધીઓ લૌકિકે આવવાના છે, માટે વેળાસર બધા લોકોને જમાડી દેવા છે, પછી રઝાકુટમા અમારા ઘરના માણસો રોકાઇ જાય; તો જમનારાને હેરકત આવે

ચચળ—બ્હેન કકુ ! બહુ સારૂ હુ હમણાજ ઘેર જઇશ તુ જા, તારે રોકાવુ ન જોઇએ કારણ કે જેને ઘેર મરણ થયુ હોય, તેને ઘણુ કામકાજ હોય છે

કકુ આ પ્રમાણે કહીને ચાલી ગઇ, એટલે આનદાએ પુછયુ, બ્હેન ચચળ ! એ કોણ હતુ ? અને તે તમારે શુ થાય ? તે કહે

ચચળ—આનદા કાકી ! તે મારે મામાની દીકરી બ્હેન થાય છે તેનો કાકો કસ્મચદ કે જે મારા મામાને કાકાનો દીકરો ભાઈ થાય છે, તે વીશ વર્ષની ઉમરે હમણા ગુજરી ગયો છે કસ્મચદ ગયા વર્ષમાજ પરણ્યો હતો તેની પછવાડે બીચારી બાર વર્ષની શ્રાવક કન્યા વિધવા થઇ છે કાકી ! તમને શી વાત કહુ, એના મરણથી તેના કુટુબમા કાળો કેર થયો છે આજે તેનો દહાડો કરે છે, તેથી અમારા બધા ઘરને ત્યા જમવાનુ છે

આનદા—બ્હેન ચચળ ! એવડા નાની ઉમ્મરના

માણસની પછવાડે ખાવા જવુ, તે કેટલુ ગેરવાજબી છે? આપણી શ્રાવક કોમમા એ રીવાજ ઘણો ખરાબ છે મરનારની પાછળ દહાડો ખાવા જવુ, તે ઘણો મોટો જુલમ છે અરે જૈન શાસનના દેવતા! આ શ્રાવક કોમનો આવા પાપના ભોજન કરવાના પાપમાથી ઉદ્ધાર કરો એક તરફ રડાકુટ થઇ રહી છે, અને બીજી તરફ લોકો મિષ્ટાન્ન ખાવા બેસે, એ કેવો નઠારો રીવાજ છે? એવા પ્રેતભોજન કરનારા માણસોને હજાર વાર ધિક્કાર છે

ચચળ—કાકી! તમારૂ કહેવુ બરાબર છે, પણ એવો નઠારો રીવાજ આપણામા ઘણા વખતથી કેમ ચાલ્યો આવતો હશે?

આનદા—બહેન! કેટલાએક હાનિકારક રીવાજો આપણામા મિથ્યાત્વીઓના સગથી દાખલ થયેલા છે મરનારની પાછળ શુ કરવુ જોઇએ? અને શ્રાવકની ઉત્તરક્રિયા કેવી રીતે થવી જોઇએ? તે વિષે આપણા લોકો ઘણા અજ્ઞાત રહેલા છે આપણા ધર્મશાસ્ત્રમા એવુ ફરમાન છે કે, મરનારની શુભ ગતિ થાય, તેવા કામ તેની ઉત્તરક્રિયામા કરવા જોઇએ મરનારના નામથી સાત ક્ષેત્રોમા દ્રવ્ય વાપરવુ, દેવગુરૂની ભક્તિ કરવી, જો મરનાર વૃદ્ધ વયનુ હોય, તો સ્વામિવાત્સલ્ય કે અઠ્ઠાઇ ઉત્સવ જેવા શુભ કામ કરવા, તે નિમિત્તે જીવદયા પળાવવી, અનાથ અપગ અને નિરાશ્રીત સાધર્મી બધુઓને સહાય કરવી, પાત્ર તથા દયા દાન કરવા, આવી શુભ ક્રિયા છોડી શ્રાવક કોમ અત્યારે મિથ્યાત્વીના મલિન આચારને અનુસરે છે, એ કેવો અધર્મ? પુત્રી! તુ પોતેજ વ્યવહારથી અને દીર્ઘ વિચારથી જો, તો તને પણ માલમ પડશે કે, મરણના પ્રસગે

રડાકૂટ થતી હોય, તેના કુટુંબીઓ શોક સાગરમા ડુબ્યા હોય, ત્યા જાતજાતના મિષ્ટાન્ન રધાય, અને મરનારથી ના ની તથા મોટી વયના માણસો તેનો દહાડો ખાવા આવે, તે કેવો ખરાબ દેખાવ? એવું પ્રેતભોજન તે મરનારના માસ તથા રૂધિરના ભોજન જેવું છે આવું ઘોર અને ઘાતકી કામ કરનારી આપણી શ્રાવકકોમ દયા ધર્મના પા ળનાર થવાનો ફાંકો રાખે છે, એ કેમ બને? એક તરફ જિનચૈત્યમા મોટા ઠાઠમાઠથી પૂજા કરીએ, એક તરફ ગુ રૂના મુખનું વ્યાખ્યાન સાભળવા ઉપાશ્રયમા જઇએ, એક તરફ મોટા આડબરથી મોટા વરઘોડા ચડાવીએ, અને એક તરફ મરનાર પાછળ મિષ્ટાન્ન ખાવા જઈએ, એ આપણો કેવો ઉલટો આચાર? ગમે તેવા વ્રત-ઉપવાસ આચરે, જાતજાતના નિયમ લેવાના પ્રત્યાખ્યાન કરે, અનેક પ્રકારના અભિગ્રહ ધારણ કરે, અને બીજા ધર્મના કાર્યોમા આગળ પડતો ભાગ લે, પણ જ્યા સુધી શ્રાવકોમા પ્રેતભોજનનો દુરાચાર ચાલે છે, અને મરણ પાછળ મિષ્ટાન્ન જમવામા આવે છે, અને તેમા અનુમોદના અપાય છે, ત્યા સુધી તે મની ધર્મની બધી ક્રિયા આડબરરૂપ છે, તે બધો ઢોગ છે, અને તે બધી ધર્મક્રિયા નિષ્ફળ છે

ચચળ—આનદા કાકી! તમારા વચનો મારા હૃદ યમા પેશી ગયા છે ખરેખર શ્રાવક કોમ ધર્મીનુ નામ ધારણ કરી આવી નઠારી રૂઢીથી હાસીપાત્ર બને છે કાકી! મે તો આજથી નિશ્ચય કર્યો કે, મારે યાવજ્જીવિત કો ઈનો દહાડો ખાવાને જવુ નહિ, કોઈને દહાડો ખાવા મોં કલવા નહિ, અને દહાડો ખાવા જતા હોય, તેમને અનુ મોદના કરવી નહિ કાકી! હુ તમારી આગળ હાથ જોડુ મને પચ્ચખાણ આપો

આનંદા—બ્હેન ચંચળ! તારી ભવ્યતા જોઇ હું ખુશી થાઉં છુ તારા પરિણામ ચડીઆતા છે જો તારો આવો નિશ્ચય હોય, તો કાલે જ્ઞાનશ્રી સાધ્વીજીની પાસે જઇને તેના પચ્ચખાણ કરજે સાધુ સાધ્વી ગામમા હોય, ત્યા સુધી શ્રાવક કે શ્રાવિકા પચ્ચખાણ આપે, તે યોગ્ય નથી પણ બ્હેન ચંચળ! તારા એકલાથી એ નિયમ કેમ મચવાશે? તારી મા કે તારો બાપ જો તેમા પ્રતિકુળ હશે, તો પછી તું એકલી શી રીતે રહી શકીશ?

ચંચળ—આનંદા કાકી! તે તમારૂં કહેવુ ખરૂ છે, પણ જો મારો દૃઢ નિશ્ચય હશે, તો મને કોઈનાથી કાંઇ હરકત આવશે નહિ મારા બાપા ધાર્મિક વૃત્તિવાળા છે, તેમને હું આ દુરાચારની હકીકત કહીશ, એટલે તેઓ મને આગ્રહ કરશે નહિ ફક્ત મારી બા તેવા દુરાચારના આગ્રહી છે, પૂર્વ કર્મના યોગથી તેઓ તદન અજ્ઞાન રહ્યા છે, તથાપિ તેમનું હૃદય સોળુ છે, એટલે તેઓ છેવટે મારૂ કહ્યુ કરશે વળી મારી ઉપર તેમનો અથાગ પ્રેમ છે, એટલે મારા પ્રેમની ખાતર તેઓ મારી ઉપર જોર-જુલમ કરશે નહિ

આનંદા—બ્હેન ચંચળ! તારી દૃઢતા જોઇ મને સંતોષ થાય છે, તથાપિ એટલુ યાદ રાખજે કે, જો તારી મા કે તારા બાપા તને દહાડો ખાવા જવાનો અતિ આ-ગ્રહ કરે, અને તારો સામો આગ્રહ જોઇ તારી ઉપર ના-ખુશ થાય, અને તેથી કદિ તને ગાળો આપે, અથવા ધમકાવે, તો તે બધું તુ સહન કરજે, તું તેમની સામે બોલીશ નહિ, તિરસ્કારના વચનો કહી તે પૂજ્ય માતાપિ-તાનું અપમાન કરીશ નહિ તે તારૂ અપમાન કરે, તો

તે સહન કરી, વિનય અને નમ્રતાથી તેમને સમજાવજે છેવટે જો તેઓ ન સમજે, તો તેમના ચરણમા મસ્તક મુકી માફ માગજે, પણ એ દુરાચારને કદિ પણ સેવીશ નહિ આ વિષે એક બોધ લેવા લાયક દષ્ટાત છે, તે તું ધ્યાન આપીને સાભળ —

ધર્મપુર નામના નગરમા એક નાગચદ્ર નામે ગૃહસ્થ શ્રાવક રહેતો હતો, તે દેશ વિદેશમા પ્રખ્યાત હતો તેને ધની નામે એક સ્રી હતી, તે કુળવાન્ શ્રાવિકા હતી ધનીના ઉદરથી ન્યાયચદ્ર નામે એક પુત્ર થયો હતો, તે બાળવયમાથીજ બુદ્ધિમાન્ અને સુશીલ હતો, તે તરૂણ અવસ્થામાજ જૈન ધર્મ સબધી ક્રિયામાર્ગ અને તત્વજ્ઞાન શીખી ગયો હતો, તે સિવાય બીજા સાહિત્યના ઘણા ગ્રથો તેણે વાચ્યા હતા આથી કરીને તેનામા ઉત્તમ સદ્ગુણો એ વાસ કર્યો હતો ધર્મપુરના સઘમા ન્યાયચદ્રની કીર્ત્તિ સારી કહેવાતી હતી વ્યવહારના અને ધર્મના ખરા માર્ગનો દેખાડનાર તે થઈ પડયો હતો અન્ય મતના લોકો પણ દરેક શુભ કાર્યમા તેની સલાહ લેતા હતા ધર્મપુરમા જૈન કોમની વસ્તી થોડી હતી, અને મિથ્યાત્વીઓની વસ્તી ઘણી હતી, આથી કરીને મિથ્યાત્વીઓની કેટલીએક રૂઢી તથા આચાર જૈન કોમમા દાખલ થઈ ગયા હતા કેટલાક શ્રાવકો તો તદન મિથ્યાત્વી જેવાજ થઈ ગયા હતા, તે એટલે સુધી કે, ભક્ષ્યાભક્ષ્યનો વિચાર પણ તેઓ કરતા ન હતા

થોડા વખતમા તો ધર્મપુરના જૈનવર્ગની સ્થીતિ તદન વિપરીત થઈ ગઈ આ જૈન શ્રાવકોમા બ્રાહ્મણ દાખલ થવા માડયા પોતાના લાભની ખાતર બ્રાહ્મણ લોકો અનેક

જાતના ઢોંગ કરી શ્રાવકપ્રજાને લુટવા લાગ્યા મંત્ર, તંત્ર, દોરા અને ધાગા કરી શ્રાવિકાઓને લલચાવા માંડી કોઇ વંધ્યા શ્રાવિકાને પુત્ર થવાના પ્રયોગ કરવા લાગ્યા કોઇ નિર્ધનને ધનવાન્ કરવા અનેક જાતના યંત્રો કરી કૃત્રિમ પૂજા કરવા લાગ્યા, કોઇ ઉન્માદ રોગને વળગાડ કહીને ધુણાવવાનો વિધિ ચલાવવા લાગ્યા, કોઇ પતિને, પુત્રને અને સસરાને વશ કરવાના પ્રયોગ કરી અજ્ઞાન શ્રાવિકાઓ પાસેથી ધન હરવા લાગ્યા, કોઇ શત્રુ મારવાના ઉપાય દર્શાવી પોતાની ઇચ્છા પૂર્ણ કરવા લાગ્યા, કોઇ કરીયાણાના ભાવ અગાઉથી કહેવાની લાલસા આપી, સટોડીયાને ધુતવા લાગ્યા, કોઇ ધાતુવાદના પ્રયોગથી લોઢાનુ રૂપુ તથા સોનુ કરવાના પ્રયોગ અજમાવવાને બહાને ઘણુ દ્રવ્ય હરવા લાગ્યા હે શાણી પુત્રી ! આવા આવા અનેક જાતના ઢોંગ ધર્મપુરની શ્રાવક કોમમા ચાલવા લાગ્યા જળપૂજા, વૃક્ષપૂજા, પશુપૂજા, શ્વાનપૂજા, નાગપૂજા, અને કાગડાને બળિદાન આપવાના મિથ્યાત્વી રીવાજો જૈન કોમમા પ્રવર્ત્તવા લાગ્યા એવી રીતે થોડા વર્ષ ગયા પછી શ્રાવકોમા ખરેખરૂ મિથ્યાત્વ પ્રસરી ગયુ મરનારની પાછળ શ્રાદ્ધ કરી પિંડ આપવાની ક્રિયા પણ શરૂ થઇ ગઇ લગ્નવિધિમા પણ બ્રાહ્મણોએ પોતાના વેદનો વિધિ દાખલ કરી દીધો લગ્ન વખતે શ્રાવકના ઘરમા ગણેશ અને ક્ષેત્રપાળની પ્રતિષ્ઠા થવા માંડી તેમ કરતા છેવટે શ્રાવકની ઉત્તરક્રિયા કરવાનો પણ દુરાચાર પેશી ગયો તરૂણ વયના કે વૃદ્ધ વયના માણસની પાછળ દાહાડો કરવાનો કુરીવાજ પણ પ્રવર્ત્યો જે સમય મરનારના આત્માને શાંતિ આપવાનો અને તેને ઉદ્દેશીને ધર્મ કૃત્ય કરવાનુ છે, તે સમયે લોકો મરનારને ઘેર બેસી મિષ્ટાન્ન જમવા લાગ્યા, અને એક તરફ રડાકુટ

થતી હોય, અને એક તરફ મોટી ઉંમરના લોકો જુવાન માણસનો દાહાડો ખાતા હોય, એવા ભયકર દેખાવો ધર્મપુરની શ્રાવક કોમમા થવા લાગ્યા કે સહ્ગુણી પુરી ! આ પ્રમાણે શ્રાવક કોમની ધાર્મિક અને સાસારિક ઉન્નતિને દૂર કરનારા અનાચારો જ્યારે અતિશે પ્રવર્ત્તવા લાગ્યા, અને શ્રાવકો તદ્દન મિથ્યાત્વી તથા ધર્મ ભ્રષ્ટ થવા લાગ્યા, ત્યારે તે જોઇ સદ્ગુણી શ્રાવક ન્યાયચદ્રના હૃદયમા અતિશે ચિતા થવા લાગી તેણે વિચાર્યું કે, ભારત વર્ષમા સર્વ ધર્મની અદર પવિત્ર ગણાતી જૈન કોમ આવી અધમ અવસ્થા ભોગવે છે, અને તદ્દન મિથ્યાત્વી થતી જાય છે, એ ઘણા ખેદની વાત છે હવે ગમે તેમ કરીને પણ મારી કોમનો ઉદ્ધાર કરવો જોઇએ સત્કર્મના યોગે અહીંના લોકો મારૂ માન રાખે છે, અને મને સઘનો આગેવાન ગણે છે તે છતા જ્યારે સાધર્મી બધુઓનો ઉદ્ધાર ન થાય, તો પછી મારૂ જીવિત શા કામનુ ? સઘના આગેવાનો જે શ્રાવક પ્રજાની સુધારણા ન કરે, મિથ્યાત્વમા મલિન થતી શ્રાવક કોમને ન અટકાવે, તો તેઓ પૂર્ણ રીતે દૂષિત છે તેવા આગેવાનો જીવતા મુવા જેવા છે દરેક જાતની સુધારણા કરવી, તે સઘપતિઓની પહેલી ફરજ છે આવો વિચાર કરી, ન્યાયચદ્ર તે બાબતનો પ્રયાસ કરવા લાગ્યો પ્રથમ તો તેણે મરવા પાછળ મિષ્ટાન્ન ભોજન કરવાના કુરીવાજને દૂર કરવાનો નિશ્ચય કર્યો

એક દિવસે કોઇ કાર્ય પ્રસગે ધર્મપુરનો સઘ એકઠો થયો હતો, તે લાગ જોઇ શુદ્ધ બુદ્ધિનો ન્યાયચદ્ર પોતાનો ઇરાદો સફળ કરવા તત્પર થયો બીજા સઘના આગેવાનોની સમક્ષ તેણે આ વાત છેડી તેમા તેણે ઘણુ અસરકારક ભાષણ કરી, તે ઘાતકી રીવાજ બધ કરવાને સર્વ

ની આગળ વિનતિ કરી ઘણા વખતના ગાઢ મિથ્યાત્વથી મલિન થએલા બીજા આગેવાનોને તે વાત રૂચિ નહિ તેની ઉપયોગી દરખાસ્તને ઉડાડી મુકી ન્યાયચદ્ર વળી રીતે મથન કરી, તે વાતને આગળ ધરવા લાગ્યો, પણ બીજાઓએ તે વાત ગણકારી નહિ કેટલાએક શુદ્ધ શ્રાવકોને તે વાત ગમી હતી, પણ બહુમતે તે વાતને ટેકો મળ્યો નહીં છેવટે સઘ પોતાના ધારેલા કાર્યનો નિર્ણય કરી ઉઠી ગયો નીતિવાળો ન્યાયચદ્ર તેથી કાઇ નિરૂત્સાહ થયો નહિ પછી ધીમે ધીમે જુદા જુદા લોકોની આગળ તેણે તે વાત સિદ્ધ કરવા માડી એમ કરતા કેટલાક માસ વીતી ગયા

કર્મયોગે એ અરસામા ન્યાયચદ્રનો પિતા નાગચદ્ર ગુજરી ગયો નાગચદ્રની ઉમ્મર લગભગ ચાળીશ વર્ષની હતી ન્યાયચદ્રની ઉમ્મર પચીશ વર્ષની હતી નાગચદ્રને સોળમુ વર્ષ બેસતાજ આ પુત્રનો જન્મ થયો હતો આટલી નાની વયમા તેણે પિતાથી પણ વધારે ખ્યાતિ મેળવી હતી તે વયોવૃદ્ધ ન હતો, પણ જ્ઞાન વૃદ્ધ હતો તેનામા પ્રમાણિકતાનો ગુણ એવો સારો હતો કે, જેથી ધર્મપુરના તમામ લોકો તેની સલાહ લેતા હતા, તે સાથે તે વ્યાપાર કળામા ઘણો પ્રવીણ હોવાથી દ્રવ્ય ઉપાર્જન કરવાની તેનામા સારી શક્તિ આવી હતી

જ્યારે નાગચદ્ર ગુજરી ગયો, એટલે ન્યાયચદ્રે નિશ્ચય કર્યો કે, મારે દાહાડો કરવાનો કુરીવાજ કરવો નથી કદિ મારા ધર્મના શ્રાવકો મારી નિદા કરે, મને ગાળો આપે, અને મારો તિરસ્કાર કરે, તોપણ મારે તે સહન કરવુ, તથાપિ એ દુષ્ટ રીવાજને આચરવો નહિ ન્યાયચદ્ર

આવો વિચાર કરી હૃદયમા દ્રઢ રહ્યો તેનો પિતા નાનચદ્ર ગુજરી જવાથી સઘના આગેવાનો તથા બીજા સગાવા હાલા તેને ઘેર બેસવા આવવા લાગ્યા, એમ કરતા દશ દિવસ થઇ ગયા, તથાપિ તેણે કોઇ જાતની તૈયારી કરી નહિ જ્યારે અગીઆરમો દિવસ આવ્યો, એટલે ન્યાયચદ્રની માતા ધનીએ પુત્રને કહ્યુ, ભાઇ ન્યાયચદ્ર ! તારા પિતાનો સ્વર્ગવાસ થવાથી હવે ઘરનો બધો ભાર તારા મસ્તક પર આવ્યો બેટા ! તારા પિતા ધર્મપુરમા પ્રખ્યાતિ પામેલા એક ગૃહસ્થ હતા, વળી તેમને તારા જેવો પ્રતિષ્ઠાવાળો પુત્ર થયો, તે સાથે તુ વળી પૈસો પેદા કરી શકે તેવો થયો છુ, આ બધો વિચાર કરી તું તારા પિતાની ઉત્તરક્રિયા કરજે આવતી કાલે તેમનુ બારમુ છે જે પુત્ર ઉત્તરક્રિયામા પિતાને ઉજાળે, તે ખરેખરો ધર્મી પુત્ર ગણાય છે પુત્ર ! હવે તૈયારી કર હજુ સુધી કાઇ પણ સામગ્રી કેમ લાવ્યો નથી ? ધનીના આવા વચન સાભળી ન્યાયચદ્ર વિનયથી બોલ્યો—માતા ! આપણા ધર્મપુરના શ્રાવકોના રીવાજ પ્રમાણે તમે મને કહો છો, તે યોગ્ય છે, પણ આપણે કોણ છીએ ? તેનો પેહેલો વિચાર કરો આપણે જૈન ધર્મને માનનારા શ્રાવક છીએ જૈન ધર્મમા મરણ પાછળ મિષ્ટાન્ન જમવાનું કહ્યુ નથી મિથ્યાત્વીઓના સહવાસથી આપણામા એ દુરાચાર પેશી ગયો છે આપણા ધર્મશાસ્ત્રમા ઉત્તરક્રિયાનો અર્થ ધર્મ ક્રિયા થાય છે મરનારને ઉદ્દેશીને સાત ક્ષેત્રમા દ્રવ્ય વાપરવુ, એ આપણા ધર્મનુ ફરમાન છે તેને બદલે અગીયારમુ, બારમુ વિગેરે દિવસો ગણી બ્રાહ્મણોને તથા સગાસબધીઓને મિષ્ટાન્ન જમાડવાનો નઠારો રીવાજ આપણામા પેશી ગયો છે તેમા ખાસ કરીને આપણા ધર્મપુરમા એ રીવાજ

ારે ચાલે છે, તેથી ફરીને હે માતા ! મારા પિતાની
રક્રિયામા હુ એવો અનાચાર કરવાનો નથી આ
ગ્રા સઘમા તે વિષેનો યોગ્ય ઠરાવ કરવાની મારી ધાર
છે, પણ જ્યા સુધી લોકો આત્મહિત સમજતા નથી,
સુધી એ દુષ્ટ રીવાજ દૂર કરવો અશકય છે, તેથી
રે ઘેરથીજ હું એ દુરાચારને દૂર કરીશ અજ્ઞાની લો-
ભલે મારી નિદા કરે, ભલે મને ગાળો આપે, અને
ફે મારો દ્વેષ કરે, તથપિ હું એ દુરાચારને કદિ પણ
રવાનો નથી

**ધની**—પુત્ર ! આ તું શુ બોલે છે ? શુ તારા પિતા
ારા વગર જાય ? એ તો ભુડુ થાય, ધર્મપુરમાથી આ
ગ્રી લાજ અને પ્રતિષ્ટા ચાલી જાય, લોકો અવર્ણવાદ
ાલી આપણી નિદા કરે પુત્ર ! કદિ તે દુરાચાર તને
મદ ન હોય, તો તેનો સઘમા ઠરાવ કર, અને બીજાને
રથી તે રીવાજ ગરૂ કરાવ્યા પછી આપણે ઘેરથી થનો
ાઇએ વહાલા પુત્ર ! આપણે ઘેરથી એ રીવાજ કાઢનો,
મને યોગ્ય લાગતુ નથી આ વિષે લાબો વિચાર કરી
, સાહસ કર નહિ

**ન્યાયચદ્ર**—માતા ! તમે ગભરાઓ નહિ, તમે શ્રા-
કા છો, શ્રાવિકાએ શ્રાવક ધર્મની વિરૂદ્ધ વર્ત્તનારા પુત્રને
ક્ષા કરવી જોઇએ જે ધર્મ વિરૂદ્ધ વર્ત્તે નહિ, તેવા
ત્રને સહાય કરવી જોઇએ હું કાઇ લોભને વશ થઇને
ા કાર્ય કરતો નથી મારા પિતાની ઉત્તરક્રિયા સારી રીતે
રીશ દેરાસરમા આગી રચાવીશ, અને મોટા પ્રકારની
જા ભણાવીશ, તેમજ અઠ્ઠાઇ ઉત્સવનો સમારભ કરી,
ાટા આડબરથી સ્વામિવાત્સલ્ય કરીશ, પાઠશાળામા અને

જૈન કન્યાશાળાઓમા ભણતા બાળક અને બાળાઓને ઈનામ આપી ઉત્તેજન આપીશ, પણ તે બધુ મારા પિતાના મ રણને થેડી મુદત થયા પછી કરીશ માતા ! અત્યારે તે શાતિથી ધર્મ સાધવાનો સમય છે, પચપરમેષ્ઠીની આરા ધના કરી મરનારના આત્માને શાતિ આપવાની પ્રાર્થના કરવાનો આ સમય છે મારા પિતાને વિયોગ થયો છે, માના મસ્તકનું શિરછત્ર ભાગી પડયુ છે, તમને વિધ વાવસ્થા પ્રાપ્ત થઈ છે, આપણા કુટુબનો એક સ્તભ ચા લ્યો ગયો છે, તેના શોકની લાગણી વખતે આપણને મિ ષ્ટાન્ન જમાડવાનો શો ઉત્સાહ હોય ? ભોજનની લાલનાથી બીજાઓ તેવી પ્રેરણા કરે, તેમા કાઇ નવાઇ નથી તરૂણ માણસનો દહાડો ખાવાને વૃદ્ધ માણસો આવે છે લોકો ભોજનનોજ સબધ ધરાવે છે આપણી પવિત્ર કોમમા બુભુક્ષાનું બળ વધી ગયુ છે લોકો નિર્લજ થઇ ભિક્ષુકો ની જેમ મરણુ પછવાડે ભોજન કરવા આવે છે, રડાકૂટના શબ્દો સાભળતા સાભળતા તેઓ નીચુ જોઈ પોતાની ક્ષુધાને શમાવે છે માતા ! ક્ષમા કરો, એ દુરાચાર સે-વવની મને પ્રેરણા કરશો નહિ, છેવટે આપણો વિજયજ છે ધર્મનો યોગ્ય માર્ગ લેવાથી આખરે આપણી સ્તુતિ થવાની છે માતા ! મને આ વિષેની હિમ્મત આપો હુ તમારેજ ચરણે છું પિતારૂપ એક શરણુ તો મે ગુમાવ્યુ છે બીજા લોકો પણ બાપ વિનાના બાળકની ઉપર દયા લાવે છે, ત્યારે તમે મારી માતા, મારા ઉપકારી જનની સદા મારૂ હિત ઇચ્છનાર અને મારી તરફ અપૂર્વ વા ત્સલ્ય દર્શાવનાર છો, તે મને કેમ સહાય નહિ કરો ?

દૃ સદ્ગુણી પુત્રી લલિતા અને ચચળ ! ન્યાયચદ્રના આવા વચન સાભળી, તેની માતા ધનીના હૃદયમા મારી

અસર થઇ ગઈ તેના હૃદયમા જૈન ધર્મની ભાવના અને તે સાથે પુત્રવાત્સલ્યનો પવિત્ર પ્રેમ પ્રગટ થઇ આવ્યો. પુત્રના પ્રેમને લઇને તેણીને પોતાનો સ્વામી નાગચંદ્ર સાભરી આવ્યો નેત્રમા હર્ષ તથા શોકના અશ્રુની ધારા ચાલી ક્ષણવાર પછી તે ગદ્ગદ્ કંઠે બોલી—

**ધની**—મારા નેત્રઠારક પુત્ર ! તારા વચનોએ મને અદ્ભૂત અસર કરી છે આજ સુધી મિથ્યાત્વની ગાઢ નિદ્રામા પડેલી હુ આજે જાગ્રત થઇ છુ મે મારા શ્રાવક આત્માને ઠેતર્યો છે પુત્ર ! આ ધર્મપુરમા શ્રાવક કેમ તદ્દન મિથ્યાત્વી થતી જાય છે બ્રાહ્મણ વિગેરે ભિક્ષુકોએ પોતાના સ્વાર્થને માટે શ્રાવક પ્રજાને ધર્મ ભ્રષ્ટ કરી દીધી છે પુત્ર ! તુ વિદ્વાન્ છુ આ ધર્મપુરના સઘનો ઉદ્ધાર કર આ ધર્મપુર કે જે મિથ્યાત્વથી અધર્મપુર બની ગયુ છે, તેને તેના નામમા પાછુ લાવ પુત્ર ! દાહાડા કરવાનો કુરીવાજ કરીશ નહિ હુ તને તેમા સહાયભૂત થઇશ એવી લોક નિંદાને ગણીશ નહિ છેવટે આ નિંદા તારી સ્તુતિરૂપ થશે, જૈન શાસનના દેવતા તને આ કાર્યમા જય આપશે

માતાના આવા વચન સાભળી ન્યાયચંદ્રને બમણો ઉત્સાહ આવ્યો તેના મનમા ભય હતો કે, જો મારી માતા હઠ કરશે, અથવા તેના મનમા ખેદ થશે, તો મને અસતોષ રહેશે લોકો મને માતાની આજ્ઞાનો વિરાધક કહેશે, તેનો આ ભય ધનીના ઉત્સાહ ભરેલા વચન સાભળી દૂર થઇ ગયો

હે સારા લક્ષણવાળી પુત્રી ! પછી બીજે દિવસે નાગ

ચદ્રનુ બારમુ ત્યારે તેના સગા સબધીઓ તેને ઘેર એકઠા થયા, પણ દાહાડા કરવાનુ કાઈ પણ ચિન્હ ત્યા જોવામા આવતુ નહતુ છેવટે ન્યાયચદ્રના કાન ભરવા મામાએ તેમજ બીજા સગાસબધીઓએ તેને ઘણુ સમજાવવા માડ્યુ, પણ ન્યાયચદ્રે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ આ ખરે તેઓએ ન્યાયચદ્રને પોતાના વ્યવહાર બાહેર મુકવાને કહ્યુ, તથાપિ ન્યાયચદ્ર પોતાના નિશ્ચયમા દ્રઢ રહ્યો

હે સુતા ! એમ કરતા એક બે માસ ચાલ્યા ગયા ધર્મપુરના ઘણા લોકો ન્યાયચદ્રની વિરૂદ્ધમા થયા છેવટે બધુ ગામ એક તરફ થઈ ન્યાયચદ્રને સઘથી બાહેર મુકવાનો ઠરાવ કરવા તત્પર થયુ આટલુ છતા પણ ન્યાયચદ્રનુ મન દ્રઢ રહ્યુ તેણે વિચાર કર્યો કે, ધર્મપુરના સઘમા એકલા રહેવુ, પણ પોતાના ધર્મ વિરૂદ્ધ આચાર સેવવો નહિ

હે પુત્રીઓ ! આ અરસામા ગુણવિજય નામે એક મુનિ ધર્મપુરમા વિહાર કરતા આવી ચડયા સઘના લોકોએ ઠાઠમાઠથી તેમનુ સામયુ કર્યું આજે ઘણા વર્ષોએ ધર્મપુરમા સાધુનો યોગ થઈ આવ્યો મિથ્યાત્વના જોરને લઈને કોઈ સાધુને આવવાની વિનતિ કરતું ન હતુ આ સપાસ ગામડામા વિદ્વાન સાધુઓ આવતા ખરા, પણ ધર્મપુરના સઘની વિનતિ વિના કોઈ મુનિ અહીં આવેલ ન હતા

આજકાલ કાળને પ્રભાવે કરીને કેટલાએક જૈન મુનિઓ સઘની વિનતિ વિના કેટલાએક ક્ષેત્રોમા જતા નથી પ્રાચીન કાળે તેમ ન હતું ધર્મ ઉપકારની બુદ્ધિથી મુનિઓ સર્વ સ્થળે વિહાર કરતા હતા, અને મિથ્યાત્વથી શ્રા

ત્ક પ્રજાની સર્વદા રક્ષા કરતા હતા, તેમને મઠની વિન-તિ કે માનની કાંઈ અપેક્ષા ન હતી તેઓ પ્રત્યેક ક્ષેત્રની સુધારણા કરવાની પોતાની ફરજ સમજતા હતા કોઈપણ ક્ષેત્ર ધર્મભ્રષ્ટ ન થાય, તેને માટે તેઓ પૂરતી કાળજી રા ખતા હતા આજે તેથી વિપરીત જમાનો વર્તે છે, કેટ લાએક જૈન મુનિઓમા અહંકારે આવી વાસ કરવા માં-ડ્યો છે જ્યા ઠઠમાઠથી સામૈયા થાય, અને આહાર પાણીના પુષ્કળ લાભ મળે, તેવા ક્ષેત્રોમાજ મુનિઓના વિહાર થાય છે, તે શિવાયના ક્ષેત્રમા મુનિઓ વિહાર ક-રતા નથી, તેથી કરીને કેટલેક કાળે ત્યાના શ્રાવકો શ્રાવ-કાભાસ જેવા થઈ જાય છે પછી મિથ્યાત્વીઓ ત્યા મસ્ત થઈને મ્હાલે છે

મુનિ ગુણવિજય તેવા ન હતા, તેઓ ઉપકાર બુદ્ધિ-થી બધા ક્ષેત્રોમા વિચરનારા હતા કેટલાક માસ પહેલા તેમના સાભળવામા આવ્યુ હતું કે, ધર્મપુરનુ ક્ષેત્ર ધર્મભ્ર ષ્ટ થતું જાય છે શ્રાવકોમા મિથ્યાત્વનુ પ્રબળ વધતું જાય છે, અને ધર્મનો તિરસ્કાર થાય છે તેમણે આ ન્યાયચ-ન્દ્રનો બધો વૃત્તાત પણ સાભળ્યો હતો ધર્મનો પક્ષ કર-નારા ન્યાયચન્દ્રને લોકોએ સઘની બહાર મુકવા વિચાર કર્યો છે, ઇત્યાદિ બધો વૃત્તાત મુનિ ગુણવિજયજીએ સા ભળ્યો હતો, આથી કરીને તેઓ આર્હત ધર્મનો ઉદય ક રવા, અને ત્યાના ગાઢ મિથ્યાત્વને દૂર કરવા અહીં વિહાર કરી આવ્યા હતા

હે બેન લલિતા અને ચચળ ! એ ગુણવિજયને ધર્મ પુરના લોકો ઠાઠમાઠથી લાવ્યા, અને ઉત્તમ પ્રકારના ઉ પાશ્રયમા તેમને ઉતાર્યા મુનિ ગુણવિજયજી એક સારા

વિદ્વાન અને વક્તા હતા, તેમનામા ઉપદેશ આપવાની શક્તિ ઘણી સારી હતી, તેઓ પોતાની ઉપદેશક શક્તિથી શ્રોતાઓના મનને ક્ષણમા હરી લેતા હતા આ વિદ્વાન્ મુનિએ ઉપાશ્રયમા વિવિધ વિષયના વ્યાખ્યાનો આપવા માડ્યા, લોકોના હૃદયપર સારી અસર થવા માડી તેમની વાણી સાભળીને ધર્મપુરના શ્રાવકો મુખે વાહવાહ કરી તેમની પ્રશસા કરવા લાગ્યા હે પુત્રીઓ ! થોડા વખતમા તો એ વિદ્વાન્ મુનિએ લોકોના મનપર ઘણી અસર કરી દીધી પછી તો મિથ્યાત્વ ભરેલા ઘણા દુષ્ટ રીવાજો દૂર કરવાને શ્રાવકો બાધા લેવા તૈયાર થવા લાગ્યા ક્રમે કરીને ધર્મપુરના સઘમા સુધારણા થવા લાગી એક પછી એક એમ બધા મિથ્યાત્વ ભરેલા દુષ્ટ રીવાજો નાબુદ થવા લાગ્યા, પછી ન્યાયચદ્રના વિચારને મુનિ ગુણવિજયજી ટેકો આપવા તૈયાર થયા, આથી લોકો પાછા ન્યાયચદ્રને અનુસરવા લાગ્યા છેવટે પવિત્ર હૃદયના શ્રાવક શિરોમણી ન્યાયચદ્રની આગળ માફી માગી સઘના બીજા આગેવાનોએ તેને મોટા માનની સાથે પાછો સઘમા બોલાવ્યો ન્યાયચદ્રના કહેવાથી મુનિ ગુણવિજયજીએ મરણ પાછળ દાહાડો ખાવાનો અનાચાર અટકાવવા ઉપદેશ કર્યો, અને તે દુષ્ટ રીવાજ સઘમાથી નાબુદ કરવામા આવ્યો શ્રાવક કોમમા ન્યાયચદ્રને માટે સારા સારા વિચારો થવા લાગ્યા જે લોકો પોતાની અજ્ઞાનતાથી ન્યાયચદ્રની નિદા કરતા હતા, તેઓ અત્યારે છુટે મોઢે તેની પ્રશસા કરવા લાગ્યા સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ અને યુવાન બધાએ ન્યાયચદ્રને ધન્યવાદ આપવા લાગ્યા

આનદા કહેછે—હે સુલક્ષણવાળી પુત્રીઓ ! પછી આખરે ધર્મપુરના સમગ્ર સઘે ન્યાયચદ્રને સઘપતિની

પદવી આપી, અને બીજી બધી પ્રજાઓએ મળી ન્યાયચદ્રને નગરશેઠનુ પદ પણ આપ્યુ ત્યારથી તેણે ધર્મપુરના સઘમા ઘણી સુધારણા કરી જે જે મિથ્યાત્વ ભરેલા દુષ્ટ રીવાજો શ્રાવક કોમમા દાખલ થયા હતા, તે બધા મૂળમાથી નાબુદ કરી દીધા. સર્વ શ્રાવકો યથાર્થ રીતે જૈન ધર્મ પાળવા લાગ્યા, ધર્મના ઉત્સવો અને દેવગુરૂની ભક્તિ અતિશે વધવા લાગી પછી સારા સારા મુનિઓ તે ક્ષેત્રમા વિહાર કરી આવવા લાગ્યા આખરે ધર્મપુર એ ખરેખરૂ ધર્મપુર બની ગયુ

હે બહેન ચચળ! જેવી રીતે ન્યાયચદ્રે પોતાની દૃઢતા રાખી પ્રેતભોજનના નઠારા રીવાજને દૂર કરી સારી રીતે સઘ સુધારણા કરી, પોતાના કામમા વિજય મેળવ્યો, તેવી રીતે તુ પણ પ્રેતભોજન ન કરવાની દૃઢતા રાખજે, અને તેમ કરવાથી અતે તારો વિજય થશે

ચચળ—આનદા કાકી! મારો નિશ્ચય કદિ પણ ફરે તેમ નથી જો કે પ્રથમથીજ મે તે વિષે નિશ્ચય કર્યો હતો, પણ તમે આ ન્યાયચદ્રનુ દૃષ્ટાત સભળાવ્યુ, તેથી મારો નિશ્ચય વધારે મજબુત થયો છે

આનદા—ચચળ! હવે આપણી ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવાનો વખત થઇ ગયો છે, માટે હવે બીજી વાર્ત્તા આવતી કાલે કરીશુ આજે જે કાઇ કહેવામા આવ્યુ હોય, તેને તમે બરાબર મનમા ગખજો બહેનો! સાભળેલા ઉપદેશને બરાબર મનન કરી યાદ રાખવો, એજ સાભળવાનુ ફળ છે બહેન ચચળ! હવેથી તું માનસિક આળસ રાખીશ નહિ જેમ માબાપની ભક્તિ વિષેની શીખેલી ગરબી ભુલી ગઇ, તેવું હવેથી ન થવુ જોઇએ

ગણું છુ સારા લક્ષણવાળા સંતાનોથી માતાપીતાનું જીવન સફળ થાય છે બહેન લલિતા અને ચંચળ ! ચાલો, હવે આપણી ઉપદેશ વાર્ત્તા સમાપ્ત કરીએ આપણો નિયમ થઇ રહ્યો છે (બોલો આદીશ્વર ભગવાનની જય)

પછી આનંદા અને લલિતા પોતાના ઘરકામમા પ્રવૃત્ત થયા, અને ચંચળ પોતાને ઘેર ચાલી ગઇ

**ધર્મદાસ** શેઠ કહે છે—હે પુત્રીઓ ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને અને પોતાના પાડોશીની પુત્રી ચંચળને શિખામણની વાર્ત્તા કહી વિરામ પામી તે પછી ચંચળ જ્યારે પોતાને ઘરે ગઇ, એટલે શું બન્યુ ? તે એક ચિત્તથી સાંભળો

ચંચળની મા અજ્ઞાન હતી જો કે તેણીનું હૃદય ચોખ્ખુ હતું, પણ સારા સહવાસ વિના તેણીને કાંઇ પણ બોધ મળ્યો ન હતો, ધર્મના સંબંધમા તે કાંઇ પણ સમજતી ન હતી, તેને લોક વ્યવહારને અનુસરવાનું માત્ર થોડુ જ્ઞાન હતું ચંચળ આનંદાને ઘેરથી રસ્તામા જતી હતી, ત્યા તેને **પ્રેમ** અને **પુતળી** નામની બે સ્ત્રીઓ મળી તે બંને ચંચળની કાંઇક સગી થતી હતી, અને તે સાથે તેઓ ચંચળની બહેનપણીઓ પણ હતી ચંચળને આવતી જોઇ પ્રેમ અને પુતળી ઉભા રહ્યા, અને તેની સાથે નીચે પ્રમાણે વાતચિત કરવા માંડી —

**પ્રેમ અને પુતળી**—કેમ બહેન ચંચળ ! ક્યાંથી આવો છો ? હમણા કેમ દેખાતા નથી ?

**ચંચળ**—હું અહીં આપણા પાડોશમા જે આનંદા

સુદી, મને એક વાતનો જવાબ આપ આવતી કાલથી છો
ડીઓને રહેવાનું મોળાકૃતનું વ્રત છે, તો આપણે ગયા
વર્ષની જેમ સાથે રહીશું, અને ભેગા રમીશું તું મારે
ઘેર આવજે, હું તને સોગઠાબાજી, ગજીફા વિગેરે રમતો
રમાડીશ, અને છેવટનું જાગરણ પણ આપણે સાથેજ કરીશું

ચંચળ—બહેન ! બસ થયું, તારી આ બોલ ઉભા
રહેવાનો પણ ધર્મ નથી તને હમણાજ કહ્યું હતું ક, આ
પણે કોણ છીએ ? તનો વિચાર કર તે છતા તું જેમ
તેમ બોલે છે, તે ઠીક ન કહેવાય અરે ભલી બાઇ ! તું
શ્રાવકની દીકરી થઇને આ શું બોલે છે ? મોળાકૃતનું વ્રત
કોનું છે ? અને તે કોણ કરે ? તેનો જરા વિચાર કર
મોળાકૃતનું વ્રત એ મિથ્યાત્વીનું વ્રત છે, તે જયાપાર્વતીના
વ્રતથી ઓળખાય છે શ્રાવકની કોઇ પણ બાળાયે એ
વ્રત ન કરવું જોઈએ શ્રાવક કુળની કન્યા થઇ, મિથ્યા
ત્વીના વ્રતને આચરે, તો પછી શ્રાવકપણું શેનું રહે ?
મારાથી હવે એ વાત કદિ પણ બને નહિ પૂજ્ય આનંદા
કાદીના ઉપદેશથી હવે હું સારી રીતે જાગ્રત થઇ છું

પ્રેમ—અલી ચંચળ ! આટલી બધી ફીસીયારી શું
મારે છે ? ગયા વર્ષમાજ તું અમારી સાથે મોળાકૃત રહી
હતી, અને સોગઠાબાજી તથા બીજી રમતો કરતી
હતી, તે શું ભુલી ગઇ ? એમા વળી મિથ્યાત્વ શેનું ?
શ્રાવકોની ઘણી દીકરીઓ તે વ્રત કરે છે, અને શિવ તથા
શક્તિના મંદિરોમા દર્શન કરવાને નીકળે છે, તે શું બધી
શ્રાવિકા મટી જશે ? તું એકલીજ શ્રાવિકા છે ? અને
બીજું કોઇ શ્રાવક નથી ?

પુનમ—અરે રે ઠ ડાહાપણવાળી ! હાનીમ ની જેવી

રહે આપણા શ્રાવકોમા ઘણી મોટી વયની અને નાની વ ચ ી દીકરીઓ મોળાકૃત કરે છે, અને શ કર, વિષ્ણુ અને દેવીના મ દિરોમા દર્શને જાય છે, એટલુંજ નહીં, પણ શીતળા સાતમ, નાગપાચમ અને એવ્રત વિગેરે ઘણા મત આચરે છે, તેમજ નવરાત્રિમા માતાના ગરબા પણ લે છે

ચ ચળ—બ્હેનો ! તમારામા ગાઢ મિથ્યાત્વ આવી ગયેલુ છે, તમારી બુદ્ધિમા આર્હત ધર્મના તત્વો રહેલા નથી, તમે બાળવયથી મિથ્યાત્વીઓના સહવાસમા ઉછરેલા છો, તમારી આગળ હુ ગમે તેટલુ કહુ, તોપણ તમારા હૃદયપર સારી અસર થવાની નથી હવે હુ તમને એટલી વિનતિ કરૂ છુ કે, આવતી કાલે તમે મારી સાથે લલિતાને ઘેર આવજો તમારા હૃદયમા રહેલી અજ્ઞાનતા ક્ષણવારમા દૂર થઇ જશે. હું હવે રજા લઉં છુ બ્હેનો ! કાઇ વ-ધારે કહેવાયુ હોય, તો ક્ષમા કરજો

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી ચ-ચળ, પ્રેમ અને પુતળીને બીજે દિવસે લલિતાને ઘેર આ-વવાનું કહીને પોતાને ઘેર ચાલી ગઇ હવે આપણે ધર્મ વાર્ત્તા સમાપ્ત કરવાનો વખત થઇ ગયો છે, માટે બાકીની વાર્ત્તા આવતી કાલે કરીશુ (બોલો આદિશ્વર ભગવાનની જય )

પછી ધર્મદાસ શેઠ, ગ ગા, અજવાળી, તારા વિગેરે બધા પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે

## દિવસ ૬ ઠ્ઠો



ત્યનના નિયમ પ્રમાણે ધર્મદાસ શેઠ અને ગા, અજવાળી, તારા અને બીજી શ્રાવિકાઓ શ્રાવિકાશાળામા એકઠી થઇ સમય થયો, એટલે ધર્મદાસ શેઠે નીચે પ્રમાણે મગળાચરણ કરી, ઉપદેશવાર્ત્તાનો આરભ કર્યો

### સુદાણા છદ

દેવ અરિહત આરાધજો ઉલટથી,<br>
તેથી મુક્તિવધુ સદ્ય વરશે,<br>
પ્રગટશે શાતિ સુખ સદ્ય શુભ ભાવથી,<br>
શ્રેષ્ઠ તે ભાવના કર્મ હરશે ૧

નામ જિનરાજનું નિત્ય રસના થકી,<br>
પ્રાણી જપજો સુખે જન્મ ટળશે,<br>
હર્ષથી ધર્મના શ્રેષ્ઠ ઉત્કર્ષને,<br>
આચરી આખરે મુક્તિ મળશે ૨

પ્રેમથી પૂજતા તે પ્રભુ અતરે,<br>
કર્મના જાળ તે દૂર થાશે,<br>
સદ્ય સવેગનો રગ અગે થતા,<br>
વિષયની વાસના સર્વ જાશે ૩

ભાવના ભાવતા શુદ્ધ સુખદાયિની,<br>
પ્રગટ થઇ નિર્જરા કર્મ કાપે,<br>
ચારૂ ચારિત્રનું તેજ તત્કાળ ત્યા,<br>
ચળકતુ ચિત્તમા સ્થાન સ્થાપે ૪

આ પ્રમાણે મ ગળાચરણ કરી ધર્મદાસ શેઠે ઉપદેશ વાર્તાનો આરભ કર્યો

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તે આન-દાના પ્રસ ગમા જયા નામની એક નવી શ્રાવિકા આવી હતી, તેનું વૃત્તાત સાભળો

ચ ચળના ઘરની આગળ એક **સોમચ દ** નામે શ્રાવક રહેતો હતો, તેના ઘરમા **જયા** નામે સ્ત્રી હતી જયા સ્વભાવે વિચિત્ર હતી, તેણીનામા અજ્ઞાનતા ઘણી હતી, તે સાથે તે કજીયાનુ ઘર હતી, વળી ઘણી રીસાળ અને બોલકી હતી સોમચદ સ્વભાવે સારો અને ધાર્મિક હતો જયા તે બીચારાને ઘણુંજ પજવતી હતી. કોઇ વાર તો આખો દિવસ તેમનો કજીયામાજ જતો હતો રીસાળ જયા ઘણી વાર રીસાઇને પોતાના પિયર કે બીજા કોઇ પાડો-શીના ઘરમા ચાલી જતી હતી, ત્યારે બીચારા સોમચ દને આખો દિવસ લાઘણ થતી હતી વળી કોઇ આડોશીપા-ડોશી વચ્ચે પડી સમાધાન કરતા, ત્યારે તે જયા માડમાડ ઠેકાણે આવતી હતી

સોમચ દ આવી નઠારી સ્ત્રીથી ક ટાળી ગયો હતો ઘણી વાર તેને આ સ સાર ઉપરથી અભાવ થઇ જતો, અને દીક્ષા લઇ ચાલી નીકળવાનો વિચાર પણ થતો હતો, પણ તેનામા ધર્મ સ બધી જ્ઞાન ઓછુ હોવાથી, તેમજ સાધુની ક્રિયા કઠિન લાગવાથી, તે પાછો પોતાના વિચાર ફેરવતો હતો

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! એક વખતે સવારે એવુ બન્યુ કે, સોમચ દે પોતાની સ્ત્રી જયાને પુછયુ

કે, સાભળે છે કે ? મારે બજારમા જવું છે, તો કહે, શેનું શાક લેતો આવું ?

જયા—અત્યારે શી ઉતાવળ છે ? ઘડીક પછી કહીશ

સોમચદ—ઘડીક પછી કહેવાનું શું કારણ ? મારે બજારમા ઉતાવળનુ કામ છે, માટે જલદી કહે

જયા—કામ કામ શુ કરો છો ? મારી મરજીમા આવશે, ત્યારે કહીશ

સોમચદ—અરે ભુડી ! મારે ઘણી જરૂર છે, ખોટી થવાય તેમ નથી, માટે મહેરબાની કરીને હમણાજ કહે

જયા—નહીં બસ, હમણા હું કહેવાની નથી

સોમચદ—ત્યારે હુ આ ચાલ્યો, મારાથી રોકાઇ શકાય તેમ નથી, આજે શાક વિના ચલાવીશું

જયા—તેમ નહિ થાય, શાક તો જોઇએજ જો શાક નહિ લાવો, તો હું રાધીશજ નહિ

સોમચદ—ત્યારે જલદી કહે, શેનું શાક લાવવું છે ? તને મોઢેથી કહેવામા શું થાય છે ?

જયા—ઘડી વાર પછી હું કહીશ, અત્યારે મારે કહેવુ નથી

સોમચંદ—અરે હઠીલી સ્ત્રી ! મારે ઘણુંજ કામ છે, ત્યારે હું જાઉં છુ, મને ઠીક પડશે, તે શાક લાવીશ

જયા—નહિ, તમને ઠીક પડે, તેવું શાક લાવશો, તો તે કામમા આવશે નહિ મારી ઇચ્છા પ્રમાણે જે હું કહું, તે શાક લાવશો, તો રસોઇ થશે, નહિ તો કાઇ બનવાનુંજ નથી

સોમચંદ—અરે અવળચંડી ! આવી રીતે ખોટો કજીયો શામાટે કરે છે ? જરા મનમા વિચાર કર, કે તેવા નકામા કજીયા કરવામા શો લાભ છે ? તુ દુખી થાય છે, અને બીજાને દુખી કરે છે હવે શુ કહે છે ? મારે ઘણીજ ઉતાવળ છે જો મારૂ કામ બગડશે, તો આપણા ઘરમા નુકશાન થશે આજે મે કોઇ વેપારીને અત્યારમા માલ આપવાનો વાયદો કર્યો છે, જો હું વેળાસર દુકાને નહિ જઉં, તો તે ઘરાક ચાલ્યુ જશે, અને નાહક આપણા ઘરમા બે ત્રણ રૂપીયાનુ નુકશાન થશે અરે અજ્ઞાન અબળા ! જરા વિચારી જો, ઘરમા શામાટે નાહકનુ નુકશાન કરે છે ?

જયા—ગમે તેટલુ નુકશાન થાય, તો ભલે થાય, પણ હમણા હુ કાંઇપણ શાકનુ નામ પાડવાની નથી જો તમે મારી મરજી વગર એમના એમ ચાલ્યા જશો, તો ઘેર રસોઇ થવાની નથી, અને આખો દિવસ ભુખ્યા રહેવુ પડશે, તેમ વળી મારા કહ્યા શિવાય બીજુ શાક લાવશો, તો તે પણ કામમા નહિ આવે, અને તદન રસોઇજ થશે નહિ

હે શ્રાવિકાઓ, પોતાની સ્ત્રી જયાના આવા વચન સાભળી સોમચંદ ક્રોધ કરીને બોલ્યો—અરે દુષ્ટા ! શા માટે મારો જીવ લેવા પેદા થઇ છુ ? મને નાહક શા માટે સંતાપ કરે છે ? તારે કરવુ હોય તે કરજે, હુ તો આ ચાલ્યો, તે મને ઘણી વાર લાઘણો કરાવી છે આ પ્રમાણે કહી સોમચંદ બજારમા ચાલ્યો ગયો પાછળ જયા રીનાઇને બેઠી તેણીએ ઘરનુ કાંઈ પણ કામ કર્યું નહી

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તે પછી

સોમચદ દુકાને આવ્યો, ત્યા ખરીદવા આવેલ માણસ બીજે ચાલ્યો ગયો સોમચદે પડખેની દુકાને પુછ્યુ, એટલે તે દુકાન વાળે કહ્યુ કે, ઘણી વાર સુધી રાહ જોઇ તે ઉભો હતો પછી છેવટે તેણે આગેની દુકાનેથી સો રૂપીઆનો માલ વહોરી લીધો, અને તે હમણાજ ગયો આ વાત સાભળી સોમચદના મનમા ઘણો ખેદ થયો પોતાની અવળચડી સ્રીની ઉપર હૃદયમા ગુસ્સો આવ્યો, અને તેથી તે મનમા બળી જવા લગ્યો પોતાને ચાર પાચ રૂપીઆ પેદા થવાની તક જવાથી તે અફસોસ કરતો પાછો ઘેર આવ્યો, ત્યા હઠીલી જયા ઘરની ઓશરીમા સુતી હતી, તેને જોતાજ ક્રોધે ભરાએલો સોમચદ બોલ્યો—

**સોમચદ**—અરે રાડ! તે મને નાહકની મોટી નુકશાની કરી આમને આમ મારા ઘરનુ નખોદ વાળી નાખ્યુ અરે પ્રભુ! આવા સમારમાથી મારો છુટકો કયારે થશે? અરે કર્મ! હવે આયુષ્યનો અત લાવો મને આ સસાર વિષ જેવો લાગે છે આવી નીચ અને ના લાયક બાયડી મારા નસીબમા કયાથી આવી? અરે દૈવ! પૂર્વે મે શા પાપ કર્યા હશે, કે જેથી મને આવી અવળચડી સ્રી મળી? આવા સસાર કરતા મરણ ઘણે દરજ્જે સારૂ છે મારા જેવા શ્રાવકોના જીવિતને ધિક્કાર છે રૂ પિતા! તમે સ્વર્ગમા જઇ સુખે પુત્રને આવા મહા દુ[illegible]મ ઘણી વિનાની, અજ્ઞા[illegible] કન્યાનો યોગ તમે [illegible] પૂજ્ય છો, એટલે ત[illegible] કહેવુ જોઇએ કે, તમેજ કરાવી છે

અરે સ્વર્ગવાસી પિતાજી ! તમે પ્રથમ તો મારૂં બાળલગ્ન કર્યું કન્યાના ગુણ, દોષ કે કેળવણી જોયા વિના લાકડે માંકડું વળગાડી દીધું, એ કેવો અનર્થ કર્યો ? બાળલગ્નને લઇને હું અજ્ઞાન રહ્યો, મારાથી વિદ્યાભ્યાસ થઈ શક્યો નહીં, ધર્મનું અને નીતિનું જ્ઞાન મને બીલકુલ મળ્યું નહીં, શ્રાવકના સદાચાર તથા રહેણી કરણી હું શીખી શક્યો નહીં પિતાજી ! આ તમારા વ્હાલા પુત્રના સર્વ સુખનો નાશ તમે પોતેજ કર્યો છે તે વખતે તમારી પુત્રવત્સલતા કયાં ગઈ હતી ? એક પાળક અને પોષક થઈ તમે પોતેજ મને દુઃખના સાગરમાં ઝંપલાવી દીધો આ પ્રમાણે કહી સોમચંદ પોકે ને પોકે રોવા માંડયું, ત્યાં પાડોશમાંથી ચંચળ અને બીજા બૈરાંઓ સોમચંદના ઘરમાં દોડી આવ્યાં

ચંચળ—સોમચંદભાઇ ! આ શું કરો છો ? તમને શું થયું ? જયા ભાભી ! કહો, મારો સોમચંદભાઇ કેમ રૂવે છે ?

જયા—ચંચળબા ! તમારે શી પંચાત છે ? એમનો એવો સ્વભાવજ છે મને મારીને પોતે રોવા બેઠા છે. એમ કહી જયાએ પણ ઉંચે સ્વરે રોવા માંડયું

ચંચળ—ભાભી ! છાના રહો, બળ્યું, આવો નકામો કલેશ શા માટે કરો છો ? ધણી બાયડીને રોજ સાથે રહેવું, અને આવો કંકાસ થાય, તે ઠીક નહીં આપણી પડોશમાં મિથ્યાત્વીઓ ઘણા વસે છે, તેઓ તમારી મશ્કરી કરશે, કે જુવો, શ્રાવકના ઘર કેવા ચાલે છે ? તેઓ કહેશે કે, શ્રાવકો પોતાને દયાધર્મી અને શાંતિવાળા કહેવરાવે છે, અને આવા અશાંતિ ભરેલા કજીયા કરે છે શ્રા

જ્ઞાતિમા સ્ત્રી પુરૂષની અદર સપ નથી, તેઓની કોમમા પુરૂષ અને સ્રીઓ કજીયાખોર, દગાખોર અને કુબુદ્ધિવાળા ઘણા છે તેઓ માત્ર આડબરની ખાતરજ દહેરે ઉપાશ્રયે જાય છે આવી રીતે મિથ્યાત્વિઓ આપણી તથા આપણા પવિત્ર ધર્મની નિદા કરશે, માટે આવો નાહક ફજેતો કરો નહીં

**સોમચંદ**—(ઉચે સ્વરે) ચચળ બહેન! હુ આ રાડથી કાયર થઇ ગયો છુ મે તેને એક આગળી પણ અડાડી નથી, તે છતા તે ખોટુ બોલે છે કે, મને મારી નાખી? અરે! કેવુ જુઠુ? આવી મૃષાવાદ બોલનારી શ્રાવિકા મારે માટે કયા રાણી સુદી હતી? (જયા તરફ જોઇ) અરે દુષ્ટા! ધિક્કાર છે તારા અવતારને શ્રાવિકા થઇને આવુ જુઠુ બોલે છે? જા, આજથી મારે તારૂ મોઢુ જોવુ નથી

હે શ્રાવિકાઓ! આ પ્રમાણે કહી સોમચદે ઘરની બાહેર ચાલવા માડયુ, એટલે ચચળ તેની પછવાડે બાહેર આવી, અને તેણીએ સોમચદને આ પ્રમાણે સમજાવવા માડયુ

**ચચળ**—ભાઇ સોમચદ! તમે સમજુ થઇને આમ કરો, તે ઠીક ન કહેવાય બે માણસ આવી વાત જાણશે, તો તમારા ઘરનો ફજેતો થશે ઉભા રહો, મારી એક વાત સાભળતા જાઓ, પછી તમને ઠીક લાગે તેમ કરજો ચચળના આવા વચન સાભળી સોમચદે કજીયો થવાનુ મૂળ કારણ તથા જે હકીકત બની હતી, તે બધી ચચળને કહી સભળાવી તે હકીકત સાભળી ચચળ બોલી—ભાઇ સોમચદ! મનમા જરા ધીરજ રાખો કોઇ પણ કામમા સાહસ કરવુ ન જોઇએ મારી જયા ભાભીને સુ

ધારવા હોય, તો એક ઉપાય છે, જો તમારી મરજી હોય તો કહુ

સોમચદે કહ્યુ, બ્હેન ચચળ ! તેવો ઉપાય બતાવો, તો તમારો મોટામા મોટો ઉપકાર મનીશ જ્યા સુધી હુ જીવીશ, ત્યા સુધી તમારા આભાર નીચે રહીશ, પણ મને વિશ્વાસ આવતો નથી, કે આ સ્ત્રી સુધરે જે પ્રથમથીજ અભવી જીવ હોય, તે કદિ પણ ભવી જીવ થતો નથી તારી ભાભીનો સ્વભાવ જુદીજ રીતનો છે તે અવળચડી છે હુ તેને ઘણુંએ સમજાવુ છુ, પણ તેના હૃદયમા કાઇ પણ ઉપદેશની વાત ઉતરીજ નથી

ચચળે કહ્યુ, ભાઈ સોમચદ ! જ્યા સુધી અજ્ઞાન હોય, ત્યા સુધી કાઇ પણ સમજણ પડતી નથી, પણ જો કોઇ યુક્તિથી બોધ આપનાર મળે, તો વખતે સુધારવાનો સભવ છે તમારી સાથે તેને અટશ પડી છે, એટલે હવે કદિ પણ તમારાથી તે સમજશે નહીં વળી તેણે સ્ત્રી કેળવણી લીધી નથી, એટલે તેના મૂઢ હૃદયમા સારી કે નઠારી વાત શી રીતે સમજવામા આવે ?

સોમચદ—બ્હેન ચચળ ! તમે તેવી જડ અને મૂર્ખ સ્ત્રીને કેવી રીતે સમજાવશો ?

ચચળ—સોમચદ ભાઇ ! જો મારા કહેવા પ્રમાણે કરશો, તો હુ ખાત્રીથી કહુ છુ કે, મારા જયા ભાભી થોડા દિવસમા સુધરી જશે

સોમચદ—બ્હેન ચચળ ! મારા એવા ભાગ્ય ક્યાથી, કે તમારી ભાભી સુધરી જાય ? તમે કહો, તેમ કરવાને હુ તૈયાર છુ

ચચળ—ભાઈ ! આપણા પાડોશમા જે શિવચદ્ર કાકા રહે છે, તેમની સ્ત્રી આનદા કાકી છે, તે ઘણા ધાર્મિક, સ્ત્રી કેળવણી પામેલા, અને સમજુ છે તેઓએ આપણા ધર્મના અને ગૃહ વ્યવહારને લગતા નીતિના ઘણા પુસ્તકો સાભળ્યા છે, અને વાચ્યા છે તેમને જે લલિતા નામે દીકરી છે, તેને હાલ સાસરે મોકલવાની છે, એ પ્રસગે આનદા કાકી દરરોજ તેને ઉપદેશવાર્ત્તા સભળાવે છે હુ પણ ત્યા હમેશા જાઉં છુ, તેથી થોડા દિવસમા મને ઘણો લાભ થઇ ગયો છે જો મારા જયા ભાભીને ત્યા મોકલો, તો એક બે દિવસમા તેમની બુદ્ધિમા ઘણો ફારફેર થઇ જશે

સોમચદ—હા, તે સાચી વાત છે મે પણ આનદાની પ્રશસા સાભળી છે, તથાપિ મને તારી ભાભી સુધરે, તેવો ભરોસો નથી

ચચળ—ભાઇ ! તમે નાઉમેદ થશો નહિ આનદા કાકીની કહેવાની ખુબી સારી છે આપણા કાતિપુરમા તેમના જેવી કોઇ વિદ્વાન્ શ્રાવિકા નથી. મારા જયા ભાભી તો સારા છે, તેમનાથી પણ ખરણ અને મૂર્ખ બૈરા હોય, તે પણ આનદા કાકીના ઉપદેશથી સુધરી જાય તેમ છે

સોમચદ—બહુ સારૂ, ત્યારે ઠીક છે કાલથી તમે તેને શિવચદ્ર શેઠને ઘેર લઇ જજો

ચચળ—ભાઇ ! ત્યારે તમે અત્યારે પાછા વળો, અને શાતિથી બેસી રહો હુ મારા જયા ભાભીને સમજાવુ છુ

હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે કહી, તે ચચળ સોમ

ચ દની સાથે ઘરની અ દર આવી, અને તેણીએ જયાને આ પ્રમાણે કહ્યુ —

**ચ ચળ**—જયા ભાભી ! હુ મારા ભાઈને સમજાવીને પાછા લાવી છુ હવે કાઇ બોલશો નહિ તમે સમજુ છો શુ તમે નથી જાણતા, કે ભાયડાઓ વિચિત્ર સ્વભાવના હોય છે ? હવે રીસ અને રોષ છોડી ઘો, આપણા પરોશીઓ તમારા ઘરની ચર્ચા કરે છે

આ પ્રમાણે ચ ચળે જયાને ઘણી રીતે સમજાવી, અને આવતી કાલથી આન દાની પાસે આવવાનો તેણીને આગ્રહ કર્યો, એટલે જયાએ તે વ ત કબુલ કરી હતી

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ ! તમને યાદ હશે કે, ચ ચળ જ્યારે આન દા પાસે ઉપદેશવાર્ત્તા સાભળતી હતી, ત્યારે ક કુ કરીને એક બાળશ્રાવિકા જે તેના મામાની દીકરી થતી હતી, તે તેણીને જમવાનુ કહેવા આવેલ, અને તે પ્રેતભોજન અથવા દહાડાનુ જમણ હોવાથી આન દાએ તેને તેવુ ભોજન ન કરવાને માટે ન્યાયચદ્રનુ દ્રષ્ટાત આપી, સારો બોધ કર્યો હતો હવે તે દિવસે ચ ચળ પોતાને ઘેર ગઇ, એટલે તેની માએ કહ્યુ કે, ચ ચળ ! આજે આપણે તારા મામાને ઘેર જમવા જવુ છે, ક કુ તને કહેવા આવેલ હશે તારા મામાના કાકાનો દીકરો ભાઇ કરમચ દ ગુજરી ગયેલ છે, તેનો આજે દહાડો છે, માટે આપણા બધા ઘરને ત્યા જમવાનુ છે

પોતાની માના આવા વચન સાભળી ચ ચળ બોલી— બા ! તમે મનમા દુ ખ લગાડશો નહિ, તમે મારા વડિલ અને પૂજ્ય છો માગ કરમચ દ મામા નાની વયમા ગુ-

જરી ગયા છે, તેમની બાળ સ્ત્રી વિધવા થઇને ખુણામા બેઠી છે, તેને ઘેર આપણે મિષ્ટાન્ન જમવા જવુ, તે કેવુ ગેરવાજબી દેખાય ? બા ! કદિ નાની ઉમ્મરના માણસો જમવા જાય તો ઠીક, પણ મોટી ઉમ્મરના માણસો, કે જેઓ તે મરનારના સગા થતા હોય, તેઓ જઇને મરણ ભૂમિની આગળ ભોજનનાં પાત્રો માડી ખાવા બેસે, એ કેવુ વિપરીત કામ ? ચચળના આવા વચન સાભળી, તેની માતાયે કહ્યુ, તુ વળી આવી ડહાપણની વાતો કયાથી શીખી ? આન દાચે તને ભમાવી લાગે છે આપણા કાતિ પુર નગરમા તો તે રીવાજ ઘણા વખતથી ચાલ્યો આવે છે જો કે તે રીવાજ સારો નથી, પણ જ્યા સુધી બધા લોકો તે રીવાજને છોડે નહિ, ત્યા સુધી આપણાથી શી રીતે તેનો ત્યાગ થાય ?

ચચળે કહ્યુ, બા ! એવા નઠારા રીવાજનો ત્યાગ કરવામા કાઇ પણ હરકત નથી આપણા લોકો અ ધ-પરપરાએ ચાલતા હોય, તોપણ આપણે શામાટે તેમા સુ ધારો ન કરવો ? જુવોને, આપણા ધર્મમા તેવા ઘણા સુ ધારા થયેલા છે થોડાજ વર્ષ પહેલા આપણે યતિ ગોર જીઓનેજ માનતા હતા, અને તેઓ ચારિત્રભ્રષ્ટ હોય, તોપણ આપણે તેમના મ ત્ર ત ત્રથી ભય પામી, તેમની આજ્ઞા ઉઠાવતા હતા જ્યારે શુદ્ધ ચારિત્રવાળા સ વેગી મુનિ મહારાજો વિચરતા આપણે જોયા, એટલે આપણે હવે તેવા ભ્રષ્ટ યતિઓ તરફ આદરપૂર્વક માનથી જોતા નથી, તેવી રીતે આપણે મિથ્યાત્વીઓના દેવોને પૂજતા, અને તેમના વ્રતોજ આચરતા, તે આપણા સ વેગી મુનિ મહા રાજેઓના ઉપદેશથી આપણે હવે તે ત્યાગ કીધુ છે. આપણામાથી જેઓ હજુ તે મિથ્યાત્વી દેવોની પૂજા કર-

નાશ અને તેમના વ્રત આચરનારા છે, તેમને આપણે મિથ્યાત્વી જેવા ગણીએ છીએ આવી આપણી અંધપર પગને આપણે કેમ ચાલવા દેવાય?

હે શ્રાવિકાઓ! આ પ્રમાણે ચંચળ અને તેની મા વાતચિત કરતા હતા, તે બધી વાત ચંચળનો બાપ લક્ષ્મીચંદ્ર શેઠ છાની રીતે સાભળતો હતો પોતાની પુત્રી ચંચળના આવા સારા વિચાર જાણી, તે ઘણો ખુશી થઇ ગયો, અને તરતજ તે પ્રકાશમાં આવી નીચે પ્રમાણે બોલ્યો —

**લક્ષ્મીચંદ્ર**—પુત્રી ચંચળ! તારા વિચાર મે છાની રીતે સાભળ્યા છે આટલી નાની વયમા તારી આવી સારી બુદ્ધિ જોઇ મને ઘણોજ સતોષ થાય છે દીકરી! આવો બોધ તને કયાથી થયો? તારી બુદ્ધિમા આવા સદ્‌વિચારો કયાથી આવ્યા? પુત્રી! ખરેખર શ્રાવકોમા મરણ પાછળ મિષ્ટાન્ન જમવાનો દુરાચાર પેશી ગયો છે હું મારા મન મા તે સમજુ છુ, તોપણ અંધપરપરાએ ચાલવા તૈયાર થાઉં છું આજથી હું તેવા ભોજનમા કદિપણ જઇશ નહિ, અને બીજાને જવાનુ કહીશ નહિ, તેમજ તેની અનુમોદના કરીશ નહિ બેટા! તે અમારા ઉપર ઉપકાર કર્યા છે કહે, આવી શુભ બુદ્ધિ તને કયાથી મળી?

**ચંચળ**—બાપા! હું અલ્પમતિ બાળિકા છુ, મને જે કાંઇ આવા શુભ વિચાર આવવાનો લાભ થયો, તેનુ કારણ મારા પૂજ્ય આનદા કાકી છે તમે જાણો છો કે, હું હમેશા તેમને ઘેર ઉપદેશવાર્ત્તા સાભળવા જાઉ છુ તેઓ મારી સખી લલિતા, કે જે તેમની પુત્રી થાય, તેને હમે-

શા સારી શિખામણ આપે છે, અને મને પણ લલિતા સમાન ગણી મારી શિક્ષા આપે છે

**લક્ષ્મીચંદ્ર શેઠ**—દીકરી! તારી આનંદા કાકીનો હું પૂર્ણ ઉપકાર માનું છું શ્રાવકોની કન્યાઓને સદા સદ્બોધ આપનારી તેવી શ્રાવિકાઓને ઘણો ધન્યવાદ ઘટે છે આપણા કાંતિપુરમાં તે આનંદા એકજ છે, એ તેની પ્રશંસા ગામમાંથી પણ સાંભળી છે આવી પરોપકારી અને પવિત્ર હૃદયની જો બે ચાર શ્રાવિકાઓ હોય, તો કાંતિપુરની શ્રાવકકોમનો ઉદ્ધાર થઇ જાય બાળ શ્રાવિકાઓને જો સારો બોધ મળે, તો શ્રાવકના સંતાનો સુધરી જાય, અને માતારૂપ શ્રાવિકાઓ પોતાના બાળકોની શિક્ષ ગુરૂ થઇ શકે, તેથી તેમના સંતાનો ઉત્તમ પ્રકારની કેળવણી પામે

લક્ષ્મીચંદ્ર શેઠના આવા વચન સાંભળી ચંચળની મા ખુશી થઇ, અને તેણીએ મરનારનો દહાડો ખાવો નહિ, એવો નિશ્ચય કર્યો તે પછી લક્ષ્મીચંદ્ર શેઠનું બધું કુટુંબ અનુક્રમે સુધરતું ગયું બધાઓ ચંચળ તરફ માનદષ્ટિએ જોવા લાગ્યા, અને ચંચળની સાથે આનંદાની પાસે ઉપદેશવાર્ત્તા સાંભળવા સામેલ થયા

**ધર્મદાસ શેઠ**—હે શ્રાવિકાઓ! પછી બીજે દિવસે આનંદાને ઘેર ચંચળ પોતાના પાડોશી સોમચંદની વહુ જયાને લઇને આવી લલિતાએ જયાને જોઇને નીચે પ્રમાણે પૂછ્યું

**લલિતા**—કેમ જયા ભાભી! આજ તમે ક્યાથી?

**જયા**—મને તો આ ચંચળ આ આગ્રહ કરીને લાવ્યા છે તેમણે મને કહ્યુ કે, લલિતાની બા સારી સારી

શીખામણુની વાતો કહે છે, માટે એકવાર તો ત્યા ચાલો, આથીજ હુ આવી છુ.

લલિતા—બહુ સારૂ, ભલે આવ્યા જયા ભાભી! તમે કેટલું ભણેલા છો?

જયા—લલિતા બો! હુ તો બીલકુલ ભણીજ નથી મારે ભણવાની ઘણી હોશ હતી, પણ મારી માએ મને ભણવાજ દીધો નહિ

લલિતા—જયા ભાભી! એમ કેમ બોલો છો? જો આ પણે ભણવુ હોય તો, બીજા શા માટે વચમા પડે? તમને ભણાવવામા તમારી મા શા માટે ખુશી ન હોય?

જયા—ના બા! મારે તો ઘણુંએ ભણવુ હતું, પણ મારી માએ ના કહી, એટલેજ હુ ભણ્યા વગરની રહી છુ

લલિતા—તમારી માને ના પાડવાનુ કારણ શું?

જયા—મારી માના મનમા કોઇએ અનેક જાતના વહેમ પાડ્યા હતા, તેથી તે બીચારી મારા હિતની ખા તર મને ભણવા દેતી ન હતી

લલિતા—એવા કેવા વહેમ, કે જેથી તમારી મા ભ ણવામા અડચણ કરે?

જયા—જે સ્રી ભણે તે વઠી જાય છે, અથવા રાંડે છે આવા વહેમથી મારી માએ મને ભણવાજ ન દીધું

લલિતા—જયા ભાભી! અહા! લોકોની કેવી અ જ્ઞાનતા છે? સ્રી કેળવણીથી નારીજાતિનો બધો જન્મારો સુધરે છે જે સ્રી કેળવણી વગરની હોય, તેજ વઠી જાય છે, 'આ સારૂ કામ-જણાય' અને 'આ નઠારૂ કામ

એવી સમજણ વગરની મૂર્ખ સ્ત્રી દુર્ગુણને રસ્તે જવામા જરા
પણ વિલબ કરતી નથી જ્યા કેળવણી ન હોય ત્યાજ
દુર્ગુણ આવી વસે છે સમજણ વગરની સુદરીઓ સૌદર્ય
નો ગર્વ ધરી અનુચિત કામ આદરે છે ચોરી, અભિચાર,
કુઈચ્યા અને કકાસ એ બધા દુર્ગુણો કેળવણી વિનાની સ્ત્રી
ઓમા સહજમા આવે છે આવુ છતા અજ્ઞાની લોકો 'કે
ળવણીથી સ્ત્રીઓ વ ઠી જાય છે" એમ કહે, એ કેવી મૂર્ખ
તા ? જ્યા ભાભી ! તમારી માના હૃદયમા આવો વહેમ
ક્યાથી આવ્યો હશે ? ધારો કે, કદિ સ્ત્રી કેળવણીની
સુધરેલી પદ્ધતી કે જે ઘણેજ ભાગે હાલમા બધી ક
ન્યાશાળાઓમા ચાલે છે, તેવી પદ્ધતીથી કોઇ અવિચારી અને
અકુલીન સ્ત્રીઓ ઉદ્ધત્ત થઈ જાય છે કારણ કે, તે પદ્ધતી
મા ધર્મ સબધી કે ગૃહવ્યવહાર સબધી સારૂ શિક્ષણ
અપાતુ નથી, તેથી કરી સેકડો સ્ત્રીઓને જોઇયે
તેવી કેળવણી ન મળવાથી નઠારા પરિણામ આવે છે અને
તેથી કરીને લોકો વઠી જવાનો વહેમ કરે, તે પણ થોડે
અશે યોગ્ય છે, પણ "ભણેલી સ્ત્રીઓ વિધવા થય છે"
આવો અતિ અજ્ઞાન ભરેલો વહેમ ક્યાથી ઉત્પન્ન થયો ?
ધર્મ અને નીતિ વ્યવહાર જ્ઞાનને સપાદન કરનારી સુદરી
ઓનુ સૌભાગ્ય અજ્ઞાની સ્ત્રીઓના કરતા વધારે વૃદ્ધિ પામે
છે કેળવાએલી કાતા પોતાના પતિની સેવા કરવાનુ માહા
ત્મ્ય સમજે છે, અને તેથી તે પોતાના પ્રાણપ્રિય પતિ ની
તબીયત સારી રીતે સાચવે છે વળી તે ભણેલી ભામિના
ઓને આરોગ્યવિદ્યાનુ જ્ઞાન પણ મળે છે, એટલે તે
પોતાના પતિનુ અને કુટુબનુ આરોગ્ય જેવી રીતે સચ
વાય તેવી રીતે અવર્ત છે આથી કરીને તેમનો પતિ સા
રી આરોગ્યતા મેળવે છે, અને દીર્ઘાયુ થઇ શકે છે જ્યા

ભાભી ! ત્યારે પતિ દીર્ઘાયુષવાળો થયો, એટલે તે સ્ત્રીનું નાક ન્ય ટકી રહેવાનું આમ છતા અજ્ઞાની લોકો વિધવા થવાના વિપરીત વહેમ લાવી, પોતાની બાળાઓને અભણ રાખે છે, એ કેવો જુલમ? જયા ભાભી ! તમારી મા સ્વભાવે ભોળા હશે, જેથી તેમનામા આવા વહેમ પેસી ગયા એ વહે-મનો બદલો તમારે આખી જીદગી ભોગવવો પડશે

જયા—લલિતા બા ! તમારૂ કહેવું સાભળી મને મન-મા પશ્ચાત્તાપ થાય છે કે, જે હું અભણ અને મૂર્ખ રહી પણ હવે પસ્તાવો કરવો શા કામનો? જે બન્યુ તે ખરૂ

લલિતા—જયા ભાભી ! હજુ કાઈ બગડી ગયુ નથી જો ઉદ્યોગ જારી રાખો, તો થોડા દિવસમા તમને વાચતા લખતા આવડી જાય

જયા—બા ! વાચતા લખતા આવડે, એમા શુ વળ વાનુ ? શું તેથી કાઇ મને લાભ થાય ?

લલિતા—જયા ભાભી ! જો તમે સારી રીતે વાચતા લખતા શીખો, તો તમને ઘણો લાભ થાય

જયા—લલિતા બા ! એટલા ભણતરથી શો લાભ થાય ?

લલિતા—ભાભી ! એથી કરીને તમે નવી નવી ધર્મની તથા નીતિની ચોપડીઓ વાચી શકો, અને તેમાથી તમને સારો બોધ મળે, અને તેથી કરીને તમને ઘણોજ લાભ થાય,

જયા—લલિતા બા ! તેથી બીજો શો લાભ થાય ?

લલિતા—તેનાથી એટલો બધો લાભ થાય કે, તમે તમારા ગૃહસ્થસારમા સુખી થાઓ આપણ સ્ત્રી જાતિને ગૃહસ્થસારમા ? [illegible] જેવો બીજો શો લાભ જોઇએ ?

જયા—લલિતા બા ! સ સારમા કેવી રીતનુ સુખ મ ળે ? શુ તેથી સારા સારા લુગડા અને સુંદર ઘરેણાં મળે ?

લલિતા—જયા ભાભી ! લુગડા અને સુદર ઘરેણા ક રતા પણ વધારે લાભ થાય

જયા—આ સ સારમા સારા સારા લુગડા અને સોના રૂપાના ઘરેણા પહેરવા મળે, તેના કરતા બીજો વધારે શો લાભ હશે ? જે સ્ત્રીને મનમાનતા સારા સારા લુગડા અને ઘરેણા મળે, અને ઘરનો ધણી વશ થાય, તેના કરતા બીજો વધારે શો લાભ જોઇએ ?

લલિતા—જયા ભાભી ! તેવો લાભ તો તેની આગળ કાઇ ગણત્રીમા નથી પોતાના ધણીને વશ કરવો, એ તો સહેજ વાત છે જ્યારે ધણી વશ થયો, એટલે પછી સા રાં સારા લુગડા અને ઘરેણા મળે, તેમા કાઈ નવાઇ નથી

જયા—લલિતા બા ! થે પડીઓ વાચવાથી તેવો લાભ શી રીતે મળે ? તે કાઇ સમજાતું નથી, માટે મને સારી રીતે સમજાવો

લલિતા—ભાભી ! ચોપડીઓમા ધર્મની તથા નીતિની વાતો હોય છે, તે વાચવાથી આપણા ધર્મ અને નીતિ પ્રમાણે ચાલવાની ઇચ્છા થાય છે જ્યારે ધર્મ તથા નીતિ પ્રમાણે આપણે ચાલીએ, એટલે આપણો પતિ તેની મેળેજ વશ થઈ જાય છે,

જયા—લલિતા બા ! ધર્મ તથા નીતિ પ્રમાણે ચાલીએ, તોપણ તમારા ભાઇ જેવો ધણી હોય તે કેમ સુધરે ?

લલિતા—જયા ભાભી ! ધર્મ તથા નીતિ પ્રમાણે ચા

લવાથી પરમેશ્વર પણ પ્રસન્ન થાય છે, તો મનુષ્ય જાતિના પુરૂષ શા માટે પ્રસન્ન ન થાય ?

જયા—બા ! તેમ જો થતુ હોય તો, હુ તે કરવાને તૈયાર છું ચોપડીઓ વાચવાથી ઘરનો ભાયડો વશ થતો હોય, અને તે આપણને તાબે રહેનો હોય, તો પછી બીજુ શુ જોઇએ ? પણ હવે હુ કેવી રીતે ભણુ, અને મને કોણ ભણાવે ?

લલિતા—ભાભી ! જો તમારે ભણવુ હોય, તો મારા ભાઇ સોમચદ ભણાવશે થોડા દિવસમા તે તમને વાચતા લખતા શીખવશે

જયા—લલિતા બા ! એ વાત તો બનવી અસભવિત છે, કારણ કે, તમારા ભાઇનો સ્વભાવ વિચિત્ર હોવાથી મારે અને તેમને કદિ પણ બનેજ નહિ

લલિતા—ભાભી ! જો તમારે બનાડવુ હોય, તો શા માટે ન બને ?

જયા—લલિતા બા ! તેવો ઉપાય બતાવો

લલિતા—ભાભી ! પ્રથમ તો તમારે તેનુ કહ્યુ માનવુ, અને તેનાથી આડા ચાલવુ નહિ

જયા—બા ! હુ જરા પણ આડી નહી ચાલુ, પણ તે મનોજ સ્વભાવ એવો છે કે, મારે આડુ ચાલવુ પડે ગઇ કાલે આ ચચળબાએ નજરે જેયુ છે, તે તેમને પુછી જુઓ કહો ચચળ બા ! તેમા કોનો વાક હતો ?

ચચળ—જયા ભાભી ! રીસ ચડાવશો નહિ કાલની વાતમા તો તમારોજ વાક હતો મારા ભાઇએ પુછયુ કે, શાક શેનુ લાવવુ છે ? ત્યારે તમે તેને આટો જવાબ આ

રહ્યો હતો તે વિચારો ઘણી વાર ખોટી થયા, અને તેણે તમને તો વારવાર પુછયુ, પણ તમે ચોખ્ખો જવાબ આ પ્યો નહી એ વાતમા તો તમારોજ વાક છે ભાભી! પોતાના પતિની સાથે એવી નકામી હઠ કરવી, તે ગેરવાજબી ગણાય મને તો તે વખતે તમારી ઉપર રીસ ચડી હતી

જયા—ચ ચળ બા! તમે તો એકલો તમારા ભાઈનોજ પક્ષ ખેચો છો પણ તે વખતે હુ બરાબર ઘરના કામમા હતી, અને તેમણે મફતની Cતાવળ કરવા માડી, એટલે મને રીસ ચડી હતી, તેથી પછી મારે તેમની સાથે આવી રીતે વર્ત્તવુ પડ્યુ

ચ ચળ— જયા ભાભી! તમે ગમે તેવા ઘરના કામમા હો તોપણ મારા ભાઈને, મોઢેથી જવાબ આપવામા શી હરકત હતી? પુરૂષોને ઉતાવળનુ કામ હોય, ત્યારે આપણ તેને મદદ કરવી જોઇએ, તેને બદલે ઉલટા રોકવાનો પ્રયત્ન કરીએ, એ કેવો અ ચય? આપણા જેવા વપારી માણસને બગબર તકનોજ લાભ મળે છે જો બગબર તક ન સચવાય, તો નુકશાન થાય છે ધારેલો લાભ મળતો નથી જ્યારે ઘરના ધણીને લાભ ન મળે, તો પછી એ નુકશાન આપણાજ ઘરમા થાય છે

જયા— ચ ચળ બા! એ તમારૂ ક હેવુ ખર ખર છે તે વખતે મને રીસ ચડવાથી તેમ બની ગયુ હતુ હવે ફરીવાર તેવુ ન બને, તેનો ઉપાય બતાવો

ચ ચળ— ભાભી! તેવો ઉપાય એક છે મનમા શાતિ રાખવી પેતના ધણીની આજ્ઞા સાથે ચડાવવી

જયા—ભા ! ધણીની આજ્ઞા માથે ચડાવવાનુ કહો છો, તેનુ શુ કારણ હશે ? સ્ત્રી અને પુરૂષ બને સરખા માલુમ છે, તો સ્ત્રીને જ્યારે પુરૂષની આજ્ઞા ઉઠાવવી, ત્યારે પુરૂષે સ્ત્રીની આજ્ઞા કેમ ન ઉઠાવવી ? સ્ત્રીના કરતા પુરૂષનો દરજ્જો કેમ વધારે હોય ?

ચંચળ—ભાભી ! આવા હલકા વિચાર કેમ લાવો છો ? આવા વિચાર આવવાનુ કારણ તમને સ્ત્રી કેળવણી મળી નથી તેજ છે કેળવાએલી સ્ત્રી કદિ પણ આવા કુતર્ક કરેજ નહીં તેની મનોવૃત્તિમા પતિ ભક્તિ રહેલી હોવાથી તે સમજી શકે કે, સ્ત્રી, પુરૂષના કરતા ઘણો દરજ્જે ઉતરતી છે પુરૂષ પૂજ્ય અને સ્ત્રી પૂજક છે પુરૂષ ભોક્તા અને સ્ત્રી ભોગ્ય છે પુરૂષ ગૃહનો નાયક, પાળક, અને પોષક છે સ્ત્રી ગૃહની નાયિકા છે, પણ તે પાલનિય અને પોષ્ય છે સ્ત્રી ભરણ પોષણ કરવાને યોગ્ય હોવાથી તેનુ નામ ભાર્યા છે, તેથી ભર્ત્તાથી ભાર્યા ઉતરતી છે ભાભી ! જ્યારે તમે કેળવણી લઇ આગળ વધશો, ત્યારે તમને તે વિષેનુ જ્ઞાન વિશેષ થશે સ્ત્રી કેળવણીની મહા પ્રભા તમારા મનોમદિરને જ્યારે પ્રકાશિત કરશે, ત્યારે તમારામા અજ્ઞાનરૂપ અધકાર રહેશે નહિ

( ચચળના આ વચનો સાભળતાજ જયાના હૃદયમા અચાનક ભવિકતા પ્રગટ થઇ આવી તેણીના હૃદયના અતરપટમા ઉંડી અસર થઇ ગઇ તેણીએ નીચે પ્રમાણે પોતાના મનમા વિચાર કરવા મડયો )

જયા ( મનમા )—અરે ! હુ કેવી અજ્ઞાન ? આજદિન સુધી મે મારા પતિની સાથે નાહકનો કજીયો ક્યા તે મારા કરતા મોટા ગણાય, તે મે ...

[ પ્રકાશથી ] ચ ચળ બા ! તમે મારા આખના પડળ ખોલી દીધા છે મારા હૃદયના ગાઢ અ ધકારને તમારા વ ચનરૂપ પ્રકાશે દૂર કર્યો છે મે નાહક તમારા ભાઇને સ તાપ્યા છે, અને મને ખાત્રી થઇ કે, સ્રીના કરતા પુરૂષ સર્વ રીતે અધિક છે ગઇ કાલે હુ અજ્ઞાની થઈ, તેને પજવતી હતી, એવીજ રીતે હુ તેને ઘણીવાર પજવુ છુ કેટલીક વાર તો એ નિર્દોષ પતિને મે ભુખ્યા રાખ્યા છે, ઘણીવાર તેની પાસે મે ઘરનાં કામ કરાવ્યા છે મારા જેવી પાપિણી સ્રી કોઈ પણ નહિ હોય ચ ચળ બા ! હવે મને શરણ આપો મારો પાપમાથી ઉદ્ધાર કરો

ચ ચળ—જયા ભાભી ! તમે ભવ્ય આત્મા છો તમારો ઉદ્ધાર થઇ જશે તમને તમારા ધર્મનુ અને તમારા સ્વ રૂપનુ ભાન થયુ છે, તેથી હવે ઉદ્ધાર થવામા જરા પણ વિલ બ નથી હમેશ નિયમ પ્રમાણે અહીં આવતા રહેજો, અને મારી આન દા કાકી પાસેથી ઉપદેશ વાર્તા સાભળજો

( લલિતા, ચ ચળ અને જયા આ પ્રમાણે વાતચીત ક રતા હતા, ત્યા ચ ચળને આગલે દિવસે મળેલી તેની સહીયર પેલી પ્રેમ અને પુતળી બ ને લલિતાને ઘેર આવ્યા, તેમ ને જોઇ લલિતાએ નીચે પ્રમાણે પુછયુ )

લલિતા—અહો ! તમે કયાથી ?

પ્રેમ—બેન લલિતા ! આજે ફરતા ફરતા અહીં આવી ચડ્યા

પુતળી—લલિતા ! ચ ચળે તને કાઇ પણ કહ્યું હતું કે નહિ ?

લલિતા—ના બહેન ! મને તો કાઇ પણ કહ્યુ નથી

પ્રેમ અને પુતળી—અલી ચ ચળ ! આ શી વાત ? ગઇ કાલે તારા કહેવાથી અમે તને કહ્યુ હતુ કે, અમે લલિતાને ઘેર તેની માના મુખની વાણી સાભળવાને આવી શુ આ વાત તે લલિતાને કેમ ન કરી ?

ચ ચળ—બેન ! હુ તો ભુલી ગઇ ગઇકાલે આ મારી જયા ભાભીના કામમા પડી હતી, તેથી મને તે યાદ ન આવ્યુ

પુતળી—અરે ચ ચળ ! તુ તો નાનપણમા હતી તેવી ને તેવી રહી તારામા ભુલી જવાની જે ટેવ હતી, તે તો હજુ પણ ગઇ નહિ

ચ ચળ—બેન પુતળી ! કેટલીએક ટેવ તો માણસને મરણ સુધી જતી નથી મારમા બીજી ઘણી નઠારી ટેવો હતી, પણ તે બધી આ આન દા કાકીએ કાઢી છે તે છતા હજુ કોઇ ટેવ રહી ગઇ હશે

પ્રેમ—( આન દા તરફ જોઇને ) કેમ આન દા માશી ! તમે ઉપદેશ વાર્ત્તા અમને સ ભળાવશો કે નહિ ? અમે પણ તમારા એક પાડોશી અને સગાના સગા છીએ

આન દા—પ્રેમ બેન ! તમે બ ને કાઇ ભણ્યા છો કે નહિ ?

પ્રેમ તથા પુતળી—માશી બા ! અમે કાઇ પણ ભણ્યા નથી અમારા માતપિતએ ઘણુએ કર્યું, પણ અમે જૈન કન્યાશાળામા દાખલજ થયા નહિ

આન દા—શા માટે દાખલ ન થયા ? ત્યા તમોને શુ દુ ખ હતુ ?

**પ્રેમ**—આનંદા માશી ! કન્યાશાળાની શિક્ષક જે ઉજમબાઈ છે, તેમનો સ્વભાવ મને તો સારો લાગ્યો નહીં કોઈ અક્ષર અમને ચડે નહી, તો તેઓ ઘણો ઠપકો આપતા વળી અમને વારવાર વરતા કે, તમે રમત કરશો નહિ, તેમ નઠારી સોબત કરશો નહીં

**આનંદા**—બહેન ! તેમાં તે શું ખોટુ કહેતા હતા ? રમવાથી અને નઠારી સંગત કરવાથી તમને વિદ્યા ન ચડે, અને બીજો અનર્થ પણ થાય

**પ્રેમ**—માશી ! છોકરા શા માટે ન રમે ? વળી રમવાને માટે ગોઠણો પણ જોઇએ, તો ગમે તેવી ગોઠણ કે મહીયર મળે, તેની સાથે રમવામા શું થઇ જાય ?

**આનંદા**—બહેન ! જરા વિચાર કર દીકરી મનુષ્યને બહેર રમવાને રખડવુ, તે શું ઠીક કહેવાય ? નઠારા કુળની કે નઠારા સ્વભાવની છકેલી છોકરીઓની સોબત કરવાથી આપણે પણ નઠારા થઈ જઈએ તમારા શિક્ષક ઉજમબાઇએ તમારા હિતની વાત કહી હતી

**પુતળી**—માશી ! એ ખરૂ કહો છો, પણ તે ઉજમબાઈ અમને વારવાર ટોકયા કરે, અને જો શીખવેલો પાઠ ન કરીએ, તો બહુજ વઢે આવા તેમના સ્વભાવથી અમે બને જણીએ ભણુવુ પડતુ મુકયુ

**આનંદા**—બહેનો ! તમે હજુ તમારા ભલાની વાત સમજતા નથી તમે સારી રીતે ચિત્ત લગાડીને શીખો, અને બીજી નઠારી સોબતથી બગડી ન જાઓ, એ વાત ધ્યાનમા રાખીનેજ ઉજમબાઇ તમને વઢતા હશે

પ્રેમ—હા માશી ! એ વાત તો ખરી, પણ અમે મોળાકૃત, રવિવાર કે એવ્રત વિગેરે આનંદના વ્રત કરી, બાહેર દેદો કુટવા જઇએ, એ વાત પણ ઉજમબાઇને ગમે નહિ, તો પછી અમારે શુ કરવુ ? તેઓ અમને છોકરીઓના દરેક વ્રત કરવાનો અટકાવ કરવા લાગ્યા, અને તે વિષે કાળજીથી અમારી પડપુછ કરવા લાગ્યા, આથી અમે તો કટાળીને જૈન કન્યાશાળા છેડી દીધી

આનંદા—બહેનો ! તમે બહુ ખોટુ કામ કર્યું ઉજમબાઇ તમારા ખરા હિતની ખાતર તમને અટકાવ કરતા હતા, તે તમે અવળુ સમજી પોતાને હાથે કરીને જિંદગી સુધીની અજ્ઞાનઅવસ્થા વ્હોરી લીધી બહેનો ! અત્યારે તમે ભરપૂર આનંદ અવસ્થામા મગ્ન થઇ તારૂણ્ય વયના તોરમા મહાલો છો, પણ જ્યારે એવો પ્રસગ આવશે, ત્યારે તમને ઘણોજ પશ્ચાત્તાપ થશે

પ્રેમ અને પુતળી—આનંદા માશી ! હજુ સુધી તો એવો પ્રસગ આવ્યો નથી, અમારે છોકરીઓને તેવો પ્રસગ આવવાનોજ નહિ અમારે ભણતરનુ શું કામ પડશે ? જો બૈરાઓ ભણી ગણી બાજદા થશે, તોપછી પુરૂષોનો ભાવ કોણ પુછશે ?

આનંદા—બહેનો ! તમારે ભણીને કાઇ પુરૂષોનો ધધો કરવાનો નથી, પણ તમારા આત્માને કેળવણી આપવી જોઇએ ગૃહવ્યવહારમા સારૂ અને નઠારૂ બને હોય છે, તેમજ પ્રકૃતિને લઇને માણસને રાગ, દ્વેષ, અહકાર, મત્સર, ઇર્ષ્યા, દુર્વ્યસન વિગેરે થયા કરે છે, અને તે ઘવાથી માણસ અતિશય કષ્ટ પામી હેરાન થાય છે, કોઇ વાર આત્મઘાત કરવાનો પણ વખત આવે છે, પણ જો,

કેળવણી લીધેલી હોય, તો તે માણસ પોતાનું કર્ત્તવ્ય, હિત, અહિત અને સારૂં નઠારૂં જાણી શકે છે, તેમજ રાગ દ્વેષ વિગેરેથી તે બનતાં સુધી પરાભવ પામતું નથી, આથી કરીને સંસારી પુરૂષ અને સ્ત્રી બન્નેને કેળવણીની જરૂર છે કેળવણી લીધાથી સારાં સારાં નીતિના પુસ્તકો અને ગૃહવ્યવહારની ઉત્તમ પદ્ધતિને દર્શાવનારા નિબંધો વાચવામાં આવે, અને તેથી કરીને માણસ સારે માર્ગે આવી સુખી થાય છે બહેનો! "આપણે શ્રાવક છીએ, આપણો આચાર કેવો જોઇએ? શ્રાવિકાનો ધર્મ શું છે? શ્રાવિકામા કેવા ગુણ જોઇએ? અને આપણા દેવ, ગુરૂ તથા ધર્મ કેવા છે?" વિગેરે બધી બાબતો કેળવણી મેળવવાથી જાણી શકાય છે ખાવું, સુવું, બીવું અને વિષયનું સેવન, એટલા વાના પશુ, પક્ષી અને માણસમા સરખાજ છે પશુ, પક્ષી અને માણસમાં ફક્ત તફાવત એટલો કે, માણસ ધર્મને પ્રાપ્ત કરી શકે છે જો મ ણુસમા ધર્મ ન હોય, તો તે પણ પશુ પક્ષીના જેવું છે એ ધર્મના બે ભેદ છે ગૃહસ્થ ધર્મ એટલે સંસારીનો ધર્મ, અને યતિધર્મ તે અનગાર-ત્યાગી મુનિનો ધર્મ તેમા ગૃહસ્થ ધર્મના પણ બે ભેદ છે ગૃહસ્થનો સામાન્ય ધર્મ અને ગૃહસ્થનો વિશેષ ધર્મ બહેનો! ગૃહસ્થના વિશેષ ધર્મને માટે તમે હજુ બીલકુલ અધિકારી થયા નથી, માટે પ્રથમ તમારે ગૃહસ્થનો સામાન્ય ધર્મ જાણવો જોઇએ ગૃહસ્થના સામાન્ય ધર્મનો સાર એવો છે કે, શ્રાવક અને શ્રાવિકાએ સાચુ બોલવુ ચોરી કરવી નહિ, બ્રહ્મચર્ય રાખવુ જોઇએ, તે કરતા વિશેષ વસ્તુઓ રાખવી નહિ બહેનો! તમે શ્રાવિકા છો, તમારે પારકે ઘેર જઇ, બધી જીંદગી ગુજારવી છે, જ્યા તમે જન્મ લીધો છે, તે તમારૂં ઘર નથી તેમાં

તમે બાળવયથી તરૂણવયના આરંભ સુધી રહેવાના છો તમારે જે ઘેર જવાનું છે, તે ઘર તમારી કસોટીનું ઠેકાણુ છે તે ઘરમા તમારા બધા ગુણોની પરીક્ષા થવાની છે તે-મારા સ્વભાવની, તમારા ધર્મની, તમારા વિવેકની, અને તમારી વર્તણુકની ખરેખરી કસોટી બીજે ઘરે થવાની છે બહેનો ! તમે સમજ્યા તો હશો કે, એ બીજું ઘર એ કયુ ઘર ? એ તમારા પતિનુ ઘર, જેને લોકો સાસરૂં કહે છે એ ઘરમાજ તમારે આખી જીંદગી ગુજારવાની છે તમારી ખરેખરી પરીક્ષા અને કસોટી પણ એ ઘરમાજ થવાની છે બહેનો ! તેથી તમારે કેળવણી લેવાની જરૂર છે જો તમે કેળવણી લેશો, તો સાસરીઆમાં કેવી રીતે વર્તવુ જોઈએ ? પોતાના પતિની સાથે, સાસુ અને સસરાની સાથે, દીયર તથા દેરાણીની સાથે, જેઠ તથા જેઠાણીની સાથે, અને સાસરાના કુટુંબીઓની સાથે કેવી રીતે વર્તવુ જોઇએ ? તે બધુ જ્ઞાન તમને આવશે પૂજ્ય કોણ ? અને પૂજક કોણ ? માનવા યોગ્ય કોણ ? અને માન આપનાર કોણ ? તથા સેવવા યોગ્ય કોણ ? અને સેવક કોણ ?

એ બધો વિવેક કેળવણીથી પ્રાપ્ત થાય છે જો તમે કેળવણી લઈ, ઘરસંસારની રીતિનો તથા ધર્મનો બોધ મેળવ્યો હશે, તો તમારા સાસરીઆમાં તમારી પ્રશંસા થશે, એ લોકો તમારી તરફ પ્રેમની દ્રષ્ટિએ જોશે, અને તમારી વર્તણુક જોઇ, હૃદયમા પૂર્ણ સતોષ પામશે, અને જો કેળવણી વગરના રહી, કાંઇ પણ ધર્મનો તથા ગૃહસંસારની રીતિનો બોધ તમે મેળવ્યો નહિ હોય, તો તમને સાસરીઆમા કોઇ ગણશે નહિ, તમારી તરફ સારી નજરે જોશે નહિ, અને તમને અકુલીન, અજ્ઞાની, અને મૂર્ખ અધર્મી કહી બોલાવશે.

બહેનો ! કેળવણી વગરની બાળાઓ સાસરીયામા ઘણુ અપમાન પામે છે જો નઠારી સાસુ કે નણુદ હોય, તો તેવી મૂર્ખ સ્રીને ગાળો આપે છે, અને વારવાર ધમ કાવે છે વળી કેળવણી વિનાની મૂર્ખ સ્રીઓ ઘરનુ કામ સભાળથી અને સફાઇથી કરી શકતી નથી ગૃહકેળવણી વિનાની સ્રીઓ વારવાર સાસુ અને નણુદના ઠપકાઓ ખાય છે અજ્ઞાની સાસુ અને નણુદ તેવી મૂર્ખ સ્રીને વધારે પજવે છે, અને કોઇ વખતે પતિ પરદેશ ગયો હોય, અને ઘરમા કોઈ વડીલ ન હોય, અને સ્રી ભણેલી ન હોય, ત્યારે તેના પતિના આવેલા કાગળ બીજા પુરૂષો પાસે વચાવવા જવુ પડે, અને તેનો ઉત્તર જ્યારે પતિને લખવો હોય, ત્યારે પણ બીજાનો આશ્રય લેવો પડે, અને તેથી ઘરની બીના બીજા જાણી જાય, તેમજ ઘરમા ખરચ ખુટણનો હિસાબ રાખવો, તે પણ ભણ્યા વિના રાખી ન શકાય, માટે જે સ્રીએ કેળવણી નથી લીધી, તે પશુ તુલ્યજ સમજવી

બહેન પ્રેમ અને પુતળી ! તમે અભણ રહ્યા, તે બહુજ ખોટુ કર્યુ છે તમારી આખી જીદગી તમે બગાડી છે એટલુજ નહિ, પણ તમને પરણનાર તમારા પતિઓની જીદગી પણ તમે બગાડી છે બહેનો ! ઉજમબાઇ જેવી પવિત્ર સાધ્વી શિક્ષિકાનો તમે લાભ લીધો નહિ, એ મોટી ભુલ કરી છે ઉજમબાઇએ ઘણી શ્રાવિકાઓને સુધારી, શ્રાવક સસારમા અલકારરૂપ કરી છે ઘણી બાળ શ્રાવિકાઓ યાવજ્જીવિત ઉજમબાઇનો મહાન્ ઉપકાર માને છે તમારા બે શિવાય કોઇ પણ શ્રાવિકાએ મને ઉજમબાઇને માટે ખોટા વિચાર કહ્યા નથી તેવી પવિત્ર અધ્યાપિકાના જ્ઞાનના લાભથી તમે બેનસીબ રહ્યા, તેને

કન્યાશાળામા સાથેજ હતા, તે વખતે અનેક જાતના જુઠા બહાના કાઢી કાઢીને અમે બાહેર રખડવા જતા હતા મા શી! તમે કહ્યું, તેમ ભણતર વિના માણસ પશુ જેવુ છે, તે બરાબર છે ભણેલી છોકરીઓ જ્યારે ચોપડીઓ વાચતી હોય, કે કાગળ વાચતી હોય, તે વખતે અમે રોઝની જેમ ઉભા રહીએ છીએ મારે પણ થોડી મુદતમાં પારકે ઘેર જવાનુ છે હજુ ઘરના કામકાજથી હું પણ તદન અજ્ઞાન છુ ઘર વાળવુ, વાસણ સાફ કરવા, રસોઇ કરવી અને ઘરની ચીજો બરાબર સાચવીને ગોઠવવી, એ મને કાંઇપણ આવડતું નથી માશીબા! અત્યારે તમારા કહેવાથી મને પશ્ચાતાપ થાય છે જે અમારે શીખવાનો સમય હતો, તે અમે રમત ગમતમા ગાળ્યો હવે પારકે ઘેર જવાની તૈયારી થઇ, ત્યારે પશ્ચાતાપ કરવાનો વખત આવ્યો માશીબા! હવે જેમ અમારો ઉદ્ધાર થાય, તેમ કરો, આ જીદગી સફળ કરવાના જે ઉપાય હોય, તે સમજાવો

આનંદા—બહેનો! તમને મારા વચનની અસર થઇ, તેથી મને પૂર્ણ સતોષ થાય છે ગમે ત્યારે પણ જો માણસ પશ્ચાતાપ કરી સમજે, તો તે થોડા વખતમા સારી સ્થીતિમા આવે છે, હવે તમે તે વિષેની ચિતા રાખશો નહિ માત્ર એટલુંજ ધ્યાન રાખજો કે, જે નઠારૂ હોય, તેનો તરત ત્યાગ કરી દેજો, અને સારૂ હોય, તેને અંગીકાર કરજો

પ્રેમ અને મુક્તળી—આનંદા માશી! હવેથી અમે હમેશા ચચળની સાથે તમારે ઘેર આવીશુ, અને તમારા મુખથી ઉપદેશવાર્તા સાભળી, તે પ્રમાણે વર્તવાનો પ્રયાસ કરશુ

આનંદા—બ્હેનો ! જો, તમે વખતસર હમેશા અહીં આવશો, તો હું તમને સારી સારી વાતો કહીશ, અને તમારૂં કલ્યાણ કેવી રીતે થાય, એવો બોધ આપીશ, પણ તમે બરાબર નિયમસર આવજો

પ્રેમ અને પુતળી—માશીબા ! તમે કહો તે વખતે આવીશુ, અને તમારા મુખની વાણીનો લાભ લેઇશુ

પુતળી—પ્રેમ ! તું કેમ ભુલી ગઇ ? હમણા આપણાથી પાંચ દિવસ શી રીતે અવાશે ? કારણ કે આવતી કાલથી આપણે મોળાકૃત વ્રત કરવુ છે, તો આપણે ન્હાવા પીવા તથા બીજી છોકરીઓની સાથે રમવા અને હેદો કુટવા જવુ પડશે, એટલે આપણાથી શી રીતે અવાશે ?

પ્રેમ—હા બહેન ! એ વાત ખરી છે, તે ઠીક સભારી આપ્યુ, નહિ તો આપણે આનંદા માશીની આગળ ખોટા પડત.

ચંચળ—બ્હેનો ! તમને હમણાજ કહેવામા આવ્યુ છે કે, છોકરીઓની સાથે રમવુ નહિ, તે છતા તમે કેમ ભુલી ગયા ?

પ્રેમ તથા પુતળી—ચંચળ ! તે વાત ખરી, પણ આ પાચ દિવસો મોળાકૃત વ્રતના છે, તેમા તો રમવુ જ જોઇએ રમત ગમત વિના વ્રતના દિવસો કેમ જાય ?

આનંદા—બ્હેનો ! સાભળો, હું તમને તે વિષે શિખામણ આપુ આપણે શ્રાવક છીએ, એટલું તો તમે જાણો છો, ત્યારે જે શ્રાવક હોય, તેમણે શ્રાવકના વ્રત કરવા જોઇએ, મોળાકૃતનુ વ્રત એ આપણુ વ્રત નથી, એ મિથ્યાત્વીનુ વ્રત છે આપણા વ્રત તો પજોસણ, ઓળી,

જ્ઞાનપાચમ, મૌન અગીયારશ તથા પાચમ, આઠમ, ચૌદશ અને પુનમ, તેમજ જે જિન ભગવ તના કલ્યાણકના દિવસો, તે બધા આપણા વ્રત કહેવાય છે, તે આપણે શાતિથી અને જિન ભગવ તની પૂજા, ભક્તિ તથા ગુરૂભક્તિ અને નિરાહાર ઉપવાસ, એકાસણા કે આબેલથી કરવાના હોય છે આપણા વ્રતમા કોઇ જાતની નઠારી ચેષ્ટા, અયોગ્ય વિધિ કે હિ સા હોતી નથી

પ્રેમ—માશીબા ! ત્યારે આપણા ઘણા શ્રાવકોની છોકરીઓ એ મિથ્યાત્વીના વ્રતો કેમ કરતી હશે ?

આન દા—જ્યા સુધી અજ્ઞાન હોય, અને મિથ્યાત્વીઓનો બહુ સહવાસ હોય, ત્યા સુધી આપણા શ્રાવકોમા પણ તેવી પ્રવૃત્તિ ચાલે છે પણ જેઓ શ્રાવકધર્મને બરાબર સમજતા થયા, તેઓના કુટુંબમા કદિપણ તેવા વ્રત થતા નથી જુવોને અમારી લલિતા જ્યારથી સમજણી થઇ, ત્યારથી કોઇ વાર તમે તેને તેવા વ્રત કરતી જોઇ નહિ હોય અમારા ઘરમા કોઈ પણ મિથ્યાત્વીનુ વ્રત કરતુ નથી તેમજ બીજા ઘણા શ્રાવક કુટુબ પણ તેવા છે

પુતળી—માશીબા ! લલિતાને તો અમે કોઇવાર જોઇ નથી, પણ આ ચ ચળને ઘણીવાર મિથ્યાત્વીના વ્રત કરતી, અને અમારી સાથે રમતી જોએલી છે

ચ ચળ—હા, એ ખરી વાત છે ગયા વર્ષ સુધી હું તમારી સાથે રમવા આવતી, પણ તે વ્રત હું કરતી ન હતી બીજી છોકરીઓનો વાદ લઈ, હુ તેવા વ્રત કરવાનો આગ્રહ કરતી, પણ મારા બાપા મને સમજાવીને એ વ્રતનો વિધિ કરવા દેતા નહિ

ન હોય, તો તે અ તરાય ગણાય છે, તે પાચ અ તરાય પાચ દૂષણરૂપ છે

પ્રેમ—ભાશી ! બીજા ક્યા દૂષણો ? તે સમજાવો.

આન દા—જે દેવને હસવું આવે નહિ, તે શુદ્ધ દેવ કહેવાય છે હસવું આવવુ, એ દૂષણ છે, કારણ કે, કાઇપણ અપૂર્વ વસ્તુ દેખવાથી કે સાભળવાથી અથવા અપૂર્વ આશ્ચર્યના અનુભવનુ સ્મરણ થવાથી હસવુ આવે છે, તેમજ કાઇક નિમિત્તાતર પામ્યા વિના પણ હસવુ આવે છે વળી હસવુ એ મોહનીય કર્મની પ્રકૃતિ છે તે પરમેશ્વરમા હોવી ન જોઇએ શુદ્ધ દેવને કોઇમા રતિ પ્રીતિ હોતી નથી, તેમ અરતિ-અપ્રીતિ પણ હોતી નથી, તેમને કોઇનો ભય લાગતો નથી, તેઓ કોઇ વસ્તુ દેખી સૂગ ચડાવતા નથી, તેમને કદિ શોક થતો નથી, તેમને કામ થતો નથી, તેમને દર્શનમોહથી લીપાએલ મિથ્યાત્વ આવતું નથી, તેઓમા અજ્ઞાન નથી, તેઓને નીદ્રા આવતી નથી, તેમને હમેશા પ્રત્યાખ્યાન છે કારણ કે, જે પ્રત્યાખ્યાનથી રહિત હોય, તે સર્વ જાતની અભિલાષાવાળો હોય છે તેમનામા રાગ નથી, તેમજ દ્વેષ પણ નથી આ પ્રમાણે અઢાર દૂષણથી રહિત એવા દેવ, તે શુદ્ધ દેવ કહેવાય છે, તેથી બધી રીતે ઉલટા તે કુદેવ કહેવાય છે

પુતળી—આન દા ભાશી ! કુદેવના કેટલાએક મુખ્ય લક્ષણો અમને કહો તો ઠીક

આન દા—બહેનો ! જે દેવની પાસે સ્ત્રી હોય, જેમના હાથમા શસ્ત્ર, ધનુષ્ય, ચક્ર, ત્રિશુલ, અક્ષરસૂત્ર ( બેરખો ) અને કમ ડલ વિગેરે હોય, તે કુદેવ કહેવાય છે જેને માથે શત્રુ હોય, તેમની પાસેજ હથીયાર હોય છે જ્યારે હ

થિયાર રાખવાં પડે, ત્યારે કોઇનો દ્વેષ હોતો જોઇએ આથી તે શુદ્ધ દેવ કહેવાતા નથી તેમજ જે નાદ, નાટક, હાસ્ય, સંગીત વિગેરે રસમા મગ્ન રહે છે, વાજીત્ર વગાડે છે, પોતે નાચે છે, બીજાને નચાવે છે, હસે છે, કુદે છે, અને વિષય ભરેલા ગાયનો ગાય છે, તે પણ કુદેવ કહેવાય છે

**પુતળી**—માશી બા ! એવા કુદેવ કયા ? તેમના નામ કહો

**પ્રેમ**—એમા શુ પુછે છે ? તેમના કહેવા ઉપરથીજ આપણે જાણુ જોઇએ તુ વિચારી જો કે, હથીયારવળા અને ઐશ્વર્યને પાસે રાખનારા દેવો કયા છે ?

**પુતળી**—હા, મને યાદ આવ્યુ આપણા ગામમા જે **તારણેશ્વર** મહાદેવ છે, તેની પાસે પાર્વતિની પ્રતિમા ઉભી છે વળી રામમદિરમા રામ તથા લક્ષ્મણની મૂર્ત્તિઓની સાથે સીતાની મૂર્ત્તિ જોવામા આવે છે રામ તથા લક્ષ્મણના હાથમા ધનુષબાણ હોય છે, તેવીજ રીતે ચતુર્ભુજ મૂર્ત્તિમા શંખ, ચક્ર અને ગદા જોવામા આવે છે એથી એ બધા શુદ્ધ દેવ નથી માશીબા ! હવે બરાબર મારા જાણવામા આવ્યુ

**આનંદા**—બહેનો ! હવે તમે આપણા જિનેન્દ્ર ભગવાનની પ્રતિમા તરફ વિચાર કરો. તેમની પાસે કાઇપણ હથીઆર કે સ્ત્રી જોવામાં આવે છે ? કદિ પણ તે હોયજ નહિ

કારણ એ ખરેખરા શુદ્ધ દેવ છે તે સર્વજ્ઞ અને વીતરાગ પ્રભુની શાંત મુદ્રા દર્શન કરવાથીજ આપણને પરમ આનંદ થાય છે.

પ્રેમ તથા પુતળી—મારી બા ! તમે કહ્યું, તે બરાબર છે તમારા કહેવાથી શુદ્ધ દેવ અને કુદેવના લક્ષણો અ મારા ધ્યાનમા આવી ગયા. હવે કદિ પણ તે ભુલશુ નહિ

ચ ચળ—બ્હેનો ! મારા આન દા કાકીની કહેવાની ખુબી કેવી છે ? તે જાણ્યુ ?

પ્રેમ તથા પુતળી—હા, બેન ચ ચળ ! ખરેખર, તેમ ની સમજાવવાની ખુબી જુદી તરેહનીજ છે અમે આ પ્ર સ ગે તારોજ ઉપકાર માનીશુ ત રે લીધેજ અમોને આ અચાનક લાભ મળ્યો છે

પ્રેમ તથા પુતળી—આન દા મારી ! હવેથી અમે તે વા કુદેવના મ દિરમા દર્શન કરવા જઇશુ નહિ રોકડી આ હનુમાનને પગે લાગીશુ નહિ આજ સુધી અમે અજ્ઞાનતામાજ રહ્યા આપણા શુદ્ધ દેવને મુકીને બીજા કુ- દેવની સેવા કોણ કરે ? આપણા ભગવાન્ ખરેખરા વી તરાગ, સર્વજ્ઞ અને મોક્ષદાતા છે મારી બા ! હવે અમોને શુદ્ધ ગુરૂનુ સ્વરૂપ સમજાવો

આન દા—જે પાચ મહાવ્રતને ધારણ કરે, તે શુદ્ધ ગુરૂ કહેવાય છે

પ્રેમ—મારી ! એ પાચ મહાવ્રત કયા ? તે સમજાવો

આનંદા—૧ કોઇ પ્રાણીની કદાપિ કોઇ પણ રીતે હિ સા કરવી નહિ ૨ જુઠુ બોલવુ નહિ ૩ ચોરી કરવી નહિ ૪ વિષય સેવવા નહિ, અને ૫ પૈસા તથા બીજા પદાર્થો પાસે રાખવા નહિ આ પાચ મહાવ્રત કહેવાય છે

પુતળી—મારી બા ! એ પાચ મહ વ્રતને ધારણ કરે તે શુદ્ધ ગુરૂ કહેવ ય, તે બરાબર છે, પણ તે શિવાય બીજા

શુદ્ધ ગુરૂના લક્ષણો છે કે નહિ ?

**આનદા**—જે ઉપર કહ્યુ, તેમ પાચ મહાવ્રતને ધારણ કરે, તે બરાબર પાળે, તે શુદ્ધ ગુરૂ કહેવાય છે વળી જે શુદ્ધ ગુરૂ હોય, તે ગમે તેવી આપત્તિ આવે, તોપણ પોતાની દ્રઢતાને છોડતા નથી તેઓ દૂષણ વિનાની માધુકરી વૃત્તિથી આહાર પાણી લાવી પોતાનો નિર્વાહ કરે છે

**પુતળી**—માધુકરી વૃત્તિ એટલે શુ ? તે સમજાવો

**આનદા**—મધુકર એટલે ભમરો તે જેમ જુદાજુદા પુષ્પમાથી સુગધ લઇ પોતાનો નિર્વાહ કરે છે, તેમ સાધુ જુદા જુદા શ્રાવકના ઘરમાથી જે આહાર પાણી મળે, તે-વડે પોતાનો નિર્વાહ કરે છે, તે ઉપરથી તેવી ભિક્ષાને માધુકરી વૃત્તિ કહે છે તેઓ પોતાના ચારિત્ર ધર્મના તથા શરીરના નિર્વાહને માટેજ ભોજન કરે છે, કાઇ જીભના ર-સને માટે ભોજન કરતા નથી તે ભોજન પણ પુરૂ પેટ ભરીને કરતા નથી ભોજનને માટે અન્ન પણ રા-ત્રિમા રાખતા નથી પોતના ધર્મના સાધનને માટે જોઇએ તેટલા ઉપકરણ રાખે છે, તે શિવાય બીજો કાઇ પણ સગ્રહ કરતા નથી પૈસા, ધાન્ય, સોનુ, રૂપુ, મણિ, મો-તી તથા પ્રવાળા વિગેરેનો પરિગ્રહ રાખતા નથી તેઓ રા-ગ દ્વેષના પરિણામથી રહિત હોય છે હમેશા તટસ્થ પ્ર-વર્ત્તે છે, જીવોના ઉદ્ધારને માટે સમ્યક જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ધર્મનુ નિરૂપણ કરે છે જ્યોતિષ, શુકન શાસ્ત્ર, વૈદક, અર્થશાસ્ત્ર રાજનીતિ અને જેથી ધર્મને બાધા થાય, તેવા શાસ્ત્રોનો ઉપદેશ કરતા નથી આવા ગુરૂને જૈન ધર્મમા શુદ્ધ ગુરૂ કહેવાય છે, તેથી ઉલટી રીતે વર્ત્તનારા તે કુગુરૂ કહેવાય છે

પુતળી—આનંદા માજી ! જો કે ઉપરના લક્ષણથી વિરૂદ્ધ લક્ષણવાળા ગુરૂ તે કુગુરૂ કહેવાય, એમ સમજાય છે, તથાપિ સામાન્ય રીતે કુગુરૂના લક્ષણ કહો, તો અમોને વિશેષ સમજણ પડે

આનંદા—બહેનો ! ઉપર કહેલા લક્ષણોથી વિરૂદ્ધ વર્તનારા કુગુરૂ કહેવાય છે તે ઉપરાંત વળી તેમના ગાઢ પ્રમાણે લક્ષણો કહેલા છે, તે એક ચિત્તે સાંભળજો જેઓ સ્ત્રી, ધન, ધાન્ય, સોનુ, રૂપુ, બધી જાતની ધાતુ, એનેર, ઘર, દુકાન, વિગેરે બધી જાતની સ્થાવર મીલકત તથા ચોપગા પ્રાણીઓની અભિલાષા કરે છે, બધા પ્રકારના અભક્ષ્ય, અનંતકાય, અને અયોગ્ય પદાર્થનો જેઓ આહાર કરે છે, જેઓ સ્ત્રી, પુત્ર વિગેરે પરિવાર સાથે રહે છે, તેથીજ જેએ. વિષયની સેવા કરનારા છે, તેઓ કુગુરૂ કહેવાય છે તેવા કુગુરૂઓ મિથ્યા ઉપદેશ આપી લોકોને ઠગે છે, મંત્ર, તંત્ર તથા દોરા ધાગા કરી લોકોની પાસેથી પૈસા મેળવે છે જ્યોતિષ, શુકનશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના ચમત્કારોથી બીજાઓને વશ કરી તેમની પાસેથી સર્વ જાતની અભિલાષા પૂર્ણ કરવાની ઇચ્છા રાખે છે, તેવા ગુરૂઓ કુગુરૂ કહેવાય છે

પ્રેમ તથા પુતળી—આનંદા માજી ! હવે અમોને શુદ્ધ દેવ અને કુદેવ તથા શુદ્ધ ગુરૂ અને કુગુરૂનું જ્ઞાન બરાબર થયુ છે માજી બા ! તમે અમોને મોટી અજ્ઞાનતામાથી બાહેર કાઢી બચાવ્યા છે તમે કહેલા લક્ષણવાળા કુગુરૂઓ ઘણી વાર અમારી નજરે પડે છે તેવા ધુતારા અને ઢોંગી કુગુરૂઓને અજ્ઞાની લોકો ઘણુ માન આપે છે, અને તેમની પૂજા કરે છે કેટલાક ચેલા થઇને પૂજતા છે,

કોઇ ભભૂત આપી, સેવકોની મનકામના પૂરી થવાના વ-
ચન આપે છે આપણા ગામમા તારણેશ્વર નામના મહા-
દેવના દેરામા એક સન્યાસી છે, તે મહાયોગી કહેવાય છે
મિથ્યાત્વી લોક કહે છે કે, તે સન્યાસી વચનસિદ્ધિવાળો છે
જો તેને પ્રસન્ન કર્યો હોય, તો તે વાઝીયાને ઘેર પારણા બ-
ધાવે છે, મરેલાને જીવતા કરે છે, નિર્ધનને ધનવાન્ કરે છે,
કેદીઓની બેડીઓ તોડી નાખે છે, આધળાને
દેખતા કરે છે, તેમજ રાજાને વશ કરી દે છે
આવી વાતો અમે ઘણી વાર સાભળતા, તેનુ નિરાકરણ
અત્યારે થયુ છે તેવા ધૂર્ત્ત ગુરૂઓ લોકોને છેતરવાના અનેક
પ્રયોગો કરી પોતાનુ મહાત્મ્ય પ્રગટ કરાવે છે માશી
બા ! તમે કહ્યુ તે ખરખર છે, ખરેખરા શુદ્ધ ગુરૂઓ તો
આપણા સવેગી મુનિઓજ છે તેઓ પાચ મહાવ્રતને ધા-
રણ કરી, પોતાના નિર્મળ ચારિત્રને પાળનારા છે કોઇ જાતની
ધુર્ત્તવિદ્યા તેમનામા જોવામા આવતી નથી કદિ જો કોઇ
કર્મયોગે બરાબર ચારિત્રને પાળનાર સાધુ ન હોય,
તો તેને સુધારવાને તેના ગુરૂ તથા સઘથી પ્રયત્ન કરવામા
આવે છે, તે છતા જો તેનામા ખામી જોવામા આવે, અને
તે ખામી જો સુધરી શકે તેમ ન હોય, તો તેને સાધુઓ
પોતાના સઘાડાની બાહેર મુકી દે છે તેમજ કેટલાક
ગુરૂઓમા ગોટાળો જોઇ વિવેકી શિષ્ય તેવા ગુરૂના ગોટા-
ળાથી અને અનીતિથી કટાળી ગુરૂને મુકી જુદા વીચરે છે,
અને જે હાજીઆ નમાલા શિષ્યો હેય છે, તે બીચારા હા હા
કરતા પડયા રહે છે એ વાત અમે સારી રીતે જાણીએ છીએ

આનદા—એવી વાત તમારા જાણવામા ક્યાથી હોય ?
તમે કાઇ સાધુના પરિચયવાળા નથી તેમ હમેશા ઉપા

શ્રયે જઈ કાઇ પણ ચર્ચા કરનારા નથી, તે છતા એવી વાત તમારા જાણવામા કયાથી ?

**પ્રેમ**—માશી બા ! મારા મામાને સાહસચદ્ર નામે પુત્ર હતો, તે બાળવયથી કોઈ ઉપાશ્રયમા જતો આવતો હતો ઉપાશ્રયમા કોઇ પણ સાધુ આવે, તેની તે વયાવૃત્ય કરતો, અને ધર્મનુ જ્ઞાન મેળવતો હતો જ્યારે તે તેર વર્ષનો થયો, એટલે મારા મામાએ તેનો વિવાહ કર્યો (તે સાભળી આનદાએ નિસાસો મુકયો)

આનદાને નિસાસો મુકતા સાભળી પ્રેમ બોલી—માશી! તમે વિવાહની વાત કરી, એટલે નિસાસો કેમ મુકયો ?

**આનદા**—બહેન પ્રેમ ! બીજુ કાઇ નથી મને એક વાતનો અફસોસ થઇ આવ્યો, તેથી મે નિસાસો મુકયો

**પ્રેમ**—માશી ! તેવી શી વાત છે ?

**આનદા**—બહેન ! પછી કહીશ, અત્યારે નહિ કહુ

**પ્રેમ**—ના માશીબા ! અત્યારેજ કહો જ્યા સુધી તમે નહિ કહો, ત્યા સુધી મારા મનમા તેનો વહેમ રહ્યા કરશે

**આનદા**—બહેન ! ત્યારે સાભળ તે કહુ કે, મારા મામાના દીકરા સાહસચદ્રનો તેર વર્ષે વિવાહ કરવામા આવ્યો, આ વાત સાભળીને મને ઘણોજ અફસોસ થઇ આવ્યો આપણા શ્રાવકોમા કેવા બાળલગ્ન થાય છે ? તેર વર્ષની ઉમ્મરના છોકરાનો વિવાહ થાય, એ કેવુ અનુચિત કહેવાય ? આ હાનિકારક રીવાજ કયારે નાબુદ થશે ? આવા દુરાચારે જૈનકોમની પાયમાલી કરી છે, તે છતા અજ્ઞાની લોકો સમજતા નથી આવા વિચારથીજ

મે લાબો નિશ્વાસ મુક્યો હતો બહેન પ્રેમ ! પછી શુ થયુ ? તે વાત આગળ ચલાવ

પ્રેમ—સાહસચંદ્ર વિવાહિત થયો, તે પછી પણ તે પ્રતિદિન ઉપાશ્રયમા જતો હતો એક વખતે કોઇ વિદ્વાન્ સાધુજી આવી ચડ્યા સાહસચંદ્રની ધાર્મિક વૃત્તિ જોઇ, તેમણે તેને બોધ કરવા માડ્યો એક માસ સુધી તેવો બોધ મળતા સાહસચંદ્રના હૃદયમા સંસાર તરફ અભાવ થયો, તરતજ તેણે સાધુજીની પાસે દીક્ષા લેવાના પચ્ચખાણ લીધા સાધુજી તેની સાથે સંકેત કરી વિહાર કરી ગયા થોડી મુદત પછી સાહસચંદ્ર નાશી ગયો, અને તેજ સાધુની પાસે બીજે સ્થળે દીક્ષા લીધી આ વાતની ખબર પડતા તેના માતા, પિતા અને સગા સંબધીઓમા હાહાકાર થઇ રહ્યો કેટલાક સાહસચંદ્રની શોધમા પાછળ ગયા આખરે તેઓ દીક્ષા આપનાર સાધુજીની પાસે આવ્યા, ત્યા સાહસચંદ્રને દીક્ષા લઇ સાધુને વેષે રહેલો જોયો તેને પાછો વાળવાને ઘણો પ્રયાસ કર્યો, પણ છેવટે તે પાછો આવ્યો નહિ તે ગામના શ્રાવકોએ સાહસચંદ્રના માતા, પિતા અને સગા સ્નેહીઓને સમજાવ્યા તેઓ જૈન ધર્મના રાગી હતા, તેથી સાહસચંદ્રને સાધુવેષ છોડાવી લાવી શક્યાં નહિ મોહની મહાન્ માયાને લઇને સાહસચંદ્રની માતાએ અને બાળવયની સ્ત્રીએ ઘણું રૂદન તથા કલ્પાંત કર્યું, પણ તેની અસર સાધુજીને કે સાહસચંદ્રને થઇ નહિ

માશીબા ! સાહસચંદ્રના માતાપિતા, સગા, સ્નેહી અને સંબધીઓ પાછા ફર્યા, પછી તે સાધુજી સાહસચંદ્રને સાથે લઇ બીજે વિહાર કરી ગયા સાહસચંદ્રનું નામ "સદ્ગુણવિજય" એવુ રાખ્યુ હતુ ગુરૂ ચેલો બન્ને

ક્ષેત્રોમાં વિહાર કરવા લાગ્યા અનુક્રમે સાધુએ સદ્ગુણુ વિજયને સારો અભ્યાસ કરાવ્યો થોડા વર્ષ જતા સદ્ગુણવિજય એક સારો વિદ્વાન્ થઇ ગયો, પણ તેના હૃદયમા સવેગનો રગ ઉતરવા લાગ્યો જેમ જેમ યૌવનવય થતું ગયુ, તેમ તેમ તેના ચારિત્રરૂપ દીવાની ઉપર વિષયવિકારની મેશ વળવા લાગી અપક્વ વયમા પૂર્ણ વૈરાગ્ય થયા વિના લીધેલું ચારિત્ર તેના હૃદયમા ઠરી શક્યુ નહિ તેના વિકારી વિચારોએ તેના ગુરૂને અને તેના જ્ઞાનને ગણ્યુ નહિ આખરે તે ચારિત્રથી ભ્રષ્ટ થવાની તૈયારી ઉપર આવ્યો મારીબા ! વધારે શું કહું ? પણ ચારિત્રને ન છાજે, તેવા આચરણ તેનામા એટલા વધવા લાગ્યા, અને તે તેના ગુરૂના જાણવામા આવ્યા " નાની વયના અને અપક્વ બુદ્ધિના શ્રાવકને દીક્ષા આપવી, એ ઘણું જોખમ ભરેલું છે, એમ વિચાર કરી ગુરૂ પશ્ચાતાપ કરવા લાગ્યા ગુરૂએ તેના ઓઘો મુહપત્તિ લઇ ઉપાશ્રયમાથી કાઢી મુક્યો " આખરે સદ્ગુણવિજય પાછો સાહસચદ્ર બની ઘેર આવ્યો, જે અદ્યાપિ ગૃહસ્થપણામા પણ ખોટી રીતે પ્રવર્ત્તે છે આ મારા અનુભવની વાત છે, તેથીજ મે તમને કહ્યુ હતું

આનદા—બ્હેન પ્રેમ ! તે ખરેખરૂ દ્દષ્ટાત આપી સિદ્ધ કર્યું કે, જે શુદ્ધ ગુરૂ હોય છે, તેજ ખરેખરા જૈન ગુરૂ કહેવાય છે જૈન ગુરૂનો વેષ લઇ કુગુરૂના જેવુ આચરણ કરે, તો તેઓને દૂર કરવામા આવે છે હવે આટલી વાત ય દ રાખજે કે, જે તેવા શુદ્ધ ગુરૂઓ હોય, તે શુદ્ધ ધર્મનો ઉપદેશ કરે છે તેવા શુદ્ધ ગુરૂ જે ધર્મનો ઉપદેશ આપે, તે શુદ્ધ ધર્મ સમજવો જે કુગુરૂઓ અશુદ્ધ ઉપદેશ આપે, તે કુધર્મ સમજવો કુગુરૂઓએ જે ધર્મ ચ

લાગ્યો હેય, તે ધર્મમા કહેલા વ્રત, તપ, વિધ અને અ
નુષ્ઠાન બધા મિથ્યાત્વભરેલા સમજવા, અને તેવા વ્રત,તપ,
વિધ અને અનુષ્ઠાન કરનારા લોકો મિથ્યાત્વી સમજવા

પ્રેમ તથા પુતળી—આનંદા માશી ! હવે અમા
રાથી મિથ્યાત્વ અને મિથ્યાત્વીનુ સ્વરૂપ બરાબર સમજાયુ
છે, અમને તે વિષે હૃદયમા સારી ખાત્રી પણ થઇ છે

આનંદા—બ્હેનો ! હવે તમે સમજશો કે, રવિ
વાર, મોળાકૃત, એનત, ગોત્રિરાત્રિ અને શીતળા સાતમ,
વિગેરે બધા વ્રતો મિથ્યાત્વીઓના છે તેવા વ્રત પવિત્ર
ધર્મવાળી શ્રાવિકાઓને આચરવા યોગ્ય નથી તમારે પ્રથમ
એટલોજ વિચાર કરવાનો છે કે, આપણા શ્રાવકના વ્રતમા
કંદમૂળ વિગેરે ફળનો આહાર થાય નહિ, કારણ કે તે અ-
નંતકાય હોવાથી શ્રાવકને અભક્ષ્ય છે વળી જેમા ઉષ્ણ
પાણી શિવાય કોઇપણ જાતનુ પાણી અને ખાવુ ન થાય,
તેજ ઉપવાસ કહેવાય છે, ફળાહાર કરીને ઉપવાસ થઇ
શકતો નથી બ્હેનો ! મિથ્યાત્વીઓના એવા વ્રત આપણા
શ્રાવકથી શી રીતે થાય ? તમે વિચાર કરો કે, વ્રત કર-
નાર માણસે કેવી રીતે વર્ત્તવુ જોઇએ ? તે દિવસે પ્રભુભક્તિ
તથા ધર્મધ્યાનજ કરવા જોઇએ, તેને બદલે તમારા મોળા-
કૃત (જયાપાર્વતી) ના વ્રતમા આખો દિવસ રખડાય છે,
પરસ્પર ગાળો અપાય છે, દેદો કુટાય છે, અને જાગરણની
અંદર જેમ તેમ વર્ત્તાય છે રોવુ કુટવુ, એ કાઇ વ્રતનુ
લક્ષણ હોય ? આ વિષે તમે વિચાર કરી જોશો તો, તમને
માલુમ પડશે કે, આ વ્રત કરનાર ખરેખરા મિથ્યાત્વી છે
વળી જે વ્રતોમા પશુ પક્ષીની પૂજા કરવામા આવે, સચિ-
ત્ત જળમા સ્નાન કરવામા આવે, તેવા વ્રત સમ્યકત્વવાળા
શ્રાવકને કરવા કેમ ઘટે ?

બહેનો ! નાની નાની બાળ શ્રાવિકાઓને પ્રથમ વા
ચતા લખતા શીખવુ જોઇએ તે પછી જ્યારે લખવાનુ
અને વાચવાનુ જ્ઞાન થાય, એટલે તેમણે નીતિની વાર્તાઓ
અને ધર્મનો બોધ થાય, તેવી ટુકી ટુકી કથાઓ વાચવી
જોઇએ તે સાથે નવકાર મત્ર, સામાયિક, પ્રતિક્રમણ,
જીવવિચાર, નવતત્વ, દડક અને નાની મોટી સગ્રયણી,
કર્મગ્રથ વિગેરે ધર્મના પુસ્તકો ભણવા જોઇએ તેમ કરતા
જ્ઞાન વધે, તોપછી જૈન ધર્મના પ્રાચીન પુરૂષોના ચરિત્રો
વાચવા જોઇએ આવી શ્રાવક ધર્મની પવિત્ર પદ્ધતીને મુકી
દઇ મિથ્યાત્વથી ભરેલા મતો, તેમની કલ્પિત કથાઓ અને
તેમના જીવદયા વગરના કર્યો જાણવા અને આચરવા, એ
આપણી કેવી મૂર્ખતા ? બહેનો ! તમારે તમારા હૃદયમા
સ્વધર્મનુ અભિમાન રાખવુ જોઇએ પોતના ધર્મનુ અ
ભિમાન છોડી પરધર્મની ક્રિયાઓ અને તેમના અનુચિત
મતો આચરવા, એ પોતની સગી માને છોડી, બીજી મને
ધાવવા જેવુ છે બહેનો ! તમે એક શ્રાવકબાળા થઇ,
બીજાના મેઅદ ઠી જઇવા મત કરો, કે જે નતમા શેરીએ
શેરીએ બીભત્સ શબ્દો બોલી છતી કુટવાનુ કામ કરો,
તે તમને ઘાતુંજ શરમભરેલુ છે બહેનો ! તમે જાણતા
હો કે, મિથ્યાત્વીની કન્યાઓ કેવા કેવા મખાઇ ભરેલા
મતો કરે છે ? નાગની પૂજા કરી તેની પછાળ ચાલી ગાની
જાય છે કોકિલા વ્રતમા ... ... ઉપર ...
વાનુ ચિત્ર કરી, તેની પૂજા ... ... તથા વ્રતમા
સચિત્ત પાણીએ ન્હાઇ ... ..., શ્રી
તથા દેવીને નૈવેદ્યનુ વાદ્ય
પણ પૂજન કરે છે ...

હન છે, તેથી તેઓ વખતે કુતરાનુ પણ પૂજન કરે છે આવા અપવિત્ર વ્રત આચરવાને બાઇ શ્રાવિકાઓ તૈયાર થાય, એ ઘણા અફસોસની વાત છે એવુ અયોગ્ય કામ કરનારી શ્રાવક સુતાને હજાર વાર ધિક્કાર છે તેવી અન શ્રાવિકાઓ કલ્પવૃક્ષને છોડી આકડાના ફળ લેવાને જાય છે બહેનો ! હવેથી કદિપણ તેવા વ્રત કરશો નહિ તેવા વ્રત કરવાથી તમે તમારૂ શ્રાવકપણુ ગુમાવી દેશો આ જગતમા ચિતામણિ જેવો આ મનુષ્યભવ જે તમે પામ્યા છો, તે નિષ્ફળ કાઢશો

**પ્રેમ**—આનદા માશી ! આ ઉપદેશવાર્ત્તા સાભળી, અમને ઘણો લાભ થયો છે હવે અમારા સમજવામા આવ્યુ કે, શ્રાવકના ધર્મ જેવો બીજો કોઇ ધર્મ નથી અહા ! એવા પવિત્ર ધર્મમા સારા ભાગ્યે અમારો જન્મ થયો, તે છતા અમે તે વ્યર્થ ગુમાવવા તૈયાર થયા, એ અમારી કેવી મૂર્ખતા ? આજ દિવસ સુધી અમે પોતાની-મેળેજ ઠગાયા, અમે અજ્ઞાનની ગાઢ નિદ્રામા સુઇ રહ્યા માશીબા ! તમે અમોને બરાબર જાગ્રત કર્યા છે હવે અમે કદિ પણ મિથ્યાત્વીઓના વ્રત કરીશુ નહિ, કદિ પણ મિથ્યાત્વી દેવતાને પૂજશુ કે માનીશુ નહિ, રવિવાર, મોળાકત, બોળચોથ, શીતળાસાતમ, નાગપાચમ, અને નવરાત્ર વિગેરે બધા વ્રતનો અમારે યાવજ્જીવિત ત્યાગ છે

**પુતળી**—આનદા માશી ! તમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે અમારૂ ગાઢ મિથ્યાત્વ તમે ક્ષણ માત્રમા દૂર કર્યું છે સમકિત પામવાને યોગ્ય શ્રાવક સુતાને તમે ભ્રષ્ટ થતી બચાવી છે અમોને શુદ્ધ ધર્મરૂપ જીવિતનુ દાન આપી જીવતા કર્યા છે હવે તમોને એટલુ જ

કહેવાનુ કે, આપણા જૈન ધર્મમા ક્યા ક્યા મત છે ? તે અમને કૃપા કરી જણાવો મિથ્યાત્વીઓમા જે હોળી, દીવાળી, વિગેરે પર્વો આવે છે, તે પર્વ આપણા ધર્મમા છે કે નહિ ? અને જો તે છે, તો કેવી રીતે કરવાના છે ? તે અમોને સક્ષેપમા જણાવો

**આનદા**—બ્હેનો ! તમે પુછ્યુ, તે બહુ યોગ્ય પુછ્યુ છે દરેક શ્રાવિકાએ પોતાના ધર્મના પર્વના મુખ્ય દિવસો જાણવા જોઈએ, અને તે જાણી, તેમા કહેલા વિધિ પ્રમાણે તે પર્વનુ વ્રત તથા તેનુ ઉજમણુ યથાશક્તિ કરવુ જોઇએ કદિ તે કઇ પણ આપણાથી બની શકે તેમ ન હોય, તો છેવટે એ પર્વની હકીકત અને તેમા કરવાનુ કર્તવ્ય તો અવશ્ય જાણવુ જ જોઇએ

**પ્રેમ તથા પુતળી**—માશીબા ! અમારે તે જાણવાની ઘણી ઇચ્છા છે, માટે કૃપા કરી કહો

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ ! તે પછી આનદાએ પોતાની પુત્રી લલિતા અને ચચલા સાભળે તેમ પ્રેમ અને પુતળીને જૈન પર્વની હકીકત કહેવા માડી

**આનદા**—બ્હેનો ! જો તમારે વ્રત કરવાની ઈચ્છા હોય, તો બારે માસમા આવતા આપણા જૈન વ્રતનુ આરાધન કરો જે આરાધન કરવાથી તમારા આત્માનુ કલ્યાણ થશે પ્રથમ કારતક માસની શુક્લ પચમી આવે છે, તે **જ્ઞાનપચમી**ના નામથી ઓળખાય છે આ સસારમા સારરૂપ એક જ્ઞાનજ છે સર્વ તત્વોમા મોટામા મોટુ જ્ઞાનતત્વ કહેવાય છે જ્ઞાનથી માણસ આ લોક અને પરલોકનુ સુખ મેળવી શકે છે જ્ઞાન વિના સર્વ જાતનુ સુખ

હોય, પણ તે નાક વગરના મુખ જેવું છે એ જ્ઞાનની ઉપાસનાને માટે કાર્તિક માસમા **જ્ઞાનપચમી** આવે છે તે દિવસ ઘણો પવિત્ર અને આપણા જૈન પર્વોમા મુખ્ય છે તે દિવસે જે શ્રાવક કે શ્રાવિકા જ્ઞાનની આરાધના કરે, તો તેના જ્ઞાનાવરણીય કર્મ તુટી જાય છે

પ્રેમ—આનદા માશી ! એ જ્ઞાનપચમીને દિવસે જ્ઞાનની આરાધના કેવી રીતે થતી હશે ? તે અમને કહો

આનદા—બ્હેનો ! જ્યારે કાર્તિક માસની શુક્લ પાચમ આવે, તે દિવસે પાટ ઉપર પુસ્તકની સ્થાપના કરવી, તેની સુગધી વાસક્ષેપ તથા પુષ્પોથી પૂજા કરવી, ધુપ દીપ કરવા, તેની આગળ પાચ સાથીયા કરી, પાચ દીવટનો ઘીનો દીવો કરવો, તેની આગળ પાચ જાતિના ફળ તથા પાચ જાતિના પકવાન ધરવા, તે દિવસે ગુરૂની આગળ જઇ, વિધિ પ્રમાણે વદના કરી, ઉપવાસના પચખાણ લેવા, આખો દિવસ જ્ઞાનની પૂજા ભક્તિ કરવી જો બને તો તે દિવસ જના જ્ઞાનની સ્થાપના થઇ હોય, ત્યા બેસી સામાયિક લઇ " ૐ ह्रीं नमो नाणस्स " એ મત્રનો બે હજાર વાર જપ કરવો તે જપ કરતી વખતે ઉત્તર અથવા પૂર્વ દિશાએ અથવા ઇશાન ખુણે બેસવુ જો બને તો તે દિવસે સાધ્વીજીના ઉપાશ્રયમા જઇ પોષહ કરવો પછી પારણાને દિવસે પવિત્ર સાધુ કે સાધ્વીને વોહોરાવી, તથા યથાશક્તિ સાધર્મી બધુઓને જમાડી, તથા અનાથ, નિરાશ્રીત કે ગરીબ હોય, તેમને દાન આપવુ સાધર્મિ વાત્સલ્ય કરવુ આવી રીતે જ્ઞાનપંચમીનુ વ્રત કરવાથી જ્ઞાનાવરણીય કર્મ દૂર થતા જ્ઞાનનો સારો લાભ થાય છે

પ્રેમ—માશીબા ! આ વ્રત ક્યારે અને કેવી રીતે થાય ? તે અમને સમજાવો

આનંદા—બ્હેનો ! આ જ્ઞાનપંચમીના તપનું આ સાધન પાંચ વર્ષ અને પાંચ મહિના સુધી થાય છે દરેક મહિનાની શુક્લ પાંચમે એ તપ કરવું જોઇએ જો દરેક મહિને ન બને, તો કાર્તિક માસની શુક્લ પાંચમે એ વ્રત અવશ્ય કરવું જોઇએ

પ્રેમ—માશીબા ! એ વ્રત કરવાથી આ સંસારમાં શો લાભ થાય ?

આનંદા—જે પ્રાણી એ જ્ઞાનપંચમીનું વ્રત વિધિપૂર્વક કરે, તેનું સૌભાગ્ય વધે છે, શરીર રૂપાળું થાય છે, રોગનો નાશ થાય છે, ધન, ધાન્ય, પુત્ર, તથા પૌત્ર વિગેરેની સંપત્તિ પ્રાપ્ત થાય છે, બુદ્ધિ વિસ્તાર પામે છે, મહત્તા તથા વૈભવ વધે છે, મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ, એ પંચ પ્રકારના જ્ઞાન મળે છે, સ્વર્ગ તથા મોક્ષનું સુખ પ્રાપ્ત થાય છે

પુતળી—માશીબા ! જો કોઇને તે વ્રતનું ઉદ્યાપન ઉજમણું કરવું હોય, તો તે કેવી રીતે કરવું ? તે કહો

આનંદા—બ્હેનો ! ઉજમણું કરવામાં જેવી શક્તિ હોય, તે પ્રમાણે કરવું પુસ્તક, રૂમાલ, પાઠા વિગેરે જ્ઞાનના ઉપકરણો પ્રત્યેક પાંચ પાંચ ધર્મ સ્થાનકે વાપરવા સંઘને આપવા, તે સાથે સૂત્રની નોકારવાળી પણ પાંચ આપવી તે શિવાય પૂજા ભક્તિથી ઉત્સવ કરવો આમ

ઉદ્યાપન કરવાથી જ્ઞાનપંચમીનુ તપ સફળ થાય છે

પ્રેમ—માગીબા ! એ જ્ઞાનપંચમીનુ વ્રત કોણે કરેલ અને તેનુ ફળ શુ મેળવેલ ? તે વિષે જો કાઇ વાર્ત્તા હોય, તો મને કહો

આનંદા—બહેનો ! હુ તમને જ્ઞાનપંચમીની કથા કહુ, તે એક ચિત્તે સાભળજો આ જંબુદ્વીપમા ભરત-ક્ષેત્રને વિષે પદ્મપુર નામે નગર હતુ, તેમા **અજિતસેન** નામે રાજા હતો તેને **યશોમતી** નામે રાણી હતી તે રાણીના ઉદરથી **વરદત્ત** નામે એક કુમાર થયો હતો તે કુમારને જ્યારે નિશાળે ભણવા મોકલ્યો, ત્યારે તેને એક પણ અક્ષર ચડ્યો નહિ તેના શિક્ષકે ઘણો પ્રયાસ કર્યો, પણ તે કાઇપણ શીખી શક્યો નહીં અનુક્રમે યુવાન થયો, ત્યારે તેના શરીરમા કોઢ નીકળ્યો આથી તેને મહા વેદના થવા લાગી તેજ નગરમા સિંહદાસ નામે એક શેઠ રહેતો હતો, તેને કર્પૂરતિલકા નામે એક સ્ત્રી હતી, તેમને ગુણમંજરી નામે એક પુત્રી થઇ હતી તે બાલ્યવયથી મુગી, અને રોગી થઇ હતી. સિંહદાસે ઘણા ઉપાયો કર્યા પણ ગુણમંજરી સાજી થઇ નહિ તેણીને કોઇ પરણનાર પણ ન હતુ યૌવનવયમા કુવારી રહેલી પુત્રીને જોઇ તેના માતા પિતાને ઘણી ચિંતા થઇ પડી આ અરસામા તે નગરની બાહેર વિજયસેનસૂરિ નામે એક જ્ઞાની આચાર્ય આવી ચડ્યા તે ખબર સાંભળી રાજા અજિતસેન અને સિંહદાસ શેઠ પોતાના કુટુંબ લઇ તેમને વંદવા ગયા. સૂરિએ તેમને ધર્મનો ઉપદેશ આપ્યો. તેમણે ઉપદેશ આપતા કહ્યુ કે, હમેશા જ્ઞાનની આરાધના કરવી, વિરાધના કરવી નહિ જે પ્રાણી મનવડે જ્ઞાનની વિ[illegible]

તે બીજે ભવે શુન્ય મનવાળો, અવિચારી, આધળો, બહેરો, બોબડો અને કુરૂપી થાય છે જે વચનથી જ્ઞાનની વિરાધના કરે, તે નઠારી બુદ્ધિવાળો, મુગો, અને [1]મુખપાકના રોગવાળો થાય છે, અને જે કાયાએ કરી, જ્ઞાનની વિરાધના કરે, તે બીજે ભવે કોઢીઓ, પિત્તકોપી અને ક્ષયરોગવાળો થાય છે જે મન, વચન અને કાયાથી જ્ઞાનની વિરાધના કરે, બીજા પાસે કરાવે, અને અનુમોદે, તે પ્રાણી બીજા ભવમા અભણ તથા મૂર્ખ રહે છે, તેમજ તેના વૈભવનો નાશ થઈ જાય છે, અને શરીરે ઘણી જાતના રોગ પે। થાય છે

પુતળી—આનદા મારી ! મન, વચન અને કાયાથી જ્ઞાનની વિરાધના કરવી, એટલે શુ ? તેમા અમે બરાબર સમજ્યા નથી, માટે અમને સ્પષ્ટ રીતે સમજાવો

આનદા—બહેનો ! વિરાધનાનો અર્થ અવગણના, અનાદર તથા તિરસ્કાર એવો થાય છે જ્ઞાનના બે પ્રકાર છે, દ્રવ્યજ્ઞાન અને ભાવજ્ઞાન જે હૃદયની અદર બોધ કે વ્યુત્પત્તિ થાય, તે ભાવજ્ઞાન કહેવાય છે, અને જે પુસ્તક રૂપે છે, તે દ્રવ્યજ્ઞાન કહેવાય છે જ્ઞાન-પુસ્તક તથા પોથી બધન, પાઠા, કાગળ, લેખણ, ખડીઓ, પાટી વિગેરે જે જ્ઞાનના સાધનો હોય, તેને બગાડી નાખે, ફાડી નાખે, તોડી નાખે, તેની ઉપર અપવિત્ર અગ કે વસ્તુ અડાડે, અને જ્યા ત્યા રખડાવે, તે જ્ઞાનની કાયાવડે કરેલી વિરાધના છે અને વચનથી બોલી જ્ઞાનની નિદા કરે, અશુદ્ધ વાચે, અવળો અર્થ કરે, અને સાચાને ખોટુ કહે, તથા ખોટાને સાચુ કહે, તે જ્ઞાનની વચનવડે કરેલી વિરાધના

1 મોઢુ આવી જવુ

છે, તથા મનમા જ્ઞાનને માટે વિપરીત વિચાર લાવે, તે તરફ તિરસ્કાર તથા અભાવ રાખે, અને તેને માટે દ્વેષ રાખે, તે મનવડે જ્ઞાનની વિરાધના છે આ પ્રમાણે મન, વચન અને કાયાથી જ્ઞાનની વિરાધના કહેવાય છે

હે બ્હેનો ! તેવી રીતે વિજયસેનસૂરિનો ઉપદેશ સાભળી સિહદાસ શેઠે વિનયથી પુછયુ, મહારાજ ! આ મારી પુત્રી ગુણમજરી મુગી અને રોગી છે, તેનુ શુ કારણ છે ? સૂરિ બોલ્યા–શેઠ ! આ તારી પુત્રીએ પૂર્વ ભવે જ્ઞાનની વિરાધના કરી છે, તેથી તેની આવી સ્થિતિ થઈ ગઇ છે તેણીના પૂર્વ ભવની વાત સાભળ—ધાતકીખડના પૂર્વ ભરતમા ખેટકપુર નામે નગર છે, ત્યા જિનદેવ નામે એક શેઠ હતો, તેની સ્રીનુ નામ **સુદરી** હતુ તેમને **આશાપાળ, તેજપાળ, ગુણપાળ, ધર્મપાળ, અને ધર્મસાર,** એવા પાચ પુત્રો હતા **લીલાવતી શાળવતી, રગાવતી,** અને **મગાવતી** નામે ચાર પુત્રીઓ હતી જિનદેવ શેઠે પોતાના પાચ પુત્રોને નિશાળે બેસાર્યા, પણ તેઓ કાઇ પણ ભણ્યા નહિ નિશાળમા તોફાન કરવા લાગ્યા આ તોફાની છોકરાને તેમનો શિક્ષક શિક્ષા કરે, તો તેઓ જઇને પોતાની માતા સુદરીની આગળ તે જાહેર કરી ગુરૂનો દોષ દર્શાવતા હતા માબાપે તેવા છોકરા અને છોકરીઓનો પક્ષ કરવો ન જોઇએ, તે છતા સુદરીએ તેમનો પક્ષ કર્યો, અને પોતાના પુત્રોને નિશાળે જવાની ના પાડી, અને તેમના શિક્ષકને ઉલટો ઠપકો આપ્યો એટલુજ નહિ, પણ ભણતરની નિદા કરી તેમની પાટી, પોથી, લેખણ વિગેરે જે જ્ઞાનના સાધન હતા, તે તેણે ક્રોધથી ચુલામા નાખી બાળી નાખ્યા, અને પુત્રોને કહ્યુ કે, તમે હવે ભણવા જશો નહિ કદિ જો તમને તમારો શિક્ષક તેડવા આવે, તો તેને "

થરાના ઘા મારી પાછો વાળ્યો આ ખબર જિનદેવ શેઠને પડી, એટલે તે શેઠે શેઠાણીને ઠપકો આપી કહ્યુ કે, અરે મૂર્ખ સ્ત્રી ! તેં બહુ ખોટું કર્યું આપણા દીકરાને અભણ તણા મૂર્ખ રાખ્યા, તેથી તેઓ પરિણામે દુખી થશે શેઠાણી તીવ્ર સ્વભાવની હતી, તેણે કાંઇ ગણકાર્યું નહિ

અનુક્રમે તે પાચે જુવાન થયા તેમને અભણ જાણી કોઇએ કન્યા આપી નહિ આથી શેઠને ઘણો અફસોસ થયો એક વખતે શેઠે ગુસ્સાથી સુદરીના માથામા પથ્થર માર્યો, તેથી સુદરી એકદમ મૃત્યુ પામી ગઇ હે સિહદાસ શેઠ ! તે સુદરી મૃત્યુ પામીને આ તારે ઘેર ગુણમજરી પુત્રી થઇ અવતરી છે પૂર્વભવે તેણીએ જ્ઞાનની વિરાધના કરી હતી, તેથી તે મુગી અને મહારોગી થઇ છે વિજયસેનસૂરિની આ વાર્ત્તા સાભળી ગુણમજરીને જાતિસ્મરણ જ્ઞાન થઇ આવ્યુ, મૂર્છા પામી પૃથ્વીપર પડી તે પ્રત્યક્ષ ચમત્કાર જોઇ સિહદાસ આશ્ચર્ય પામી ગયો, પછી તેણે ગુરૂને પુછ્યુ કે, સ્વામી ! તમારૂ વચન ખરેખર છે આ દુખી દુહિતા શી રીતે સુખી થાય ? તે ઉપાય બતાવો પછી વિજયસેનસૂરિએ તેને જ્ઞાનપચમીનુ તપ કરવાને કહ્યુ તે સાથે તે તપ આચરવાનો, તેના ઉદ્યાપનાનો વિધિ બતાવ્યો પછી ગુણમજરીએ ઘેર જઇ ગુરૂના વચન પ્રમાણે તે જ્ઞાનપચમીનુ તપ વિધિ પ્રમાણે આચરવા નિશ્ચય કર્યો

તે વખતે રાજા અજિતસેને પણ વિજયસેનસૂરિને પુછ્યુ કે, મહારાજ ! આ મારા વરદત્ત કુમારને કોઢનો રોગ થયો છે, અને તેને એક અક્ષર પણ આવડતો નથી તેનુ શુ કારણ હશે ?

સુરિ બોલ્યા—રાજા ! તારા કુમારે પણ પૂર્વે જ્ઞાનની વિરાધના કરી છે, તેના પૂર્વ ભવની વાત સાભળ—આ ભરતક્ષેત્રમા **શ્રીપુર** નામે નગર છે, ત્યા **વસુ** નામે એક શેઠ રહે છે, તેને **વસુસાર** અને **વસુદેવ** નામે બે પુત્રો છે એક વખતે તેબને ભાઇ વનમા ક્રીડા કરવા ગયા હતા, ત્યા **મુનિસુદર** નામે એક આચાર્ય જોવામા આવ્યા તેઓ આચાર્યને વદના કરી તેમની આગળ બેઠા આચાર્યશ્રીએ તેમને ધર્મોપદેશ આપ્યો ધર્મનો ઉપદેશ સાભળી બનેને વૈરાગ્ય ઉત્પન્ન થયો તત્કાળ માતાપિતાની આજ્ઞા લઇ તેઓએ આચાર્યની પાસે દીક્ષા લીધી બને ચારિત્ર ધર્મને બરાબર પાળવા લાગ્યા તેઓમાથી નાનો ભાઇ જે વસુદેવ હતો, તેણે સારો અભ્યાસ કર્યો જૈનોના સર્વ સિદ્ધાતો તેને મુખાગ્રે થઇ ગયા તેની વિદ્વત્તા અને યોગ્યતા જોઇ ગુરૂએ તેને આચાર્ય પદ આપ્યુ પાચસો સાધુઓ તેની પાસે સિદ્ધાતનો અભ્યાસ કરવા લાગ્યા એક વખતે વસુદેવ આચાર્યને અભ્યાસ કરાવતા જરા નિદ્રા આવવા લાગી સાધુઓ ઉપરાઉપર સૂત્રના અર્થ પુછવા લાગ્યા અભ્યાસ કરનારા સાધુઓને પુછેલાનો જવાબ આપતા તેમની નિદ્રાનો ભગ થઇ ગયો, આથી પોતે કટાળીને મનમા વિચાર્યું કે, અહા ! ભણેલા માણસને કેવુ દુખ છે? અભ્યાસ કરનારા લોકો આખો દિવસ કટાળો આપ્યા કરે છે મારો મોટો ભાઇ વસુસાર ભણ્યો નહિ, તેથી તે મોતાથી ઘણો સુખી છે તેને કોઇ પુછીને કટાળો આપતુ નથી આ જગતમા જ્ઞાન દુખરૂપ છે, અને મૂર્ખતા સુખરૂપ છે "આવુ વિચારી તેણે નિશ્ચય કર્યો કે, હવે હું નવા ગ્રથોનો અભ્યાસ કરવો નહિ, અને કોઇને ભણાવવુ નહિ આવા નિશ્ચયથી વસુદેવ આચાર્યે બાર દિવસ સુધી

મુગા રહ્યા તે સમયે કાળ આવવાથી આવુ અશુભ ધ્યાન ધરતા તે મૃત્યુ પામ્યા તેણે ચારિત્ર પાળ્યુ હતુ, તેથી તે વસુદેવ આ તારો પુત્ર વરદત્ત થયો છે તેણે પૂર્વે જ્ઞાનની મનવડે વિરાધના કરવાથી તે કોઢીઓ થયો, અને તેને વિદ્યા ચડી નહિ

વિજયસેનસૂરિના આવા વચન સાભળી, વરદત્તકુમારને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ પૂર્વભવનુ સ્મરણ કરતા તેને મૂર્છા આવી ગઈ ક્ષણ વાર પછી સચેત થઈ, તેણે ગુરૂને વદના કરી, અને ગુરૂની કહેલી વાત સત્ય છે, એમ જણાવ્યુ પછી રાજાએ ગુરૂને તેનો ઉપાય પુછયો, એટલે ગુરૂએ તેને ગુણમજરીની જેમ જ્ઞાનપચમીનુ આરાધન કરવાને કહ્યુ ત્યારથી વરદત્તકુમારે જ્ઞાનપચમીનુ તપ કરવા માડયુ દર વર્ષે કાર્તિક માસની શુકલ પચમીને દિવસે મોટો જ્ઞાનનો ઉત્સવ કરવા માડયો હળવે હળવે તેના શરીરમાથી કોઢનો રોગ નાશ થઇ ગયો તેનામા પ્રભાવિક બુદ્ધિ પ્રગટ થઇ તે પુરૂષની બ્હોતેર કળાઓ શીખી ગયો જુવાન વયમા આવેલા પુત્રને રાજ્ય સોપી, અજિતસેન રાજાએ દીક્ષા લીધી વરદત્ત વિદ્વાન્ થઇ, પ્રજાને પુત્રવત્ પાળવા લાગ્યો છેવટે ઘણા વર્ષ સુધી રાજ્ય વૈભવ ભોગવી, પુત્રને રાજ્ય આપી, વરદત્તે ગુરૂ પાસે દીક્ષા લીધી

ગુણમજરી પણ જ્ઞાનપચમીના આરાધનથી સારી સ્થિતિમા આવી ગઈ તેના પિતા સિહદાસે તેને જિનચદ્ર નામના એક ધનાઢ્ય વેપારીના પુત્રની સાથે પરણાવી તે યોગ્ય પતિની સાથે સસાર સુખ ભોગવી, છેવટે દીક્ષા લઇ સાધ્વી થઇ વરદત્ત અને ગુણમજરી સારી રીતે

ચારિત્ર પાળી કાળ કરી, બને સ્વર્ગમા વિજયવંત વિમાનમા બત્રીશ સાગરોપમના આયુષ્યથી ઉત્પન્ન થયા ત્યાથી ચવીને વરદત્તનો જીવ જબૂદ્વીપના પૂર્વ મહા વિદેહમા આવેલા પુષ્કલાવતિવિજયમા પુડરીકિણી નગરીના રાજા **અમરસેન**ની ગુણવતી પટરાણીને પેટે અવતર્યો ત્યા તેનુ **સુરસેન** એવુ નામ પાડવામા આવ્યુ જ્ઞાનની આરાધનાથી તે જ્ઞાન તથા કળાઓમા પ્રવીણ થયો પિતા અમરસેને તેને એકસો કન્યા પરણાવી, રાજ્ય ઉપર બેસારી મૃત્યુ પામ્યો તેવા વખતમા શ્રી સીમધર સ્વામી ત્યા સમોસર્યા તેને સુરસેન મોટા આડબરથી વાંદવા આવ્યો પ્રભુએ તેના વરદત્તના ભવની કથા કહી સભળાવી, અને જ્ઞાનપચમીના તપનુ માહાત્મ્ય લોકોની આગળ પ્રકાશિત કર્યું સુરસેને દશ હજાર વર્ષ સુધી રાજ્ય કરી, સીમધર સ્વામીની પાસે દીક્ષા લીધી એક હજાર વર્ષ સુધી ચારિત્ર પાળી, અને કેવળ જ્ઞાન સપાદન કરી, તે મોક્ષે ગયો

ગુણમજરીનો જીવ વિજયવત વિમાનમાથી ચવીને મહાવિદેહ ક્ષેત્રમા આવેલા ઉમાવિજયને વિષે શુભા નગરીના રાજા અમરસિહની અમરાવતી રાણીને પેટ પુત્ર રૂપે અવતર્યો માતાપિતાએ તેનુ **સુગ્રીવકુમાર** નામ પાડ્યુ તેનુ વીશ વર્ષનુ વય થયુ, એટલે અમરસિહ તેને રાજ્ય સોપી, દીક્ષા લઇ ચાલી નીકળ્યો સુગ્રીવકુમાર ઘણી રાજકન્યાઓને પરણ્યો, અને તેમનાથી તેને ચોરાશી હજાર પુત્રો થયા હતા છેવટે તેણે મોટા પુત્રને રાજ્ય આપી, સુગુરૂની પાસે ચારિત્ર લીધુ સુગ્રીવરાજર્ષિ એક લાખ પૂર્વ સુધી ચારિત્ર પાળી, સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષ ગયા

આનદા કહે છે—હે બહેનો ! પવિત્ર જ્ઞાનપચમીનુ એવુ માહાત્મ્ય છે તમે હવેથી દરેક વખતે એ

મહા પર્વની આરાધના કરજો આવા આપણા જૈન પર્વને છોડીને છાતી કુટવાના અને અનાચાર શીખવાના મિથ્યાત્વી પર્વ આપણે શામાટે કરવા જોઇએ ? બહેન પ્રેમ અને પુતળી ! તમે હવેથી કદિ પણ મિથ્યાત્વના મત કરશો નહિ મિથ્યાત્વને દહેરે દર્શન કરવા પણ જશો નહિ જો તમારી વ્રત કરવાની ઇચ્છા હોય, તો જ્ઞાનપચમી જેવા આપણા જૈન વ્રત કરો, જેથી વરદત્ત અને ગુણમજરીની જેમ સારા ફળ પામશો

**પ્રેમ અને પુતળી**—આનદા માશી ! જ્ઞાનપચમીની કથા સાભળી, અમોને ઘણો હર્ષ થયો છે આપણામા આવા પર્વો છે, એ વાત અમે આજેજ જાણી આજદિન સુધી અમે મિથ્યાત્વના મહાસાગરમા ડુબી ગયા હતા, તમે અમારો ઉદ્ધાર કર્યો છે

**આનદા**—પુત્રી લલિતા ! એક વખતે મે તને મિથ્યાત્વીના વ્રત ન કરવા વિષે મારી ગરબી શીખવી હતી, તે તને યાદ છે ?

**લલિતા**—માતા ! હા, તે મને બધીએ યાદ છે હમેશા ઘરનુ કામકાજ કરતા તેનો પાઠ હુ કર્યા કરૂ છુ

**પ્રેમ**—લલિતા બેન ! ત્યારે અમને તે મહેરબાની કરી સભળાવો

**ચચળ**—પ્રેમ ! લલિતા બેન તમને ખુશીથી સભળાવશે તમે કહેશો તો તમને લખીને આપીશ પછી તમે હમેશા વાચીને તેને યાદ કરી લેજો,

પ્રેમ—(મનમા નીમાસો મુકીને) બહેન ચંચળ! તારા વચન સાભળીને મને ઘણોજ ખેદ થાય છે

ચ ચળ—એમા ખેદ શેનો ? હુ કાંઈ મશ્કરી કરતી નથી, ખરેખર કહુ છુ કે, હુ તમને લખી આપીશ

પ્રેમ—મશ્કરીને માટે ખેદ થતો નથી તુ અવળુ સમજી લાગે છે

પુતળી—ચ ચળ બેન! પ્રેમ ચોખેચોખુ કહેતી નથી, તેથી તને વ્હેમ રહે છે અફસોસ થવાનુ કારણ એ છે, જે તું અમને લખી આપ, તે શા કામનુ ? કારણ કે અમે કાઈ ભણ્યા નથી, તેથી અમે શી રીતે તે વાચી શકી એ ? અમે વાચવા જેટલુ પણ ભણ્યા નહિ, તેને માટે બીચારી પ્રેમને અને મને ખેદ થાય છે

ચ ચળ—હા, હું હવે સમજી, એ ખરી વાત છે ત મને લખી આપવુ તે નકામુ છે બેન પ્રેમ અને પુતળી! હવે તમે મહેનત અને ખ તથી વાચતા લખતા શીખો મનમા ભણવાનો ઉત્સાહ હશે, તો તે થોડા દિવસમા તમે શીખી જશો

આન દા— બહેનો ! હવે તમને થોડા દિવસમા વાચતા લખતા આવડશે તમારા મનમા જ્યારે આવો પસ્તાવો થાય છે, તો જરૂર તમે સારો અભ્યાસ કરી શકશો હજુ કાઇપણ બગડી ગયુ નથી તમારી નાની ઉમ્મર છે થોડા વર્ષમા તમે ભણતા શીખશો બહેનો ! હવે ખેદ કરશો નહિ, તમારે ખેદ કરવાનો આ વખત નુ નથી, પણ તમારે અભ્યાસ કરી મન જાણે આ વખ ખ ત છે

વૃદ્ધાગતા

પ્રેમ અને પુતળી—આશીબા ! એ તો ખરી વાર્ત, પણ અમે ન ભણ્યા, તેનો ભારી અફસોસ થય છે તે સાથે વળી એટલો ખેદ વધારે થાય છે કે, ઉજ મબાઇ જેવી પવિત્ર શિક્ષિકાનુ અમે ઘણીવાર અપમાન કર્યું છે, એ સાધ્વીની તરફ અમે તિરસ્કારની નજરે જોયુ છે, તેમજ તેની ઘણી વાર નિદા કરી છે, એ બધુ સભારીએ છીએ, ત્યારે ઘણીજ દિલગીરી થાય છે

આનદા—બહેનો ! જે બન્યુ તેને માટે હવે વૃથા ખેદ કરવો નહિ તમે જે જે વિરૂદ્ધ અને બેઅદબી ભરેલુ આચરણ કર્યું, તે બધી તમારી અજ્ઞાનતા હતી અજ્ઞાનતામા કરેલા દોષ થોડા લાગે છે જે નઠારૂં કર્મ આપણે જાણી જોઇને કરીએ, તેના કરતા અજ્ઞ અવસ્થામા કરેલુ ઓછુ દોષવાળુ છે હવે તમે અજ્ઞાનતાના પડદામાથી બાહેર આવ્યા છો તમારા હૃદયની આગળ જે અધકાર હતો, તે બધો દૂર થઇ ગયો છે તમારા હૃદયાકાશમા બોધરૂપ સૂર્યનો ઉદય થયો છે તે પ્રતાપી સૂર્યના કિરણો પશ્ચાતાપદ્વારા પડવા લાગ્યા છે

પ્રેમ—આશીબા ! ઉજમબાઇ જેવી પવિત્ર બાઈનો અમે જે અપરાધ કર્યો તે મટી જાય તેવો ઉપાય બતાવો, તો અમારા મનમા શાતિ થાય

આનદા—બહેનો ! કોઈ માણસ આપણો કાઈ પણ સસારિક કામનો ઉપકાર કરે, તોપણ આપણે તેના આભારમા આવીએ છીએ, અને હરકોઇ પ્રકારે તેનો બદલો વાળવાને ઇચ્છીએ છીએ, તો જે આપણને વિદ્યા આપે છે, ખતથી અને પ્રેમથી ભણાવે છે, તેનો બદલો આપણાથી શી રીતે વળી શકે ? આપણા જૈન શાસ્ત્રમા તેને માટે

એટલે સુધી લખેલું છે કે, એક અક્ષરને આપનાર માણસને પણ ઉપકારી ગુરૂ જાણવો સર્વ દાનમા જ્ઞાનનુ દાન મોટું છે પોતાની આખી જીદગીને સુધારનારૂ તે મહા દાન છે જ્ઞાનથી માણસની આખી જીદગી સુધરી જાય છે, જ્ઞાનના પ્રભાવથી સર્વ જાતનો આનદ મેળવી શકાય છે, જ્ઞાન એ મનુષ્ય લોકનુ કલ્પવૃક્ષ છે; તે દિવ્ય ચક્ષુને આપનારૂ છે અતરના પડદાને તોડનારૂ છે, અને આ લોક તથા પરલોકમા કલ્યાણ કરનારૂ છે આવા જ્ઞાનરૂપ અમૃતને આપણા હૃદયમા રેડનાર માણસનો આપણે કેટલો આભાર માનવો જોઈએ ? જ્ઞાનના પ્રકાશ આગળ કોઈનુ તેજ ચાલી શકતુ નથી એ મહા પ્રકાશવડે અજ્ઞાન રૂપ અધકાર દૂર થઈ જાય છે જ્ઞાન શીખવનાર માણસ આપણુ ધાર્મિક અને મસારિક જીવન સુધારનાર છે માતાપિતા, સગા, સ્નેહી, પાળક અને પોષકના કરતા જ્ઞાનનો બોધ આપનાર વધારે ઉપકારી છે તેવા ઉપકારીની નિદા કરવી, તેની કદર ન જાણવી, અને તેનુ અપમાન કરવુ, એ મહાપાપ છે એ મહા પાપમાથી બચાવાનો ઉપાયમાત્ર એકજ છે, કે જે ઉપાય આપણા જૈન શાસ્ત્રમા જણાવેલો છે

પ્રેમ—માશીબા ! કહો, તે ઉપાય શો છે ?

આનદા બહેનો ! મન, વચન અને કાયાને શુદ્ધ રાખી, તે ઉપકારી વિદ્યાગુરૂને ખમાવો, અને ફરીવાર તેવુ ન બને, તેને માટે પ્રત્યાખ્યાન કરો આ ઉપાયથી એ મહા પાપ દૂર થઇ જશે જૈનશાસ્ત્રમા પ્રાણી માત્રને ખમાવવાનુ મહા પુણ્ય છે મોટા મોટા તીર્થકરો, આચાર્યો, મુનિઓ અને મહાશયો આ જગતને ત્રિકરણ શુદ્ધિથી ખમાવતા હતા, અને ખમાવીને પોતાના આત્માને ઉદ્ધારતા

હતા કર્મને ખપાવવાની શ્રેણી કે જે ક્ષપક શ્રેણી કહેવાય છે, તેમા ચડવાનુ પહેલુ પગથીયુ એ છે કે, બધા પ્રાણીને ખમાવવા

પ્રેમ—આશીબા ! આપના કહેવા પ્રમાણે અમે મા જેજ જઇને તે ઉજમબાઇને ખમાવીશુ, અને હવે ફરીવાર તેમ ન બને, તેને માટે શુદ્ધ મનથી પ્રત્યાખ્યાન કરીશુ

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે આનદા પોતાની પુત્રી લલિતા વિગેરેને ઉપદેશવાર્ત્તા કહેતી હતી, તેવામા લલિતાના પિતા શિવચદ્ર શેઠ ત્યા આવ્યા તેમણે આવી લલિતાને કહ્યુ, લલિતા ! આજે મારે કોઇ કામ પ્રસગે રાજપર ગામે જવાનુ છે, માટે તરી બાને કહે કે, સાત્રે સત્વર રસોઇની તૈયારી કરે, હુ જમીને ચાલીશ તે ગામ અહિથી બેજ ગાઉ છે, ત્યા હુ દિવસ અસ્ત થયા પહેલા પહોચી જઇશ

આનદા—[ વિનયથી બેઠી થઇને ] એવુ વળી ઉતાવળનુ શુ કામ છે ? કે જે આજે ને આજે જવુ પડે ? જો કહી શકાય તેવુ હોય તો જણાવો

શિવચદ્ર—રાજપર ગામમા ફુલચદ શેઠ કરીને એક શ્રાવક રહે છે, તે ઘણા ધાર્મિક અને પ્રમાણિક છે તેમને બે સ્ત્રીઓ હતી, તેમાથી હાલ એક સ્ત્રી છે, અને બીજી સ્ત્રી ગુજરી ગઇ છે, તે ગુજરનાર સ્ત્રીને બે દીકરાઓ છે અને હાલ જે છે, તે સ્ત્રીને એક પુત્ર છે ફુલચદ શેઠની ઉમ્મર સીત્તેર વર્ષની છે થોડા માસ થયા તેમની તબીયત બગડતી જાય છે, તેથી તેઓ આજે પોતાની

શીલતકનું વીલ કરવાના છે, તેમા મારી સંમતિ લેવાને તથા મારી સાક્ષી લેવાને તેઓ મને બોલાવે છે પુલચંદ શેઠ મારા પરમસ્નેહી છે, તેમના કાર્યમા મારે સારો ભાગ લેવો જોઇએ વળી મારે તેમને એક સારી સૂચના આપવાની છે, માટે મારે ખાસ ત્યા જવાની જરૂર છે

આનંદા—જેવી તમારી મરજી, હું સાંઝની પહેલા રસોઇ તમને જમાડીશ

લલિતા—બાપા ! જો આજ્ઞા કરો, તો આજે હું તમને રાંધીને જમાડું ઘણા દિવસ થયા, તમને મારી રસોઇ જમાડવાની મને ઘણી હોંશ છે

શિવચંદ્ર—બેટા ! હમણાજ તારી રસોઇ જમ્યો છુ, તને યાદ છે કે નહિ ?

લલિતા—હા બાપા ! યાદ છે બે દિવસ પહેલા મારી બાએ પોષહ કર્યો હતો, ત્યારે મે રસોઇ કરી હતી

શિવચંદ્ર—વારેવારે તને છોકરાને એવી મહેનત શી આપવી ?

લલિતા—બાપા ! તેમા મહેનત શાની ? રસોઇ કરવી, એ તો અમારૂ કામ છે વળી તેથી કરીને તમારા જેવા તીર્થરૂપ પિતાની સેવા થાય માબાપની સેવા કરવી, એ અમારો ધર્મ છે

શિવચંદ્ર—બેટા ! આવી તારી બુદ્ધિને ધન્યવાદ ઘટે છે તારા જેવી સદ્ગુણી છોકરીઓ દરેક શ્રાવક કુટુંબમા પેદા થાય, એવી મારી ધારણા છે શાસન દેવ મારી એ ધારણાને સફળ કરો

ચ ચળ—શિવચ દ્ર કાકા ! તમે ખરેખર કહો છો લલિતા બહેનને માટે જેટલુ કહીએ તેટલુ થોડુ છે કાતિ પુરના સ ઘમા ઘેર ઘેર તેમના વખાણ થાય છે લોકો એટલે સુધી કહે છે કે, શિવચ દ્ર શેઠની ચદ્રગુણી સુતા લલિતા શ્રાવક વર્ગની શોભા છે, ચતુર્વિધ સ ઘની શ્રાવિ કાઓનો તે સુ દર શણગાર છે

લલિતા—ચ ચળ બહેન ! હવે બહુ થયુ, રાખો, ચાલતી વાત થવા દો બાપા ! હવે શુ કહો છો ? આજે મારી રસોઈ જમવી છે કે નહિ ?

શિવચ દ્ર—બેટા લલિતા ! તને મહેનત પડશે, એવુ ધારીને હુ ના કહુ છુ, તથાપિ તારો આગ્રહ હોય, તો મને કાઈ હરકત નથી તારી અમૃત જેવી રસોઈ જમવામા મને ઘણો આન દ આવશે તારી બ ના કરતા તુ રસોઈમા ચડીઆતી છુ તારી રસોઈનો સ્વાદ ઘણોજ સારો લાગે છે

આન દા—તમે પાછા રાજપરથી કયારે આવશો ?

શિવચ દ્ર—ઘણુ કરીને આવતી કાલે સાઝેજ પાછો આવીશ કુલચ દ શેઠે તેમની બે દીકરીઓ છે, તેમના પતિ, અને જે હાલ સ્રી છે, તેનો ભાઈ તથા તેના દીકરાનો સસરો, એટલા જણને અહિ થી બોલાવ્યા છે અમે બધા એક ગાડી લઈને જઇશુ, તે કાલે વિલમા સહી સિક્કો કરાવી, સાઝે પાછા કાતિપુર આવીશુ રાજપર ગામ કાઇ છેટે નથી

આન દા—તમારે તે વિલમા શી સૂચના આપવાની છે ? તે જો કહેવાય એવી હોય તો કહો, અને જો તે ખાનગી હોય, તો કહેવાની કાઇ જરૂર નથી

શિવચદ્ર—તે બાબત એવી કાંઈ ખાનગી નથી. તે તો સર્વને જણાવવા જેવી છે, અને આપણી આખી શ્રાવક કોમને ઘણી ઉપયોગી છે

આનંદા—ત્યારે કૃપા કરીને કહો

શિવચદ્ર—આજકાલ લોકો પોતાની સારી મિલકતનુ મોટા પાયા ઉપર વિલ કરે છે પોતાના પોષ્યવર્ગને માટે તે વિલમા સારી ગોઠવણ કરવામા આવે છે, પણ જે ખરેખરી ઉપયોગી, અને ધર્મને ટકાવનારી બાબત છે, તેને સર્વ રીતે ભુલી જવામા આવે છે આપણા જૈન ધર્મમા સાત ક્ષેત્ર પોષણ કરવા યોગ્ય કહેલાં છે, તે સાત ક્ષેત્રોમા સર્વથી મોટુ જ્ઞાનક્ષેત્ર છે જો જ્ઞાનક્ષેત્રને પુષ્ટ કરવામા આવે, તો બીજા બધા ક્ષેત્રોને પુષ્ટિ મળે છે તેવા જ્ઞાનક્ષેત્રને માટે કોઇ પણ વિચાર કરતુ નથી જ્યારે વિલમા બીજા પોષ્યવર્ગની ગોઠવણ કરવામા આવે, ત્યારે જ્ઞાનક્ષેત્ર જેવા ઉપયોગી ખાતને ભુલી જાય છે શ્રાવક ગૃહસ્થે પોતાની આખી જીંદગી સુધી અનેક સારા નરસા કર્મ કરી, જે ધન મેળવ્યુ હોય, તેને પોતાના સ્વાર્થી સગાસબધીઓમા છિન્નભિન્ન કરી વહેંચી નાખે, અને જ્ઞાન ખાતામા કાંઇપણ સારી રકમ અર્પણ કરે નહિ, એ કેવી દીલગીરીની વાત ? પ્રત્યેક શ્રાવક ગૃહસ્થે આ બાબત બહુ મનન કરવાની છે દરેક શ્રાવક સમજે છે કે, આલોક તથા પરલોકનુ સાધન ધર્મ છે, અને ધર્મની વૃદ્ધિનો મુખ્ય આધાર જ્ઞાન છે આથી મારા મિત્ર કુલચદ શેઠને મારે ખાસ સૂચના આપવી છે કે, તમારા વિલમાથી એક હીસ્સો જ્ઞાનની વૃદ્ધિને માટે અર્પણ કરવો આ ઉત્તમ રીવાજની શરૂઆત તમે કરો ધાર્મિક હૃદયના કુલચદ શેઠ જરૂર તે વાત મા-

ત્ર કરશે, અને પોતાના વીજામા જ્ઞાનના વિશાળ ક્ષેત્રને પૂર્ણ અવકાશ આપશે

આનંદા—કદિ જ્ઞાનક્ષેત્ર જો તે પોતાનુ દ્રવ્ય સ્થાપિત કરે, તો પછી તમે તે દ્રવ્યનો ઉપયોગ જ્ઞાનમા કેવી રીતે કરશો ?

શિવચંદ્ર—જ્ઞાન ખાતામાં અર્પેલુ કરેલુ દ્રવ્ય જ્ઞાનની વૃદ્ધિના ઉપયોગમા લેવામા આવશે જે કોઈ શ્રાવકનો પુત્ર સારો અભ્યાસ કરવાને ઇચ્છા રાખતો હશે, તેને વિદ્યાર્થિવેતન [ સ્કોલરશીપ ] આપવામા આવશે જૈન પાઠશાળા, કન્યાશાળા, અને શ્રાવિકાશાળાને, સારી સ્થિતિમા મુકવામાં આવશે. અભ્યાસીઓને નિવાસ, ભોજન તથા સર્વ વસ્તુઓ પુરી પાડે તેવી પાઠશાળાઓ [ બોર્ડીંગ સ્કુલ ] સ્થાપી તેમા જ્ઞાનની વૃદ્ધિ કરવાને માટે જેવી જોઈએ તેવી સહાય આપવામાં આવશે આપણા પ્રાચીન જૈન પુસ્તકોના ભંડારનો ઉદ્ધાર કરવામા એટલે પ્રાચીન સંસ્કૃત તથા માગધી ભાષામા લખાએલા ઉપયોગી ગ્રંથોને શુદ્ધ કરી મૂળ તથા ભાષાંતર સાથે બાહેર પાડવામા આવશે જૈનોની ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિ કેવી રીતે થાય ? એવા નિબંધો લખાવી પ્રસિદ્ધ કરવામા આવશે. સારી સારી બોધક કથાઓ બાહેર પાડી લોકોમા વાચનની રૂચી વધારવામા આવશે. સારા સારા વિષયોથી ભરપુર, રસિક અને બોધક માસિક પત્રો પ્રગટ કરવામા આવશે તે શિવાય સ્ત્રી કેળવણી, કે જે ધાર્મિક તથા સાંસારિક ઉન્નતિનુ મૂળ કારણ છે, તેને માટે સારા સારા નિબંધો લખાવી પ્રસિદ્ધ કરાવવામા આવશે આવા આવા અનેક ઉત્તમ કાર્યમા તે જ્ઞાનદ્રવ્યનો ઉપયોગ થશે.

લલિતા—બાપા ! આ તમારો વિચાર ઘણોજ સ્તુતિપાત્ર છે આવો વિચાર જો બીજા જૈન ગૃહસ્થોમા ઉત્પન્ન થાય, તો અલ્પ સમયમા જૈન કોમની ઉન્નતિ થઇ જાય

ચચળ—કાકા ! આમા મને એક મોટી શકા થાય છે આપણા લોકોમા એક એવી જાતની રૂઢી પડી છે કે, કોઇ પણ કામ બીજા તરફથી શરૂ થાય, તો તેને બીજા અનુસરતા નથી, પણ તેની ચર્ચા કરવા મ ડી જાય છે. અને તેનુ નઠારૂ કહેવરાવવાનો પ્રયત્ન શરૂ કરે છે જો કે છેવટે પાછી તેની પ્રશસા થાય છે, તથાપિ લોક ચર્ચાથી ભય પ મનારો માણસ તેને પગલે ચાલી શકતો નથી, એટલે તે કામ ભાગી પડે છે.

શિવચદ્ર—હા, તારૂ કહેવુ ખરૂ છે, પણ હવે દેશળકાને લઇને લોકો સમજવા લાગ્યા છે. કેળવણીના પ્રભાવથી લોકોને મનમા નિશ્ચય થયો છે કે, ધાર્મિક અને સાસારિક ઉન્નતિનુ સાધન જ્ઞાન છે, તેથી તન, મન અને ધનથી જ્ઞાનની વૃદ્ધિ કરવી જો જ્ઞાનનો વધારો થશે, તો આપણો સર્વ પ્રકારનો ઉદય થશે આવા નિશ્ચયથી ઘણા લોકો હવે પુલચદ શેઠનુ અ ત કરણ તેમ કરવાને તૈયાર થયા છે

[ આટલુ કહી શિવચદ્ર શેઠ ઘરમા ચાલ્યા ગયા ]

આન દા—બહેનો ! આપણી ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવાનો હવે સમય થઇ ગયો છે હવે આવતી કાલે બીજી વાર્ત્તા કરીશુ

પ્રેમ તથા પુતળી—આન દા બાઈ ! આવતી કાલે વાર્ત્તા કરવાનો વખત આજ છે કે, બીજે, ?

આનંદા—હમેશા આજ વખત છે

ચંચળ—(હસતી હસતી) કેમ બહેન પ્રેમ ! અમારી ઉપદેશવાર્ત્તા કેવી ? તને પસંદ પડી કે નહિ ?

પ્રેમ—ચંચળ બહેન ! હું તને શી વાત કહું ? મને તો આ ઉપદેશવાર્ત્તા સાભળી ઘણોજ આનંદ થયો છે મને જો અગાઉથી ખબર હોત, તો હું પહેલે દિવસથીજ આનો લાભ લેત, પણ મારા નસીબમા તે લાભ મળનો નહિ હોય, એટલે પછી શો ઉપાય ?

પુતળી—બહેન ! એવો અફસોસ હવે કરવો નકામો છે કારણ કે, જે વાત બની ગઇ, તે કાંઇ ફરવાની નથી હવે આજથી તે લાભ મેળવવાની ઉત્કંઠા રાખવી, એટલે બસ છે

ચંચળ—બહેનો ! હવે તે વિષે વધારે અફસોસ કર્યો નહિ આજથી હમેશા વખતસર આવશો, તો હજુ ઘણો લાભ મેળવશો

આનંદા—ચાલો, હવે આપણી વાર્તા સમાપ્ત કરીએ, વખત થઇ ગયો છે ( બોલો આદિશ્વર ભગવાનની જય. ) આનંદા અને લલિતા ઘરમા જાય છે ચંચળ, જયા, પ્રેમ અને પુતળી બધા પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે આનંદા પોતાની પુત્રી લલિતાને અને ચંચળને ઉપદેશ આપતી હતી, અને જયા, પ્રેમ તથા પુ[illegible] તે ઉપદેશનો લાભ લેતા હતા

**અજવાળી**—કાકા ! આજના દિવસની ઉપદેશવાર્તા-મા અમારે ઘણુ સમજવાનુ આવ્યુ હતુ તેમા ખાસ ક-રીને મિથ્યાત્વીના વ્રત કરવાના નઠારા રીવાજને માટે જે કહેવામા આવ્યુ, તે અમારે શ્રાવિકાઓને ખાસ કરીને સમજવાનુ છે,

આ વખતે એક **પાર્વતી** નામની શ્રાવિકા ઉભી થઇને બોલી—ધર્મદાસ ભાઈ ! મિથ્યાત્વીના વ્રત શ્રાવકે ન કરવા જોઇએ, એવુ તમે કહ્યુ, પણ શીતળા સાતમનુ વ્રત અ-મારાથી છોડી શકાય તેમ નથી કારણ કે, જો એ વ્રત ન ક-રીએ, તો છોકરાને કાકાબળીયા નીકળે, અને તેથી છોકરા બેડોળ, અપગ અને આધળા બની જાય છે, અને ઘણી વ ર મૃત્યુ પણ પામી જાય છે આવા ભય કર રોગને શાત કરવાને શીતળા માતાની ઉપાસના અવશ્ય કરવી જોઇએ,

**ધર્મદાસ શેઠ**—પાર્વતી બહેન ! ઘણા બેરાઓ વ્હે મીહોવાથી એવુ માને છે, પણ તે વાત તદન ખોટી છે શીળી તથા ઓરી એ બાળકોના રોગ છે દરેક મનુષ્યને બાળ વયમા તે રોગ અવશ્ય થાય છે ઘણુ કરીને કોઇનેજ થતા નહિ હોય યુરોપ વિગેરે બીજા દેશોમા પણ એ રોગ થાય છે, અને તે દેશમા કાકાબળીઆને પગે લ ગાડવાનો બીલકુલ ઢોગ ચાલતો નથી આપણા દેશમા સ્વાર્થી લોકોએ એ ધર્તીગ ચલાવ્યુ છે કદિ તેવુ ધર્તીગ મિથ્યાત્વીઓમા ચાલી શકે, પણ આપણા શ્રાવક ધર્મની અ દર તો તે તદન ધર્મ વિરૂદ્ધ કહ્યુ છે, કારણ કે, શીતળાના વ્રતમા વાશી ભોજન કરવાનો રીવાજ છે, એ વાશી ભોજ-ન કરવુ, તે આપણા ધર્મથી તદન વિરૂદ્ધ છે બહેન પાર્વ તી ! આ વિષે હૃદયમા લાવો વિચાર કરજો તમે શ્રાવક કુળની સ્રીઓ છો, શુદ્ધ શ્રાવિકા થવાને સ પૂર્ણ અધિકારી છો

હવેથી તમારે કદિ પણ શીતળા મત કરવુ નહિ શીત
ળા દેવીને માનવી કે પૂજવી, એ આપણા સમ્યકત્વની વિ
રૂદ્ધ છે, સુખ, દુખ, રોગ, પીડા, ભોગ, ઉપભોગ વિગે-
રે કર્મને આધીન છે કર્મથી થયેલી પીડાને દૂર કરવા કોઇ
પણ દેવતા સમર્થ નથી શીતળાને માનનારા અને પૂ-
જનારા માણસો પણ એ રોગના ભોગ થઇ પડે છે પાર્વ
તી બહેન ! હવેથી એવો વ્હેમ રાખશો નહિ શીતળા મ
ત સ્વીકારી સચિત્ત પાણીમા સ્નાન અને સચેત ભોજન
કરી તમારી શ્રાવકપણાની પવિત્રતાને ગુમાવશો નહિ

**પાર્વતી**—ધર્મબધુ ! તમારૂ કહેવુ યથાર્થ છે હુ હવે
સારી રીતે સમજી ગઇ મારા હૃદયમાથી એ શલ્ય દૂર
થઇ ગયુ હવે મારા જાણવામા આવ્યુ કે, શીતળા મતનો
વિધિ આપણા પવિત્ર ધર્મથી તદ્દન વિરૂદ્ધ છે શુદ્ધ હૃદ
યની શ્રાવિકાને કદિ પણ એ મત આચરવા યોગ્ય નથી
હવે હુ કદિ પણ એ મિથ્યાત્વીનુ મત કરીશ નહીં, બીજાને
કરાવીશ નહિ, અને કરતાને અનુમેદન આપીશ નહિ
(બીજી શ્રાવિકાઓ તરફ જોઇને) બહેનો ! તમે બધાએ સા
ભળ્યુ હશે કે, આપણે કોઇએ પણ મિથ્યાત્વીનુ મત કરવુ
ન જોઇએ તથાપિ શીતળા સાતમનુ મત કે જેને માટે
આપણામા મોટો વહેમ છે, તેથી કરીને તેનો ત્યાગ ક
દિ પણ થઇ શકે તેમ નથી, તથાપિ આપણા ધર્મપિતા
અને ધર્મબધુરૂપ ધર્મદાસ શેઠના કહેવા ઉપરથી આપ
ણને ખાત્રી થાય છે કે, એ શીતળા વિગેરેના મત કરવા,
તે આપણા ધર્મની વિરૂદ્ધ છે જે મત તથા તપનો વિધિ
આપણા શાસ્ત્રથી વિરૂદ્ધ હોય, અને જે કરવાથી આપણે
તદ્દન ધર્મભ્રષ્ટ થતાં હોઇએ, તેવા તપ કે મત આપણે

ન કરવા જોઇએ, બ્હેનો ! આજથી હુ મિથ્યાત્વીનુ કોઇપણ મત ન કરવાની બાધા લઉં છુ

આ પ્રમાણે કહીને પાર્વતી બે હાથ જોડી ઉભી રહી, અને તે બાધાના પચ્ચખાણ લેવાની ધર્મદાસ શેઠને વિનતિ કરી, એટલે ધર્મદાસ શેઠે પોતાની તે અવસરે યોગ્યતા ધારી ઉંચે સ્વરે પચ્ચખાણ આપ્યા તે વખતે બીજી ઘણી શ્રાવિકાઓ ઉભી થઇ હાથ જોડી ઉભી રહી ત્યાર પછી "આદીશ્વર ભગવાનની જય" એવો મહાન ધ્વની થયો, જેના પ્રતિધ્વનિથી શ્રાવિકાશાળા ગાજી ઉઠી

ધર્મદાસ શેઠે તેમને મિથ્યાત્વીના મત તથા તપ ન કરવાની બાધા આપી તે દિવસની ઉપદેશવાર્ત્તા સમાપ્ત કરવાને આ પ્રમાણે બોલ્યા—શ્રાવિકાઓ ! આપણો સમય થઇ ગયો છે, માટે ઉપદેશ વાર્ત્તા બધ કરવામા આવે છે બોલો ( આદીશ્વર ભગવાનની જય )

બધી શ્રાવિકાઓ ઉઠી પોતપોતાને ઘેર જાય છે ગગા, અજવાળી અને ધર્મદાસ પોતાના ઘર તરફ વળે છે

---

## દિવસ ૭ મો.



ધર્મદાસ શેઠ અને ગગા પોતાના નિત્યના વખત પ્રમાણે શ્રાવિકાશાળામા આવ્યા અજવાળી, તારા, વગેરે બીજી શ્રાવિકાઓ એકઠી થઇ ગઇ બધી શ્રાવિકાશાળા બાળ, પ્રૌઢ, અને વૃદ્ધ શ્રાવિકાઓથી ચીકાર ભરાઇ રહી. ધર્મદાસ શેઠ પોતાના

હવેથી તમારે કદિ પણ શીતળા વ્રત કરવુ નહિ શીતળા દેવીને માનવી કે પૂજવી, એ આપણા સમ્યકત્વની વિરૂદ્ધ છે. સુખ, દુ ખ, રોગ, પીડા, ભોગ, ઉપભોગ વિગેરે કર્મને આધીન છે કર્મથી થયેલી પીડાને દૂર કરવા કોઇ પણ દેવતા સમર્થ નથી શીતળને માનનારા અને પૂજનારા માણસો પણ એ રોગના ભોગ થઇ પડે છે પાર્વતી બહેન ! હવેથી એનો વ્હેમ રાખશો નહિ શીતળા વ્રત રાંધણી સચિત્ત પાણીમા સ્નાન અને સચેત ભોજન કરી તમારી શ્રાવકપણાની પવિત્રતાને ગુમાવશો નહિ

પાર્વતી—ધર્મબંધુ ! તમારૂ કહેવુ યથાર્થ છે હુ હવે સારી રીતે સમજી ગઇ મારા હૃદયમાથી એ શલ્ય દૂર થઇ ગયુ હવે મારા જાણવામા આવ્યુ કે, શીતળા વ્રતનો વિધિ આપણા પવિત્ર ધર્મથી તદ્દન વિરૂદ્ધ છે શુદ્ધ હૃદયની શ્રાવિકાને કદિ પણ એ વ્રત આચરવા યોગ્ય નથી હવે હુ કદિ પણ એ મિથ્યાત્વીનુ વ્રત કરીશ નહીં, બીજાને કરાવીશ નહિ, અને કરતાને અનુમોદન આપીશ નહિ (બીજી શ્રાવિકાઓ તરફ જોઇને) બહેનો ! તમે બધાએ સાભળ્યુ હશે કે, આપણે કોઇએ પણ મિથ્યાત્વીનુ વ્રત કરવુ ન જોઇએ તથાપિ શીતળા સાતમનુ વ્રત કે જેને માટે આપણામા મોટો વહેમ છે, તેથી કરીને તેનો ત્યાગ કદિ પણ થઇ શકે તેમ નથી, તથાપિ આપણા ધર્મપિતા અને ધર્મબંધુરૂપ ધર્મદાસ શેઠના કહેવા ઉપરથી આપણને ખાત્રી થાય છે કે, એ શીતળા વિગેરેના વ્રત કરવા, તે આપણા ધર્મની વિરૂદ્ધ છે જે વ્રત તથા તપનો વિધિ આપણા શાસ્ત્રથી વિરૂદ્ધ હોય, અને જે કરવાથી આપણે તદ્દન ધર્મભ્રષ્ટ થતા હોઇએ, તેવા તપ કે વ્રત આપણે

ધર્મતણી સદ્બુદ્ધિ તેમા થાય જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૯

ભાવ ધરો આદરવે ભવિકા સ્નેહથી,
જ્યા પર્યુષણ પર્વતણો મહિમાય જો,
મિથ્યા દુષ્કૃત આપી સર્વ ખમાવજો,
પ્રતિક્રમણ જ્યા સંવત્સરનુ થાય જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૧૦

આરોમા ઉત્તમતા ગણી અંગમા,
પર્વ દિવાળી સમજી કરજો શ્રેય જો,
પૂરા દ્વાદશ માસ થયા શુભ વર્ષના,
ધરજો હૃદયે નિર્મલ જિન પદ ધ્યેય જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૧૧

આ પ્રમાણે ગંગાએ ગાઇ બતાવ્યુ, તે સાભળીને બધાઓ ઘણાજ ખુશી થઇ ગયા ઘણી શ્રાવિકાઓએ તે ગીત ઉતારી મોઢે કરવાનો નિશ્ચય કર્યો કેટલીએક તો પરસ્પર કહેવા લાગી કે, અહીંથી પરવાર્યા પછી તરતજ ગંગાબાઇને ઘેર જઈશુ, અને આ મહિનાનુ ગીત ઉતારીને શીખી લઇશુ કોઇ અભણ શ્રાવિકા મનમા અફ્સોસ કરવા લાગી કે, અરે! હુ કેવી અજ્ઞાની, કે જે કાઇ ભણી નહીં મારા કમનશીબે મને એકે અક્ષર ચડયો નહીં જો હુ ભણી હોત, તો આવી સુન્દર ગરબીઓ ઉતારીને મોઢે કરત અરે પ્રભુ! મારાં જ્ઞાનાવરણીય કર્મનો ક્યારે અંત આવશે ?

આ પ્રમાણે શ્રાવિકાસમાજમા ઘણી ગડબડ થવા લાગી, એટલે અજવાળીએ “ઉપયોગ” એમ મોટેથી પોકાર્યું, તેથી ચારે તરફ શાંતિ થઇ ગઇ

ચૈતરમા આબેલ કરી મન રાચજો,
ઓળીમા આચરજો સુકૃત સાર જો,
ભવસાગર તરવાના સાધન સચજો,
ધરજો સર્વે રાસકથામા પ્યાર જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૫

વૈશાખે [1]અક્ષયતૃતીયા આરાધજો,
અક્ષયદાન કરી પરિહરજો પાપ જો,
આદીશ્વર આરાધન કરજો રગથી,
ભગ ન કરજો જિન ભક્તિનો આપ જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૬

જેઠે કલ્યાણક આવે શુભ રગનુ,
વણારસીમા જન્મ્યા પારસનાથજો,
તીર્થ બન્યુ અતિ ઉત્તમ એ જિનરાજનુ,
ગજપુર પ્રગટ્યા જિનવર શાતિનાથ જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૭

માસ અષાડે ધર્મ વધે નવરગથી,
ચાતુર્માસતણુ આવે શુભ પર્વ જો,
ધર્મતણા પરિણામ ચડે ચોપાસથી,
શ્રવણ કરે મુનિધર્મ વચનને સર્વ જો.
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી. ૮

આરાધો શ્રાવણને નિર્મળ પ્રેમથી,
જ્યા પર્યુષણ પર્વતણો મહિમાય જો;
ધર્મારાધન કરવાનો એ માગ છે,

---

1 અખાત્રીજ-વૈશાખ શુદ ત્રીજ.

ધર્મતણી સદ્બુદ્ધિ તેમા થાય જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી. ૯

ભાવ ધરો ભાદરવે ભવિકા સ્નેહથી,
જ્યા પર્યુષણ પર્વતણો મહિમાય જો,
મિથ્યા દુષ્કૃત આપી સર્વ ખમાવજો,
પ્રતિક્રમણ જ્યા સવત્સરનુ થાય જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૧૦

આશોમા ઉત્તમતા રાખી અગમા,
પર્વ દિવાળી સમજી કરજો શ્રેય જો,
પૂરા દ્વાદશ માસ થયા શુભ વર્ષના,
ધરજો હૃદયે નિર્મળ જિન પદ ધ્યેય જો
એ મહિને જિન ભક્તિ કરીએ ભાવથી ૧૧

આ પ્રમાણે ગગાએ ગાઇ બતાવ્યુ, તે સાભળીને બનાઓ ઘણાજ ખુશી થઇ ગયા ઘણી શ્રાવિકાઓએ તે ગીત ઉતારી મોઢે કરવાનો નિશ્ચય કર્યો કેટલીએક તો પરસ્પર કહેવા લાગી કે, અહીંથી પરવાર્યા પછી તરતજ ગગાબાઇને ઘેર જઇશુ, અને આ મહિનાનુ ગીત ઉતારીને શીખી લઇશુ કોઇ અભણ શ્રાવિકા મનમા અફસોસ કરવા લાગી કે, અરે! હુ કેવી અભાગી, કે જે કાઇ ભણી નહીં મારા કમનશીબે મને એક અક્ષર ચડયો નહીં જો હુ ભણી હોત, તો આવી સુન્દર ગરબીઓ ઉતારીને મોઢે કરત અરે પ્રભુ! મારાં જ્ઞાનાવરણીય કર્મનો ક્યારે અત આવશે?

આ પ્રમાણે શ્રાવિકાસમાજમા ઘણી ગડબડ થવા લાગી, એટલે અજવાળીએ "ઉપયોગ" એમ મોટેથી પોકાર્યું, તેથી ચારે તરફ શાતિ થઇ ગઇ.

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આનદાની પાસે સોમચદ્રની સ્ત્રી જયા, જે ચચળની સાથે ઉપદેશ વાર્ત્તા સાભળવા ગઇ હતી, તેજ દિવસે તેણીનામા ઉપદેશની સારી અસર થવાથી તે સારી રીતે સુધરી ગઇ હતી એક વખતે સોમચદ અને જયા વચ્ચે જે પ્રસગ બન્યો હતો, તે તમારે સાભળવા લાયક છે બીજે દિવસે સોમચદ સવારે ઉઠયો, ત્યા પોતાની સ્ત્રી જયાને ઘરના કામ કરતી જોઇ મનમા રાજી થઇને બોલ્યો—

**સોમચદ**— કેમ આજ તો વહેલા ઉઠયા ?

**જયા**—હા, સવારમા વહેનાજ ઉઠવુ જોઇએ પોતાના પતિ પછવાડે સુવુ અને તેની પહેલા જાગવુ, એવો સ્ત્રીનો ધર્મ છે

**સોમચદ**—શુ એક દિવસમા આટલુ બધુ જ્ઞાન આવી ગયુ ?

**જયા**—જ્ઞાન તો કાઇ આવ્યુ નથી, પણ જરા સમજણ પડી

આટલુ કહીને જયાએ દાતણ પાણીનો લોટો ભરી પોતાના પતિ સોમચદની પાસે મુકયો, તે જોઇ સોમચદ મનમા હર્ષ પામ્યો તે વખતે સોમચદ પોતાના મનમા વિચાર કરવા લાગ્યો—

‘ અહા ! ઉપદેશવાર્ત્તા સાભળવામા કેટલો ગુણ થયો ? આ સ્ત્રી એકજ દિવસમા બધી પલટાઇ ગઇ, એ કેવા આશ્ચર્યની વાત ! આ વિષે મારી ઉપર ચચળનો મોટો ઉપકાર થયો ” આ પ્રમાણે ચિતવી સોમચદ દાતણ કરવા બેઠો જ્યારે તે દાતણ કરી રહ્યો, એટલે જયા

એ આવી બે હાથ જોડીને કહ્યુ—"સ્વામીનાથ ! હવે શી આજ્ઞા છે ? જો ન્હાવુ હોય, તો ગરમ પાણી તૈયાર છે

**સોમચદ**—(મનમા મ્હુકલાઇને) શેઠાણી ! ન્હાવાનુ તો દહેરે રાખીશ કારણ કે, ત્યા પૂજા કરવાનુ ઠીક પડે

**જયા**—સ્વામિનાથ ! આજ તો ઘેર ન્હાઓ તો ઠીક

**સોમચદ**—કેમ વારૂ ?

**જયા**—આજે મારે તમને ચોળીને ન્હવરાવવાના છે

**સોમચદ**—તેનુ શુ કારણ ?

**જયા**—એમા કારણ શેનુ ? સ્રીએ પોતાના સ્વામીની સેવા કરવી જોઇએ

**સોમચદ**—( મનમા હરખાઇને ) તમારે એટલી બધી તસ્દિ લેવાની શી જરૂર ? તમે કહ્યુ, એટલે સેવા થઇ ચુકી

**જયા**—ના, એમ નહિ બને, મારે તમારી સેવા કરવી છે હુ આટલા દિવસ અજ્ઞાન હતી, તેથી મને એ લાભ મળ્યો નથી, હવે કૃપા કરી તે લાભ લેવા દો

**સોમચદ**—ત્યારે જેવી તારી ઇચ્છા આવી બુદ્ધિ કેટલા દિવસ રહેશે ?

**જયા**—મારા હૃદયમા તો એમ છે કે, આવી બુદ્ધિ હમેશા રાખવી પછી બને તે ખરૂ

**સોમચદ**—પછી બીજુ વળી શુ બનવાનુ ? શુ હજુ તારામા દ્રઢતા નથી આવી ?

**જયા**—મનમા તો દ્રઢતા છે, પણ વખતે સ્વભાવ પ્રકૃતિ બદલાઇ જાય, તો પછી શી ખબર ?

**સોમચદ**—સ્વભાવ પ્રકૃતિને અચળ રાખવી, એનુ નામજ દ્રઢતા કહેવાય છે હવે એવી દ્રઢતા સદા રાખજે

**જયા**—સ્વામિનાથ ! બનતા સુધી હુ મારી દ્રઢતા છોડીશ નહીં, તથાપિ તમારી આગળ એવી વિનતી છે કે, જેમ મારી દ્રઢતા ટકી રહે, તેમ કરજો જો મારાથી કા ઇ વિરૂદ્ધ થઇ જાય, તો મને શિક્ષા કરજો પત્નીને શિક્ષા આપી સુધારવી, એ પણ પતિનો ધર્મ છે

**ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી સો મચદે પોતાની સ્ત્રીની પરીક્ષા કરવાને નીચે પ્રમાણે જરા વિપરીત વચન બોલી જયાને ખીજવવા માડી**

સોમચદે કહ્યુ—તુ કહે છે કે, પત્નીને સુધારવી એ પતિનો ધર્મ છે, એ વાત ખરી, પણ તારા જેવી અ વળચડી સ્ત્રીને શી રીતે સુધારી શકાય ? કાગડીને સોવાર શુદ્ધ જળમા સ્નાન કરાવીએ, તોપણ તે કદિ હ સલી થાયજ નહીં

પોતાના પતિના આવા વચન સાભળી જયા મનમા ગુસ્સો લાવીને બોલી—તમારે વધારે પડતુ બોલવુ નહિ મને કાગડી કહી તે ઠીક ન કહેવાય જ્યારે હુ કાગડી થાઉં, તો તમે કાગડીનો પતિ કાગડા થના મને એવી ગાળ આપવાથી તમને પણ ગાળ લાગશે

**સોમચદ**—(હસીને) કેમ ગુસ્સો લાવી બોલે છે ? તારી દ્રઢતા ક્યા ગઇ ? જરા વિચાર કર

જયા—સ્વામિનાથ! માફ કરો મારામાં સ્વાભાવિક રીતે ગુસ્સો આવી ગયો, હવેથી તેમ નહિ અને આ પ્રમાણે મને ક્ષણે ક્ષણે ટોકતા રહેજો

સોમચંદ—હવે ફરી વાર આવી રીતે ન થવુ જોઇએ

જયા—બનતા સુધી તેમ થશે નહિ, તથાપિ તમારે ક્ષણે ક્ષણે કહ્યા કરવુ

સોમચંદ—ઉનુ પાણી તૈયાર હોય તો લાવ, મારે ન્હાવાનો વખત થઇ ગયો છે

જયા—પો, જલદી ગરમ પાણી મુકી દઉ તે થોડા વખતમા તયાર થઇ જશે

સોમચંદ—થોડી વાર પહેલા તે કહ્યુ હતુ કે, ગરમ પાણી તયાર છે, અને અત્યારે કહે છે કે, 'ગરમ પાણી મુકી દઉ' આ કેવી વાત કહેવાય?

જયા—સ્વામિનાથ! હુ ભુલથી જુઠુ બોલી, તે ક્ષમા કરજો હવેથી તેવુ બોલીશ નહિ

સોમચંદ—એવુ જુઠુ બોલવાનુ શુ કારણ હતુ? મે કાંઈ તને ગરમ પાણી કરવાને કહ્યુ ન હતુ, તેમજ જો તે ગરમ પાણી ન કર્યું હોત, તો મારા તરફથી કાંઈ ઠપકો મળવાનો ન હતો તે છતા અમસ્તુ જુઠુ બોલવાનુ શુ કારણ?

જયા—સ્વામિનાથ! મારા સ્વભાવને લઇને મારાથી તેમ બોલાઇ જવાયુ, નઠારી ટેવ એકદમ ટાળી શકાતી નથી પ્રાણનાથ! તમે સૂચના કરી મને જણાવ્યુ, તેને

માટે હુ તમારો ઉપકાર માનુ છુ ફરી વાર પણ તેવી રીતે જણાવવા કૃપા કરશો

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! તે પછી સોમચદ ન્હાવાને પાટલા ઉપર બેઠો એટલે જયા આવી, તેને સારી રીતે મર્દન કરી, ન્હવરાવવા લાગી આ વખતે તેના પાડોશમા રહેતી ચચળ પોતાના ઘરની બારી એથી તે બધુ જોવા લાગી જયાની આવી પતિભક્તિ જોઇ, ચચળ પોતાના મનમા વિચાર કરવા લાગી, " અહા ! ઉપદેશનો પ્રભાવ કેવો છે ? " જયા જેવી અવળચડી સ્ત્રી આમ પોતાના પતિની સેવા કરે, તે આ કેવુ આશ્ચર્ય ! આ જયા કાલે સવારે સોમચદની આખોમાથી બોર બોર જેવડા આસુ પડાવતી હતી, તે જયા આજે તેને ચોળીને ન્હવરાવે છે, એ ઉપદેશનો કેવો પ્રભાવ ! જ્યારે જયા પોતાના પતિ સોમચદને ન્હવરાવ્યા પછી છુટી થઇ, ત્યારે ચચળે બારીએથી પુછયુ

ચચળ—કેમ જયા ભાભી ! શુ કરો છો ? જરા અહિં તો આવો

જયા—ચચળબા ! આ રહી, ઘરનુ કામકાજ કર વામા રોકાઇ છુ

ચચળ—અત્યારે શુ કામ કરતા હતા ? તે કહો

જયા—ઘરનુ આડુ અવળુ કામ, બીજુ શુ કરૂ ?

ચચળ—મારા સોમચદ ભાઇ કયા છે ? ઘરમા છે કે, બાહેર ગયા છે ?

જયા—ઘરમા છે, હવે બાહેર જવાની તૈયારી કરે છે

ચચળ—હવે કયા જવાના ઠે ?

જયા—દહેરે પૂજા કરવા જાય છે

આ વાત સાભળી સોમચદ હસતો હસતો બારી પાસે આવ્યો, અને તે બોલ્યો

**સોમચદ**—કેમ ચચળ બહેન ! શુ કામ છે ? કાઇ કામ હોય તો ફરમાવો તમારો મારી ઉપર ઘણો ઉપકાર છે

**ચચળ**—ભાઇ ! તેમા મારો શો ઉપકાર છે ?

**સોમચદ**—પ્રિય બહેન ! તમેજ મને મારા સસારમા સુખી કર્યો છે સસારનુ સર્વ જાતનુ સુખ સ્રીને આધીન છે જો સ્રી સમજણી, કેળવણી પામેલી અને સુઘડ હોય, તો સસારનુ સર્વ જાતનુ સુખ મેળવી શકાય છે જ્યા સ્રી સારી કેળવણી પામેલી હોય, ત્યા કુટુબનો સર્વ જાતનો આનદ મેળવી શકાય છે, તે સ્થળે લક્ષ્મી પણ વાસ કરીને રહે છે, વેભવનો વિલાસ પણ ત્યાજ સ્થિર થાય છે, અને સપ, એકતા, તથા પ્રેમ આવીને તે ઘરમાજ સ્થાન કરે છે જ્યા સ્રી કેળવણી વિનાની અને અજ્ઞાન હોય, ત્યા અનેક જાતના કલેશ, કકાસ અને દુખ ઉત્પન્ન થાય છે તેવા કુટુબનો ગૃહવાસ નરકાવાસ જેવો દુખદાયી થઇ પડે છે ચચળ ! હવે મારો ઉદ્ધાર તમે કર્યો છે, તમારી ભાભીના હૃદયમા તમારા ધર્મમાતા આનદાના ઉપદેશે સારી અસર કરી છે તમારી ભાભી તદ્દન બદલાઇ ગઇ છે તેણીના મનમા મોટો ફેરફાર થઇ ગયો છે મારા સસારને આનદા કાકીએ દુખમય મટાડી સુખમય કર્યો છે હુ તેમનો પણ મોટો આભાર માનુ છુ

પ્રિય બહેન ! આનંદદાની આનંદાએ ખરેખર મારા સંસારને આનંદમય કર્યો છે આનંદા શ્રાવક કુળની પરમપૂજ્ય દેવી છે એમના જેવી દેવીરૂપ શ્રાવિકાઓ વૃદ્ધિ પામે તો આખા શ્રાવક સંસારનું સ્વરૂપ જુદું જ બન્યા ઇ જાય

ચંચળ બહેન ! આ વખતે તમારા અને તમારી ધર્મમાતાના ગુણનું વર્ણન કરવાને મારામાં બીલકુલ શક્તિ નથી કદિ હું બૃહસ્પતિ સહસ્રમુખ શેષનાગ થાઉં, તોપણ મહાદેવીના ગુણનું વર્ણન કરી શકું તેમ નથી

ઉપકારી બહેન ! હવે હું રજા લઉં છું, તમારી ભાભીને હમેશાં નિયમસર બોલાવજો, અને તેણીને ઉપદેશ વાર્તાનો મહાન્ લાભ અપાવજો

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે કહી સોમચંદ દહેરાસરમાં પૂજા કરવા ચાલ્યો ગયો તે પછી ચંચળ હસતી હસતી જયા પ્રત્યે બોલી—

**ચંચળ**—જયા ભાભી ! આજ તો તમોએ મારા ભાઇને બહુ ખુશી કર્યા લાગે છે કહો તો ખરા, તમે તેમને શું કર્યું હતું ?

**જયા**—ચંચળ બા ! કાંઇ કર્યું નથી, તેમનો એવો સ્વભાવજ છે કે, ઘડીમાં ખુશી થાય, અને ઘડીમાં નાખુશ થઈ જાય

**ચંચળ**—ભાભી ! શું આ ખરૂં કહો છો ? તમે તેમને કાંઇપણ કર્યું નથી ? સાચેસાચું કહી દો, તમે જાણો છો કે, મૃષાવાદથી પાપ લાગે છે

**જયા**—બા ! હુ ભુલી, મૃષાવાદનુ પાપ ઘણુ છે, પણ તે સાચુ કહેતા મને શરમ લાગે છે

**ચંચળ**—[હસતા] ભાભી ! મ્હારા ભાઈ ન્હાતા હતા, ત્યારે તમે કયા ગયા હતા ?

**જયા**—[શરમાઇને] બા ! તે વિષે હુ કાંઇ કહીશ નહિ, તમે જોયુ હોય તો કહો

**ચચળ**—ભાભી ! આજ તો સ્વામીનાથની સેવા સારી થતી હતી આ પ્રમાણે હમેશા કરશો કે કેમ ?

**જયા**—બા ! બનશે તો કરીશુ સ્વામીની સેવા કરવી, એ સ્ત્રીનો ધર્મ છે તમારી ધર્મમાતાના કહેવા પ્રમાણે તો સ્ત્રીએ પોતાના પતિને ઇષ્ટદેવ જેવા ગણવા જોઇએ વળી તેમણે એટલે સુધી જણાવ્યુ છે કે, કદિ પોતાનો પતિ ક્રોધી, કુરૂપી, અજ્ઞાની કે મૂર્ખ હોય, તોપણ સતી શ્રાવિકાએ તેની અવગણના ન કરવી જોઇએ

**ચચળ**—ભાભી ! આ બધુ જ્ઞાન આજે થયુ, નહિ તો ગઇ કાલે તમે કેવા હતા ? તે વિચારી જુવો

**જયા**—બા ! એ વાત સભારશો નહિ, મને ઘણો ખેદ થાય છે જ્યારે હુ તે વાતને યાદ કરૂ છુ, ત્યારે મારા મનમા ઘણો પશ્ચાતાપ થાય છે હવે એ મારા કુકર્મનો મને શો બદલો મળશે ? એ મને હૃદયમા થયા કરે છે

**ચચળ**—ભાભી ! તમે તે પાપનો પશ્ચાતાપ કરો છો, એટલેથીજ તે તમારૂ પાપ સમી જવાનુ આપણા શાસ્ત્રમા લખ્યુ છે કે, મોટા મોટા પાપીઓએ પણ પશ્ચાતાપથી અને સદ્ભાવના ભાવવાથી પોતાના પાપકર્મ ખપાવ્યા છે ચોરી

જેવા નઠારા કામ કરવા ગયેલા અને જારી કર્મ કરવા તૈયાર થયેલા લોકોને અલ્પ સમયમા કેવળ જ્ઞાન થયેલુ છે આપણા જૈન શાસ્ત્રમા નારી ભાવનાનુ બળ અતુલ્ય કહેલુ છે ભવિક જનના હૃદયની ભવ્ય ભાવનાઓ તેમને ક્ષણ માત્રમા ક્ષપણ શ્રેણીપર આરૂઢ કરાવે છે ભાભી ! તમે ખેદ કરશો નહિ, ફક્ત હવે દઢતા રાખવાની જરૂર છે જો તમે તમારી દઢતાથી ચલિત થશો નહિ, તો તમારૂ કલ્યાણ થઈ ચુકયુ છે તમારા હૃદયને તમારી દઢતા નિર્મળ કરશે, અને તે નિર્મળતામા સમ્યકત્વને સ્થાપિત કરી તમને ખરેખરા શુદ્ધ શ્રાવિકા બનાવી દેશે

જયા—ચચળબા ! તમારી વાણી ફળો મારા મનની ધારણા પણ એવી છે કે, હુ મારા પૂર્વના પાપમાથી મુક્ત થાઉં

ચચળ—ભાભી ! હવે હુ જાઉં છુ, મારે હજુ ઘણુ કામ છે તે કામ પતવ્યા પછી ઉપદેશવાર્ત્તાનો વખત થશે, પછી આપણે પાછા મળીશુ

જયા—હા બા ! એ વાત મારા મનમા કયારની સ્ફુરે છે ઉપદેશવાર્ત્તાનો વખત કયારે થાય ? અને હુ તેમા સત્વર કયારે સામિલ થાઉં ? મને આનદા કાકીજીની વાણી સાભળવાની ઘણી ઉત્કંઠા છે [ મનમા સભારીને ] ચચળબા ! તમારા ભાઈ ચાલ્યા ગયા, અને હુ તેમને એક વાત પુછવી ભુલી ગઇ હવે શુ કરવુ ?

ચચળ—એવી શી વાત પુછવાની હતી ?

જયા—બા ! હવે શુ કરવુ ? હુ તો ભાન વગરની, તમને ખરેખર પુછવાનુ ભુલી ગઇ

ચ ચળ—ભાભી ! કહેવા જેવુ હોય તો કહો એવી અગત્યની શી વાત હતી ?

જયા—ના ! એવી કાંઈ છાની વાત નથી મારે તમારા ભાઈને એટલુ જ પુછવાનુ હતુ કે, આજે તેમની શુ જમવાની મરજી છે ? તમારી ધર્મમાતાએ ઉપદેશવાર્તાને પ્રસ ગે જણાવ્યુ છે કે, સ્ત્રીએ પોતાના પતિની મરજી દરેક બાબતમા સાચવવી જોઇએ ખાવામા, પીવામા, અને બીજી સર્વ બાબતમા પતિવ્રતા સ્ત્રીએ પોતાના ધણીની મરજી સાચવવી જે બાબત પતિને ગમે તે કરવી પોતાના પતિને જે ખાવાની ઇચ્છા હોય, તે રાધી જમાડી સ તોષ આપવો, એજ સતી શ્રાવિકાનો ધર્મ છે આવા ઉપદેશની અસર મારા હૃદયમા થયેલી છે, અને તેથી આજે તમારા ભાઇને તેમની ઇચ્છા પ્રમાણે રસોઇ કરી, જમાડવાની મારી ધારણા હતી, પણ મારા કમનસીબે હુ તેમને પુછી શકી નહીં હવે તેઓ જિનપૂજા કરી આવે, ત્યા સુધી રાહુ જોઉં, તો રસોઇને મોડુ થઇ જાય, અને પછી આપની ઉપદેશવાર્ત્તામા આવવાને મને ઘણો વિલ બ થાય ના ! કહો, હવે તેનુ શુ કરવુ ?

ચ ચળ—ભાભી ! તમારી પતિભક્તિ જોઇ, મને ઘ ણોજ સ તોષ થાય છે આવી રીતે હમેશા વર્ત્તશો, તો તમે આ કાંતિપુરમા એક ઉત્તમ શ્રાવિકા કહેવાશો તમને જે ચિ તા થાય છે, તે ચિ તા મટાડવાનો ઉપાય બીજો નથી મારા ભાઇ હમેશા શુ જમે છે ? અને તેમને કેવા પદાર્થો પસ દ છે ? એ તમારા જાણવ મા હશે, તો તે પ્રમાણે રસોઇ કરો, અને શાક વગેરે પદાર્થો કે જે થોડા વખતમા થઇ શકે તેવા હોય, તે જ્યારે તે આવે, ત્યારે સ ત્વર રાધી નાખજે આ શિવાય બીજો કાઇ ઉપાય નથી.

જયા—બા ! તમે ઠીક બતાવ્યુ પણ હમેશના કરતા આજે તો તેમની મરજી પ્રમાણે રસોઇ કરી જમાડવાની મારી ઇચ્છા થઇ હતી તે સાથે વળી કાઇક મિષ્ટાન્ન કરવાનો વિચાર હતો હવે તે બધુ મારી મુસાફી ઉપર આવી પડ્યુ, અને શાક વિગેરે તો તેઓ દહેરે પૂજા કરી વળતા લેતા આવશે

ચચળ—ભાભી ! ત્યારે હવે ચિતા કરવાનુ કારણ નથી તમારે મિષ્ટાન્ન રાધવુ હોય, તો હમેશા જે તેમને પસદ હોય, તે કરો

જયા—ચચળબા ! તેમણે શાકને માટે મને કાઇ કહ્યુ નથી, તેથી વખતે તેઓ શાક નહિ લાવે, તો શુ કરવુ ?

ચચળ—ભાભી ! શુ તેઓ હમેશા તમને પુછીને શાક લાવતા ?

જયા—હા બા ! તે વાત સભારવાથી મને ખેદ થાય છે હુ એવી ખરાબ સ્ત્રી હતી કે, જો મને પુછયા વિના શાક લાવવામા આવે, તો મોટો કજીયો થઇ પડતો, અને તે દિવસે તમારા ભાઇને ઉપવાસ કરવો પડતો બા ! મારા પૂર્વના પાપનુ કેટલા સભારૂ હવે કદિ પણ ફરી તેમ બનશે નહિ

ચચળ—ભાભી ! એ વાત હવે સભારશો નહિ તમે તમારા માનસિક સ્વરૂપને બદલાવ્યુ છે અત્યારે આ જયા એક અવળચડી જયા નથી, પણ તે જયા એક પતિભક્તિવાળી શુદ્ધ શ્રાવિકા છે

જયા—બા ! એ બધો તમારો પ્રતાપ છે

**ધર્મદાસ** શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આ પ્રમાણે જયા અને ચ ચળ વાતચીત કરતા હતા, ત્યા સોમચ દ દહેરેથી પૂજા કરીને આવ્યો, એટલે ચ ચળ બારીએથી પોતાના ઘરમા ચાલી ગઇ આ વખતે જયાએ નમ્રતાથી પોતાના પતિને કહ્યું

**જયા**—કેમ ઉતાવળા આવ્યા ? શાક વગેરે કાઇ લાવ્યા કે ? હુ તમને પુછવુ જ ભુલી ગઇ હતી કે, આજે શી રસોઇ કરવાની છે ? તમે આવ્યા તે ઠીક થયુ

**સોમચ દ**—હુ પણ તને પુછવુ જ ભુલી ગયો, કે આજે શેનુ શાક કરવુ છે ? તેને માટેજ પાછો ઘેર આટો થયો

**જયા**—સ્વામીનાથ ! હવે કાઈ પુછવાની જરૂર નથી તે સમય ચાલ્યો ગયો જેને પુછવુ પડતુ, તે જયા હવે જીવતી નથી, હવે તો બીજીજ જયા છે તે જયાનુ જીવન જુદાજ સ્વરૂપમા થઇ ગયુ છે અવળચ ડી જયાના જીવનનો તદ્દન નાશ થઇ ગયો છે

**સોમચ દ**—પ્રિયા ! મને ખાત્રી હતી કે, આજે મારી ઇચ્છા પ્રમાણે શાક લઇને જઇશ, તો કાઇ હરકત થવાની નથી, તથાપિ મને તારા પૂર્વના સ્વભાવનો ભય લાગ્યો હતો હવે મને પૂર્ણ સ તોષ થયો છે પ્રિયા ! આજે હુ સ તુષ્ટ થઇને કહુ છુ કે, જે તારી ઇચ્છા હોય, તે રાધ, અને જે તને પસ દ હોય, તે શાક હુ લાવુ

**જયા**—પ્રાણનાથ ! આ શુ બોલો છો ? આ દાસીને માટે આટલુ બધુ હોય નહિ આપ ગૃહસ્વામી છો, આ ગૃહરાજ્યના રાજા છો, આપની મરજી પ્રમાણે દરેક ગૃહ-

કાર્ય થવુ જોઇએ તેમાં આ દાસી શા હિસાબમા છે ? તમે સેવ્ય, અને હુ સેવિકા છુ, અને તમે પૂજ્ય, અને હુ પૂજિકા છુ પ્રાણેશ ! તમારે મારી મરજી સાચવવ ની કાઇ જરૂર નથી તમારા મુખમાથી મારે માટે આવાં અનિશયોક્તિ ભરેલાં વચનો નીકળે, તે અયોગ્ય છે

સોમચદ—પ્રિયા ! મારાં વચન અયોગ્ય નથી તારૂ સ્વરૂપ સતીરૂપે પૂજ્ય છે, પતિની ભક્તિ કરનારી સતી સ્રી ગૃહની દેવી છે, ગૃહરૂપ રાજ્યની મહારાણી છે, સ તાનોને સુબોધ આપનાર ગુરૂ છે, અને પ્રજાની ભવિ ષ્યની સ્થિતિને સુધારનારી જીવતી કેળવણી છે જેવી રીતે હુ તારા પૂર્ણ પવિત્ર પ્રેમનો અધિકારી છુ, તેવી રીતે તુ પણ મારા પૂર્ણ પવિત્ર પ્રેમની અધિકારીણી છુ પતિ પત્નીનુ સ્વરૂપ પ્રેમમા એક છે પ્રેમ એ લોગામા મોટો દિવ્ય ગુણ છે એ દિવ્ય ગુણની આગળ સેવ્ય સેવક ભાવ કે પૂજ્ય પૂજક ભાવ ગણાતો નથી સ્રી પ્રેમની દેવી છે, અને પ્રેમી પુરૂષ તેનો પૂજક તથા ઉપાસક છે પ્રેમના મહાન્ પ્રભાવની આગળ સ્રી કે પુરૂષ બન્ને સમાન છે એ પ્રભાવને લઇને સ્રી પુરૂષને પ્રાણપ્રિય કહે છે, અને પુરૂષ સ્રીને પ્રાણપ્રિયા કહે છે, તેથી હે પ્રિયા ! જે મે કહેલ છે, તે કોઇ રીતે અયોગ્ય નથી મારી મરજી સા ચવવાનુ જેવુ તારૂ કર્ત્તવ્ય છે, એવુ તારી મરજી સા ચવવાનુ મારૂ કર્ત્તવ્ય છે તારા તરફથી જેટલે દરજ્જે મને સ તોષ થવાની જરૂર છે, તેટલે દરજ્જે મારા તર ફથી તને સ તોષ થવાની જરૂર છે, તેથી હે પ્રિયા ! આજે તારી ઇચ્છામા આવે, તે રસોઇ બનાવ, પછી આપણે સાથે જમીએ

જયા—પ્રિય ! એમ બને નહિ તમારી ઈચ્છા પૂર્ણ કરવાની મારી ધારણા છે, અને એમાજ હુ પતિ-ભક્તિની સાર્થકતા માનુ છુ આપ કૃપા કરીને મારી એ ધારણા સફળ કરો મને મારા કર્તવ્યથી વિમુખ કરશો નહિ જો આપ પ્રેમની ખાતર મને સતોષ આપવા ધારતા હો, તો અત્યારે તમારી ઇચ્છા પ્રમાણે વર્ત્તવામાજ મને સતોષ છે તમારી ભક્તિ, તમારી ઉપાસના, અને તમારી સેવા કરવી, એજ મારો સતોષ છે, પ્રેમપક્ષે કહુ, તોપણ એજ મારી ભક્તિ, મારી ઉપાસના, અને મારી સેવા છે

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! જયાના આવા અસરકારક વચનો સાભળી, સોમચદ ઘણો ખુશી થઇ ગયો પછી તેણે પોતાના મનની ઈચ્છા દર્શાવી, અને તેવી રીતે જયાએ રસોઇ કરી, સમય પ્રમાણે સોમચદને જમાડયો ધર્મરસિક રામાની રસવતી રસોઇ જમી, સોમચદ સતુષ્ટ થઇ ગયો તે સતોષથી તેણે આનદા અને ચચળનો ફરીવાર મનમા આભાર માન્યો હતો

ઉપદેશવાર્ત્તાનો સમય થયો, એટલે જયા ગૃહકાર્યમાંથી પરવારીને ચચળને ઘેર આવી તે વખતે પ્રેમ તથા પુતળી પણ ત્યા આવીને હાજર થયા હતા

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! આનદાએ પોતાની પુત્રી લલિતા અને બીજી છોકરીઓને બેસાડી નીચે પ્રમાણે ઉપદેશવાર્ત્તા કરવા માડી—

આનદા—હે પુત્રી લલિતા ! હવે હુ તમને શીખામણની ચાલતી વાત કહુ, તે ધ્યાનપૂર્વક સાંભળજો કેટલાએક માબાપો છોકરી સાસરે જવાને યોગ્ય થાય, તોપણ

તેને સાસરે મોકલતા નથી, તે પોતાની દીકરીના દુશ્મન થાય છે વળી કેટલાએક છોકરીને સાસરે મોકલે છે, પણ તેની પાસેથી પોતાના કામની આશા રાખે છે, આ બને વાત ઘણીજ અનુચિત છે પોતાની પુત્રીનુ ભલુ ઇચ્છનાર માબાપે લગ્ન કર્યા પછી પોતાની પુત્રીની પોતાના કામ માટે આશા રાખવી નહિ હે દીકરી ! હાલ તો તુ બાળક છે, પણ જ્યારે તુ એક માતા તરીકે યોગ્ય થા, ત્યારે તારે કેવી રીતે વર્ત્તવુ જોઇએ ? તથા કુળવાન સાસૂ સસરાએ પોતાના પુત્રની વહુનુ શી રીતે રક્ષણ કરી પોતાનો સેવ્યધર્મ બજાવવો ? એ વાર્તાને ટુકામા કહુ, તે તુ ધ્યાનમા રાખજે પ્રિય સુતા ! જ્યારે આપણા દીકરાની વહુ પિયરમા હોય, ત્યારે તેના જન્મના આપનાર માબાપ તેની રક્ષા કરે છે, તેજ પ્રમાણે જ્યારે તે વહુ આપણે ઘેર આવે ત્યારે સાસૂએ તેને પોતાની પેટની દીકરીની જેવી જાણી તેનુ રક્ષણ કરવુ પુત્રી અને પુત્રની વહુમા અભેદ દ્રષ્ટિએ જોનાર માબાપો ખરેખરા ધર્મનિષ્ટ ગણાય છે હે દીકરી ! જ્યા સુધી તેનો પતિ તે વહુનુ સારી રીતે રક્ષણ કરવા યોગ્ય ન થાય, ત્યા સુધી કુળવાન સાસુ સસરાએ પોતાના દીકરા કરતા પણ વહુની વધારે કાળજીથી રક્ષા કરવી જોઇએ કેટલીએક નઠારી બુદ્ધિની સાસૂઓ વહુમા ભેદ બુદ્ધિ રાખી, અનેક પ્રકારે વહુને દુખ આપવા તૈયાર થાય છે આવી રીતે કરનારી સાસુઓ પાપી ગણાય છે

જે સાસૂ સસરો અનાથ સરખી અબળા જાતિને પોતાના ઘરમા લાવીને દુખ આપે છે તેમની મુવા પછી નઠારી ગતિ થાય છે હે દીકરી ! માટે આપણા દીકરાની પારકી છોકરી જાણી કદિ પણ કોઇ પ્રકારનુ દુખ

દેવુ નહિ કેટલાએક હલકા સ્વભાવના સાસૂ સસરા વહુને નજરમા આવે તેવી ગાળો દે છે, એ ઘણીજ નઠારી પાપમા પડવાની વાત છે પુત્રી! સસરાના કરતા સાસૂને વહુનો પ્રસગ વધારે હોય છે, માટે સાસૂ તથા વહુનો કેવો વ્યવહાર જોઇએ ? તે કહુ તે સાભળ પાપ બુદ્ધિવાળી કેટલીએક સાસૂ તો વહુને એક બે વાર પોતાને ઘેર તેડે, ત્યારે જરા હેત દેખાડે છે, પણ પછી જ્યારે વહુ હરદમ રહેનારી થઇ, એટલે તે સાસૂ વહુની સાથે મોટુ વેર બાધે છે તે વેરનુ એટલે સુધી પરિણામ આવે છે કે, કેટલીએક વહુ સાસુથી મુઝાઇને આત્મઘાત કરે છે ઘણીક ઓછી બુદ્ધિની સ્ત્રીઓ કુવામા પડી મરી જાય છે આ સસારમા દરેક પ્રાણીના સ્વભાવ તથા પ્રકૃતિ જુદા હોય છે આ શરીરમા પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ વિગેરે તત્વોની સાથે પ્રાણ રહેલા છે, તે બધા તત્વો મળીને પ્રાણીના શરીર બધાએલા છે પ્રત્યેક શરીરમા પ્રાણના બળ જુદી જુદી રીતે રહેલા છે, એટલે તેથી કરીને માણસોમા સ્વભાવ પ્રકૃતિ જુદી જુદી રીતે બધાય છે વળી સ્વભાવને પ્રેરણા કરનાર કર્મ હોય છે કર્મની પ્રકૃતિઓને લઇને પણ પ્રાણીઓની સ્વભાવ પ્રકૃતિ પ્રવર્તે છે પૂર્વે બાધેલા કર્મ ખપી જાય, ત્યારે પ્રાણી તે કર્મથી થયેલા સ્વભાવમાથી જુદો પડે છે તેથી સઘળા પ્રાણીઓએ પોતાની ઇચ્છા અથવા સમજણ પ્રમાણે કરેલુ કામ બીજાની ઇચ્છા અથવા સમજણને ફાવતુ આવતુ નથી જેવી એક બીજાના કરેલા સઘળા કામોથી એક બીજાને પૂર્ણ સતોષ વતો નથી, અને સતોષ ન થાય, એટલે એક બીજા ઉપર સહજ અપ્રીતિ થતી જાય છે, અને તેમ કરતા કરતા જો એકાદ અગે પણ એક બીજાની સાથે પોતપોતાના સ્વાર્થનો સભવ જ

હાય, તો તે સ્વાર્થને લીધે થોડી થોડી પ્રીતિ રહે છે, અને જો મુદ્દલ સ્વાર્થ ન હોય, તો થોડાજ વખતમાં એક બીજાને વૈર ભાવ બધાતો જાય છે તે વૈર ભાવ એટલે સુધી વધે છે કે, કેટલોએક કાળ જતા તેઓ એક બીજાના મરણને ઈચ્છતા પણ ડરતા નથી

ચચળ—આનદા કાકી ! તમે કહ્યુ કે, આ શરીરમા પૃથ્વી, જળ વિગેરે તત્વોની સાથે પ્રાણ રહેલા છે, તે વિષે મને કાઇ પણ સમજણ પડી નથી પ્રાણ એટલે શુ એ કાઇ હુ સમજતી નથી

(આ સાભળી લલિતાને હસવુ આવે છે લલિતાને હસતી જોઇ ચચળ પુંછે છે)

ચચળ—લલિતા બહેન ! કેમ હસો છો ?

લલિતા—અમસ્તી, બીજુ કાઇ નથી

ચચળ—ના મારા સોગન છે કહો, શામાટે તમને હસવુ આવ્યુ ?

લલિતા—બહેન ! એવી નજીવી બાબતમા સોગન શુ આપો છો ? સોગન લેવા અથવા આપવા, એ નઠારી ટેવ છે તે વિષે મારી બાએ મને ઘણીવાર કહેલુ છે તમારે જો સાંભળવાની મરજી હોય તો પુછો

ચચળ—કાકી ! લલિતા બહેન કહે છે, તે સાચી વાત છે ? સોગન આપવા કે લેવા તેમા શો દોષ છે ? મારે તો એ ટેવ ઘણા દિવસની છે, વળી મારી મા પણ મને ઘણી વાર સોગન આપે છે, અને કોઇ વાર મારા બાપાની આગળ સોગન પણ લે છે, તેમને લીધેજ મને પણ એ ટેવ પડી છે

**આનંદા**—બહેન ચંચળ! નઠારામા નઠારી ટેવ સોગન ખાવાની છે "સમ ખાય તે સદાય જુઠુ" એ કહેવત ખરેખરી છે સોગન ખાવાની ટેવથી બીજા માણસને તેવા સોગન ખાનારની ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે કેટલાક પુરૂષો અને સ્ત્રીઓ તો હાલતા ચાલતા સોગન ખાય છે ગમે તો સાચુ હોય કે ખોટુ હોય, પણ તેઓ પોતાની નઠારી ટેવને લીધે હમેશા સોગન ખાધા કરે છે હે બ હેનો! તમારે કદિ પણ એ ટેવ રાખવી નહિ જ્યારે આપણે ઘણીજ આપત્તિમા આવ્યા હોઈએ, આપણે માથે જુઠુ કલક કે આળ આવી ચડયુ હોય, તે વખતે જો સામો માણસ સાચ ઠરાવવા ઉભો થયો હોય, અને તે સો ગન આપે, અને તે સોગન ઉપર તેને પૂરો વિશ્વાસ હોય, તો સોગન ખાવાની જરૂર છે તેમજ જો આપણે ભારે આપત્તિમા આવી પડ્યા હોઈએ, અને આપણે સાચા હો ઈએ, તો સોગન ખાવા તે વાજબી છે અહિ એટલુ તો યાદ રાખવુ કે, ગમે તેવી આપત્તિમા આવ્યા હોઇએ, અથવા આપણે માથે ગમે તેવુ કલક કે આળ આવ્યુ હોય, તોપણ જુઠા સોગન તો કદિ પણ લેવા નહિ, તેમજ કોઇને દેવા પણ નહિ કેટલાએક પોતાના ઇષ્ટદેવના, દેવતાઓના, ગુરૂના, માતાપિતાના, સગા સંબધીઓના, અને પોતાના સોગન આપે છે, અને પોતે લે છે, એ ટેવ ઘણીજ નઠારી છે એવા સોગન લેવા દેવાથી પાપ લાગે છે, અને પૂરી રીતે દૂષિત થવાય છે

બહેન ચંચળ! હવેથી તુ કોઇ દિવસ સોગન લઈશ નહિ, તેમજ કોઈને સોગન આપીશ નહિ આ નઠારી ટેવને જડમૂળમાંથી કાઢી નાખજે જો તારામાં એ ટેવ હશે,

તો તારી સાથે રહેનારાને, અને ભવિષ્યમા તારા સતાનોને એ ટેવ પડશે

બહેન ચચળ ! તુ વિચાર કર, કે જેમ તારી માતાને એ ટેવ હતી, તો તે તારામા દાખલ થઇ, તેવીજ રીતે તારામા રહેલી એ ટેવ તારી પ્રજામા દાખલ થઇ જાય, એમા કઇ પણ સદેહ નથી

ચચળ—આનદા કાકી ! તમારૂ કહેવુ યથાર્થ છે હવેથી હુ કદિ પણ સોગન ખાઇશ નહિ, અને આપીશ નહિ એ કુટેવને આજથી હુ વોસરાવી દઉં છુ

આનદા—એ ટેવને માટે ધર્મનો નિયમ કર, તો વધારે સારૂ, કારણ કે, તેવી બાબતના પચ્ચખાણ લેવાથી વધારે દ્રઢતા થાય છે

ચચળ—આવતી કાલે હુ જ્ઞાનશ્રીને ઉપાશ્રયે જઇને સોગન ખાવાના પચ્ચખાણ લઇશ

આ વખતે જયા, પ્રેમ અને પુતળી પણ બોલી ઉઠયા કે, અમે પણ તેવા પચ્ચખાણ લેવાને ચચળ બહેનની સાથે જ્ઞાનશ્રીને ઉપાશ્રયે જઇશુ

ચચળ—કહો, લલિતા બહેન ! તમને શા માટે હસવુ આવ્યુ હતુ ?

લલિતા—દરેક શ્રાવક તથા શ્રાવિકાએ પ્રથમ જીવ દયા પાળવાની છે, અને તે જીવદયા પાળવા માટે જીવ તત્વ અને અજીવતત્વવિષે પ્રથમ જાણવુ જોઇએ જ્યારે જીવતત્વ જાણવામા આવે, ત્યારે તેને પ્રાણતત્વનુ જ્ઞાન થાય છે જીવમા કેટલા પ્રાણ છે ? તે પણ તેના જાણવા મા આવે આવુ સાધારણ જ્ઞાન પણ જેનામા ન હોય,

તે શ્રાવક કે શ્રાવિકા કેવા અજ્ઞાન કહેવાય ? તે વાત તો શ્રાવકના સતાને બાળપણુંથીજ જાણવી જોઇએ તે છતા તમે પ્રાણુને માટે પ્રશ્ન કર્યો, તે સાભળી મને હસવુ આવ્યુ હતુ બીજાની અજ્ઞાનતાને જોઇ, દયા આવવાને બદલે હસવુ આવે, તે યોગ્ય નથી, તેથી હુ જે હસી, તેને માટે હવે મને પસ્તાવો થાય છે બહેન ચચળ ! તે ક્ષમા કરજો

**ચચળ**—બહેન લલિતા ! મને દીલગીરી થાય છે કે, હુ શ્રાવકની સુતા થઇને હજુ તેટલુ પણ સમજતી નથી હવે મે મારા હૃદયમા નિશ્ચય કર્યો છે કે, થોડા દિવસમા જીવવિચાર વિગેરે પ્રકરણ જાણીને મુખે કરવા આનદા કાકી ! મારા જેવી અજ્ઞાન બાલિકાને પ્રાણુ વિષે સમજુતિ આપો

**આનદા**—બહેન ચચળ ! દરેક માણુસ, પશુ, પક્ષી વિગેરે જે પ્રાણીઓ છે, તેનામા જે ચૈતન્ય છે, તે જીવ કહેવાય છે જીવનુ બીજુ નામ આત્મા છે તે જીવના પાચ દ્વાર કહેવાય છે, અને ચૈતન્યને લઇનેજ પ્રાણી હાલે ચાલે છે

**ચચળ**—પાચ દ્વાર કયા ? તે સમજાવો

**આનદા**—શરીરનુ માન, આયુષ્ય, શરીરની સ્થિતિ, પ્રાણ અને યોનિ—એ પ્રાણદ્વાર કહેવાય છે પ્રાણીનુ શરીર ઓછામા ઓછુ અને વધતામા વધતુ કયા સુધી હોઇ શકે ? તે જાણુવુ, તે પહેલુ **શરીરમાનનું** દ્વાર છે પ્રાણીનુ કેટલુ આયુષ્ય છે ? અને તે પ્રાણી ઓછામા ઓછુ અને વધતામાં વધતુ કયા સુધી જીવી શકે ? તે બીજુ **આયુષ્યદ્વાર** કહેવાય છે જીવ કેટલા ભવ સુધી એકજ

કાયામા મરીને અવતરી શકે, તે જાણવાનુ ત્રીજુ શરીર સ્થિતિ નામે દ્વાર છે, તેનુ બીજુ નામ કાયસ્થિતિ પણ કહેવાય છે અમુક જીવમા પ્રાણ કેટલા હોય છે? અને બધા મળીને પ્રાણ કેટલા હોય? એ વિષે જાણવાનુ ચોથુ પ્રાણદ્વાર કહેવાય છે જીવને મનુષ્ય, પશુ, દેવ કે નારકી એ ચાર ગતિમા કેટલી કેટલી યોનિયો છે? તે જાણવાનુ જેમા છે, તે પાચમુ યોનિદ્વાર કહેવાય છે

બહેન ચચળ! બીજા દ્વાર વિષે હુ તને પ્રસગે પ્રસગે જણાવીશ, પણ અત્યારે પ્રાણદ્વાર વિષે કહુ, તે એક ચિત્તે સાભળજે—બહેન પ્રેમ, પુતળી અને જયા! તમે પણ તેમા ધ્યાન આપજો

**ધર્મદાસ શેઠ** કહે છે—હે શ્રાવિકાઓ! આ પ્રમાણે કહી આનદાએ પ્રાણ વિષે નીચે પ્રમાણે કહ્યું—

**આનદા**—બહેનો! જીવમા બધા મળીને દશ પ્રાણ હોય છે તેમના નામ આ પ્રમાણે છે—૫ પાચ ઇદ્રિયો, ૬ શ્વાસોશ્વાસ, ૭ આયુષ્ય, ત્રણ યોગબળ, એ દશ પ્રાણ કહેવાય છે

**ચચળ**—પાચ ઇદ્રિયો કઇ કઇ? તે કહો

**આનદા**—ચક્ષુઇદ્રિય, સ્પર્શેદ્રિય, રસનેદ્રિય, ઘ્રાણેદ્રિય અને શ્રવણેદ્રિય એ પાચ ઇદ્રિયો કહેવાય છે

**ચચળ**—એ પાચ ઇદ્રિયોના અર્થ બરાબર સમજાવો

**આનદા**—બહેન ચચળ! ધ્યાન રાખજે જેનાથી માણસ જોઇ શકે, તે આખને ચક્ષુઇદ્રિય કહે છે જેનાથી માણસને સ્પર્શનુ જ્ઞાન થાય, તે ચામડીને સ્પર્શેદ્રિય કહે

છે જેનાથી માણસ ખારો, તીખો, ગળ્યો વિગેરે સ્વાદ જાણી શકે, તે જીભને રસનેંદ્રિય કહેવાય છે જેનાથી માણસ સારી નઠારી ગંધ જાણી શકે, તે નાકને ઘ્રાણેંદ્રિય કહે છે અને જેનાથી માણસ સાભળી શકે છે, તે કાનને શ્રવણેંદ્રિય કહે છે બહેન ચંચળ ! આ પાચે ઇંદ્રિય મળી જીવના પાચ પ્રાણ થાય છે

ચંચળ—કાકી ! શ્વાસોચ્છ્વાસ એટલે શું ? તે સમજાવો

આનંદા—જેનાથી માણસ શ્વાસ—દમ લહે છે, તે શ્વાસોચ્છ્વાસ કહેવાય છે, તે છઠો પ્રાણ છે જેને આધારે માણસ અમુક મુદત સુધી જીવી શકે છે, તે આયુષ્ય કહેવાય છે, તે આયુષ્યને સાતમો પ્રાણ કહે છે તે પછી ત્રણ યોગ એટલે મનનો યોગ, વચનનો યોગ અને કાયાનો યોગ-એ ત્રણ આઠમા નવમા અને દશમા પ્રાણ કહેવાય છે આ દશે પ્રાણ અમુક જીવમા ઓછા વધતા હોય છે, તે વિષે હું તમને આગળ સમજાવીશ

આનંદાના આવા વચન સાભળી ચંચળ, પ્રેમ પુતળી અને જયા વિગેરે ખુશી થઈ ગયા ચંચળ આનંદથી ઉભરાઈને નીચે પ્રમાણે બોલી—

ચંચળ—આનંદા કાકી ! હવે હું બરાબર પ્રાણ વિષે સમજી, બીજે કોઈ પ્રસંગે મને જીવના બીજા ચાર દ્વાર વિષે સમજાવજો

ધર્મદાસ શેઠ કહે છે—હે શ્રાવિકાઓ ! પછી આનંદાએ પોતાની પુત્રી લલિતા વિગેરેને શિક્ષા આપવાને આગળ વાત ચલાવી

આનદા કહે છે—હે લલિતા ! આ સ સારમા સ ઘળા પ્રાણીઓ સ્વાર્થી છે, પોતપોતાની મતલબ વાસ્તે એક બી જા ઉપર થોડો ઘણો પ્યાર રાખે છે, અને મતલબ સરે, એટલે પ્રીતિ પણ ધીરે ધીરે ઓછી કરે છે આવો સ્વાર્થી સ્વભ વ છોડીને સમાન દૃષ્ટિ રાખી સર્વની ઉપર પ્રેમ રાખવો જો ઇએ આપણા પુત્રની વહુ એ આપણા કુટુ બનુ માણસ છે એમ સમજી તેણીની ઉપર પ્રેમ ભાવ રાખવો દરેક સાસૂએ વિચારવુ જોઇએ કે, પોતે પણ એક વખત પુત્ર ની વહુ હતી, તેને માથે પણ અ કુશ રાખનારી એક સાસૂ હતી તેવો સ્વાનુભવનો વિચાર કરી, પોતાના દીકરાની વહુની ઉપર પ્રેમ રાખવો જોઇએ કેટલીએક ક્રુર હૃદયની સાસુઓ વહુને તેડે છે, અને તેડીને પછી ઘરના કામકા જના મોટા બોજામા તેને દબાવી મુકી દે છે વળી હૃદ યમા એવી ધારણા રાખે છે કે, વહુ એક મજુર છે, અને તે આપણુ તમામ કામ કરવાને બધાએલી છે કોઇ તો પૈસે ટકે સુખી હોય, પોતાને ઘેર કામ કરનારા નોક રો હોય, તે છતા જો વહુ ઘેર આવી હોય, તો તેને નોકરનુ પણ બધુ કામ સોપે છે, અને નોકરોને ઓછુ કામ આપે છે કોઇ અલ્પમતિની સાસૂ તો વહુને જોઈ શકતી નથી અને તેને પીયરમા રાખવા વધારે ઇચ્છા રાખે છે બહેનો ! તમારે તેમા એટલુ જ યાદ રાખવાનુ છે કે, તેવી ખરાબ પ્રકૃતિ છોડી દઇને જેમ બને તેમ ભવિષ્યમા ઘર સારી રીતે ચલાવી શકે, તે માટે એ પુત્રવધુને આપણા કુ ટુ બમા મેળવી દેવી જોઇએ આપણને હળતી મળતી કરવા માટે લગ્ન કર્યા પછી અથવા વિવાહ કર્યા પછી આપણા પુત્રની વહુને આપણે ઘેર રોજ તેડવી, અને તેને તેડીને આપણા ઘર ની તથા કુળની રૂડી રીતો સમજાવવી તથા શીખવવી

જ્યારે પુત્રવધુ ઘેર આવે, ત્યારે તેને નીચ કુળના અથવા આપણા વિચારથી ઉલટા વિચારના માણસોની સોબતમા બેસવા ઉઠવાની રીત ન ખાવવી નહિ, પણ આપણા સરખા ઉચ્ચકુળના તથા આપણા મતને મળતા સદ્ગુણી માણસોની સોબતમા બેસવા ઉઠવા દેવી હે પુત્રી ! બોલવું, ચાલવું, બેસવુ, ઉઠવુ વિગેરે જે ક્રિયાઓ કરવામા આવે છે, તે પણ આપણને રૂચે તેવી રીતની તે વહુને શીખવવી, અને તે વહુ જો તેથી ઉલટી ક્રિયાઓ કરતી જણાય, તો તેને મીઠા વચન કહીને છોડાવવી જો મીઠા વચનોથી તે ન જ માને એમ હોય, તો યુક્તિથી તેને સુધારવી, પણ મારવાની કે ગાળો દેવાની અથવા કઠોર શબ્દો કહેવાની ટેવ આપણે કદાપિ પણ રાખવી નહિ જ્યારથી વહુ ઘરમા આવી હોય, ત્યારથી સાસૂ સસરાએ પણ પોતાની નઠારી વર્ત્તણુક છોડી દેવી જોઇએ કેટલાએક સાસૂ સસરા પરસ્પર વઢે છે, મારે છે, અને ગાળો દે છે આ જોઇ તે વહુ પણ તેવી ટેવ શીખી જાય છે તેથી વહુના દેખતા એવી ટેવ કદિ પણ રાખવી નહિ હે પુત્રી ! જો કદી વહુમા કાંઇ કસુર જણાય, તો તેને એકદમ તિરસ્કારના અથવા મેણાના વેણ કહેવા નહિ, પણ ધીરેથી તેની કસુર જણાવી, તેને સુધારવાના ઉપાય કહેવા, અને ફરીથી તેની ભુલ ન થાય, તેને માટે સારા ઉપાયો તેણીને બતાવવા પુત્રી ! વળી ખરેખર એક બાબત અવશ્ય ધ્યાન રાખવાની છે કે, કદિ પણ મુખમાથી ગાળ કાઢવાની નઠારી ટેવ રાખવી નહિ કુલીન સ્ત્રી પુરૂષો તો મરતા સુધી પણ ગાળ દેતા નથી, અથવા કઠોર શબ્દો બોલવાની અને મારા મારી કરવાની નઠારી ટેવને પોતાના ઘરમા સ્વપ્ને પણ પેસવા દેતા નથી, તો પછી એના કુળમા એ રીત આવે જ

બીગાડ થઇ જાય, તો તેને માટે તેવી બાબતમા તેને ઘટતી માફી આપવી જોઇએ પણ દરેક ઝીણી વાતોને શોધી શોધીને તેને ઠપકો આપવો, અથવા અપમાન ભરેલા શબ્દો કહી વઢવુ, એવી દુષ્ટ રીતિ કુળવાન્ સાસુએ બીલકુલ રાખવી નહિ જેમ માબાપુ માતા પોતાની પુત્રીની સાથે પ્રસન્નતાથી હસે બોલે છે, તથા સુખ દુ ખની તજવીજ રાખે છે, તે પ્રમાણે સાસુએ પોતાના દીકરાની વહુ નીસાથે વર્ત્તવુ જોઈએ બહેનો ! પુત્રવધુને જોઇ પ્રસન્ન થનારી શ્રાવિકા સાસુ ખરેખર પ્રશંસાપાત્ર ગણાય છે. પુત્રવધુને પુત્રીની દ્રષ્ટિએ જોનારી સાસુ આ જગતમા ધર્મ તથા કીર્ત્તિ સંપાદન કરે છે જેના માબાપોએ સર્વ જાતનો વિશ્વાસ મુકી આપણને તે [illegible] સોપી છે, તે કાઇ વહુ થઇને અવતરી નથી, તે પણ તેઓના માતા પીતાની પ્રેમપાત્ર પુત્રી છે, તેને આપણે ક્રુર થઇ દુ ખ આપીએ, એ કેવી વિપરીત વાત ? દરેક સાસુએ વિચાર કરવો જોઇએ કે, જેવી રીતે આપણી દીકરીઓ બીજાને ઘેર વહુ તરીકે જવાની છે, અને તેમને જો સાસુ સસરા તરફથી દુ ખ પડે, તો આપણને કેવુ દુ ખ લાગે છે ! અને તેવી નઠારી સાસુની ઉપર આપણને કેવા હલકા વિચાર આવે છે ? તેજ પ્રમાણે [illegible] કરાની વહુને સતાવીએ, તે. આપણી [illegible] એવા નઠારા વિચાર કરે છે વળી [illegible] પોતાના ધણીની આજ્ઞા વહુને [illegible] હાલના ચાલતા વહુની નિંદા કરે છે, [illegible] ના પતિના મન ઉપર [illegible] ભીલા સ્વભાવનો [illegible] ર ખરો વિશ્વાસ [illegible] રોજ વહુના દોષ [illegible]

છે જેથી કરીને આખરે તે સાસરો પણ વહુના ભુડા બે
લવામા સામિલ થાય છે, એટલુજ નહિ, પણ તેને દુખ
પડતુ જોઇ આખ આડા કાન કરે છે, અને વખતે તેને દુખ
આપવામા ભાગ પણ લે છે આવી રીતે હમેશા વર્તવાથી
તે દુષ્ટ સાસુ સસરા નરકના અધિકારી થાય છે હે દીકરી !
આ પ્રમાણે તુ કદિ નઠારૂ પ્રવર્તન કરીશ નહિ

હવે પતિએ સ્ત્રીને કેમ રાખવી? તે વાર્ત્તાને પણ ટુકામા
કહુ છુ, તે તુ લક્ષમા રાખજે પતિ જ્યારે યોગ્ય વયનો
થાય, અથવા પોતાની સ્ત્રીના સહવાસવાળો થાય, ત્યારે તે
પતિએ પ્રથમ સ્ત્રીના ગુણ દોષની પરીક્ષા કરવી, તેમજ
તેણીનો સ્વભાવ કેવો છે? તે પણ બારીકીથી જાણી લેવુ
પછી પોતાના સ્વભાવની સાથે તેની એકતા છે કે નહીં
તે જોવી, અને તેમ કરતા જેટલો વિરોધ જણાય, તેટલો
દૂર કરવાને યુક્તિ રચી, પરસ્પર પ્રીતિ વધે, તેવા ઉપાય
રચવા આપણા માબાપ તથા સ્ત્રીના સ્વભાવને ઓળખી
લેવો તેઓ એક બીજાની સાથે કેવી રીતે વર્ત્તે છે? તે
પણ જાણી લેવુ, તે સાથે તેમને પરસ્પર પ્રીતિભાવ છે
કે નહિ, તેનો નિશ્ચય કરવો જો એક બીજાને અણબનાવ
જેવુ છે એમ જણાય, તો તેમ થવામા કારણ શુ છે ?
તેનો વિચાર કરી, તેનો બરાબર નિર્ણય કરવો જ્યારે
પોતાના જાણવામા આવે કે, આ અણબનાવનુ કારણ અ
મુક છે, અને તેમા અમુકનોજ વાક છે, તો પછી તે અ-
ણબનાવ દૂર કરવાનો ઉપાય કરવો, અને પોતાની બુદ્ધિમા
એવો વિચાર લાવવો કે, આ વિરોધ તુટે તો વધારે સારૂ,
અને એવો વિચાર લાવીને પોતાની સ્ત્રીને તથા પોતાના
માબાપને સારી રીતે સમજાવી તેનો નિવેડો લાવવો હે
પુત્રી ! ઘણે ઠેકાણે તો એવુ બને છે કે, પતિ બુદ્ધિમાન્

તો તરત તે પોતાની સ્ત્રીના જુઠા વચનોને પણ સાચા માની જન્મ આપનાર માતા પિતાને પડતા મુકી, સ્ત્રી સાથે જુદો રહે છે, અને માબાપથી વિરોધ કરે છે એથી ઉલટુ જો માબાપના કહેવા પ્રમાણે ચાલનારો હોય, અને માબાપ હલકા વિચારના હોય, તો તે પતિ બરાબર તપાસ કર્યા વગર માના સમજાવવા પ્રમાણે તે પોતાની સ્ત્રીને મારે છે, દુ ખ આપે છે, ઘરની બાહેર કાઢી મેલે છે, અને ફરીવાર પરણે છે, પછી પોતે તથા આખુ કુટુ બ દુ ખ વેઠે છે કદાચ તે ભાઇઓ વિગેરેના કુટુ બવાળો હોય, અને તેને સ્ત્રી નીચ સ્વભાવની હોય, તો તે સ્ત્રી તેની આગળ ભાઇઓના તથા ભોજાઇઓના વાકા બોલ્યા કરે છે, અને રાત્રિ દિવસ તેમના અવગુણ ગાયા કરે છે, તેથી કરીને તેનુ મન જુદુ થાય છે, અને આખરે તે પોતાના સગા ભાઇઓથી જુદો પડે છે હે પુત્રી ! આ સ સારમા જેવા માતાપિતા પૂજ્ય અને માનનીય છે, તેવા પોતાના વડિલ બ ધુઓ પણ પૂજ્ય અને માનનીય છે વળી એક માના ઉદરમાથી જન્મેલા સહોદર ભાઇઓ, કે જેઓ પરસ્પર જીવતા સુધી સહાય કરવાને બ ધાએલા છે, તેમનાથી એક માત્ર સ્ત્રીના વચનથી વિરોધ કરી જુદા પડવુ , એ કેવુ અયોગ્ય કામ ? જેણે બાળવયથી રક્ષણ તથા વિદ્યાભ્યાસ કરાવી સારી સ્થિતિએ પેહોચાડ્યા હોય, તેવા માતાપિતા કે બ ધુઓનો ઉપકાર ભુલી જઇ, માત્ર સ્ત્રીના કહેવા ઉપર આધાર રાખી જુદા પડી જવુ , એ ઘણુ જ નઠારૂ કામ છે કેટલાએક તો સ્ત્રીના વચનથી પોતાના વડિલવર્ગને તરછોડી ચાલ્યા જાય છે, તેમની સેવા કે પોષણ કરવામા પણ મ દ થઇ પડે છે, અને તેમને અનેક જાતનાં દુ ખ આપે છે તેવા નીચ અને પાપી પુરૂષોને ધિક્કાર છે, એટલુ જ નહિ પણ

જે સ્ત્રીઓ એવા નઠારા વિચારથી પોતાના પતિને તેનાં માતાપિતા કે ભાઈઓથી જુદો કરવાનો પ્રયત્ન કરે છે, તેવી સ્ત્રીઓને પણ ધિક્કાર છે તેવી અધમ અબળાઓ કુટુંબ વિરોધિની કહેવાય છે, અને તેવીઓને માટે લોકોમા ઘણુ જ નઠારૂ કહેવાય છે હે કુલીન પુત્રી ! તુ આ વાત ધ્યાનમા રાખજે કદિ પણ આપણા પતિને અવગુણ સંભળાવી, તેના કુટુંબથી જુદો કરાવવો નહિ કદિ આપણી સાસુ કે આપણા સસરા ખરાબ હોય, તો તેમને સુધારવા માટે પતિની આગળ જણાવવુ, અને આપણે ઘણી શાંતિ રાખીને તે સહન કરવુ, પણ ઘરના કુટુંબીઓના જુઠા અવગુણ સંભળાવી, તેનુ કુટુંબ વીંખેરી નખાવવુ નહિ જો આપણે પોતાનોજ સ્વાર્થ ગણી પતિને તેના કુટુંબથી જુદો કરવા ધારીએ, તો તેથી ઘણોજ દોષ લાગે છે જ્યારે પતિ તેના કુટુંબથી જુદો પડે, તો પછી પોતાના પોષ્ય વર્ગની સંભાળ તે લઈ શકતો નથી તેમજ પિતૃભક્તિ, માતૃભક્તિ તથા કુટુંબભક્તિથી રહિત થઈ, તે પોતાના કર્તવ્ય ધર્મથી વિમુખ થઈ જાય છે, અને તે જ્યારે કર્તવ્યથી ભ્રષ્ટ થઈ જાય છે, એટલે તેનામા પાપનો પ્રવેશ થાય છે પાપનો પ્રવેશ થવાથી તેની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે, અને બુદ્ધિ નષ્ટ થવાથી તેનામા અધર્મ આવે છે, અને અધર્મને લઈને તે છેવટે મૃત્યુ પામ્યા પછી નારકીનો અધિકારી થાય છે હે સદ્ગુણી સુતા ! આ પ્રમાણે નઠારી સ્ત્રી પોતાના પતિને નારકીમા લઈ જાય છે, તેથી કદિ પણ પોતાના પતિને તેના કુટુંબથી જુદો કરાવવો નહિ બુદ્ધિમાન્ પતિની પર ચલાવવાની આવી નીતિ હોય છે તે વિદ્વાન તથા વિચારવાન્ પતિ પોતાના ઘરમા રહેનાર દરેક માણસના ગુણ દોષની પ્રકટ તથા છુપી તજવીજથી પરીક્ષા

કરે છે તથા પરીક્ષા કર્યા પછી જેના અવગુણ હોય, તેને એકાંતમા બોલાવીને શીખામણ દે છે કે, “ આ મે મારી જાતે તપાસ કરી જોયુ છે, માટે હવે પછી એમ નહીંજ થવુ જોઇએ ” વળી તે ચતુર પતિ પોતાની સ્ત્રી તથા માતાપિતાના સ્વભાવને જાણી ગયેલો હોય છે, માટે તે કાચા કાનનો હોતો નથી, તેથી કોઈની વાત સાભળીને તે એકદમ તેને માટે કશો વિચાર બાધી દેતો નથી, પણ બરાબર તપાસ કરીને ઘટતો ઉપાય કરે છે હે સુવિચારવાળી દીકરી ! તે ડાહ્યો અને સમજુ પતિ ઘર ચલાવવાના કામમા પ્રથમ તો આવો વિચાર કરે છે કે, આ ઘરમા એક તરફ જન્મ આપનાર માબાપ છે, તેમનો મારી ઉપર ઘણો ઉપકાર છે, જેનો બદલો કોઇ પણ પુત્ર અનેક ઉપાયથી વાળી શકતો નથી વળી તે માબાપ પોતાની વૃદ્ધાવસ્થામા “ આ પુત્ર અમારૂ રક્ષણ કરશે ” આવી આશા મારી ઉપર બાધીને આજદિન સુધી બેઠા છે, તેવા માબાપને હુ કઠણ વચનો કહુ, અથવા બીજુ કોઇ જાતનુ દુ ખ આપુ, તો હુ કૃતઘ્ની અને નરકના અધિકારી થાઉં કદિ હુ એમ માનુ, કે આ બાબતમા મારા માતાપિતાનો દોષ છે, તોપણ મારાથી તેમને કાઇ અયુક્ત કહી શકાય નહિ કારણ કે, તેમણે બાળવયમા મારા અનેક દોષો અને અનેક અપરાધોને સહન કરી, દયા ભાવથી મારૂ રક્ષણ કર્યું છે, તો મારે એમના દોષ તરફ જોવાનુ નથી કદાચિત્ તેમનો દોષ હોય, તોયે સહન કરી, તે ઉપકારી માતાપિતાના મનને મારે અનેક ઉપાયથી પ્રસન્ન રાખવુ જોઇએ

બીજી તરફ આ સ્ત્રી છે, કે જે હવે પછીના મારા જન્મ સુધીના સુખ દુ ખમા ભાગીયણ થનાર છે વળી

જેન વેદ મ ત્રોના ઉચ્ચાર સાથે અગ્નિ તથા ગૃહસ્થ ગુરૂની સાક્ષીએ હુ તેને પરણ્યો છુ, અને તેણીના મન, વચનને મારા મન વચનની સાથે એક કરવાની મે પ્રતિજ્ઞા લીધી છે, અને પરમેશ્વર પાસે તેમ થવાને પ્રાર્થના પણ કરી છે વળી વિવાહ સ સ્કારના બળથી તેણીની સાથે મે દિવ્ય પ્રેમ બાધ્યો છે, એને લીધેજ તેણીના માતાપિતાએ તેના રક્ષણને માટે પૂરો વિશ્વાસ લાવી, અમારે ઘેર મોકલી છે હવે જો તે અમારા આશ્રય નીચે આવેલી અબળાને હુ દુ ખી કરૂ અને તે નિરપરાધી છતા તેને અપરાધી ગણી, ઘરના બીજા માણુમોની પાસે તેને હેરાન કરાવુ, એ કેવુ વિપરીત ક હેવાય ? એ બીચારી જાણે છે કે, હુ નિર્દોષ છુ, ઘરના માણુમોની અમુક પ્રકૃતિને લઇને તેમના મનમા મારે માટે નઠારા વિચાર બ ધાયા છે, તેથી તેઓ બધા મળી મને અપરાધી ગણી અનેક જાતના દુ ખ આપશે, પણ જે મારો હાથ ઝાલીને લાવનાર મારા પ્રાણપ્રિય છે, તે મને કેમ દુ ખ આપશે ? પ્રાણુથી પણ વહાલા મારા એ પતિ જો મારી ઉપર રૂષ્ટ થશે, તો પછી મારો કોઇ આધાર નથી મારી ઉપર દૈવ કોપજ થયો આ પ્રમાણે જાણુનારી મારી પ્રિય પત્નીને પણ મારાથી કેમ દુ ખી કરાય ? હવે માતા-પિતા તથા આ સ્ત્રી બ નેને મારાથી પરિતાપ ન થાય, એટલે કે મારાથી એમને દુ ખી થવાનો સમય ન આવે, એવી કોઇ પણ યુક્તિ રચીને એ બ ને બાજુને સુખ આ પવુ, એજ મારૂ ખરેખરૂ કર્ત્તવ્ય છે, અને જ્યારે હુ એ કર્ત્તવ્યને બરાબર બજાવી શકુ, ત્યારેજ આ જગતમા મારો જન્મ સાર્થક ગણાય હે પુત્રી ! આ પ્રમાણે અનેક પ્ર કારના પ્રસ ગોપાત વિચાર કરનાર તે પુરૂષ જ્યારે પોતાની સ્ત્રીનો વાક જુવે છે, ત્યારે તો તેને ભય આપે છે, તથા કપડા

દેછે, અને જ્યારે માબાપની કસુર થઇ હોય, અને સ્ત્રી અસતોષ પામી તે પતિ આગળ દુખ કહે છે, ત્યારે તે સુજ્ઞ પતિ પ્રથમ પોતાની સ્રીને ધર્ય આપી, અધિક પ્રીતિ દેખાડે છે, અને તેને સારી રીતે સમજાવે છે, અને કહે છે કે, હે મમજ્ઞ સ્રી ! તારે બીજાની સાથે શો સબધ છે ? જો

ન । તરફથી તને વધારે ઠપકો આપવામા આવે, અને કોઇ રીતે તારૂ મન દુખવવામા આવે, તો તેથી માત્ર તારે વધારે દુખ ધરવુ મારા માબાપનો એવો સ્વભાવ પડયો છે, તેનુ કેમ કરીએ? એસ્વભાવ કાઈ એકદમ છુટી જાય છે ? માટે તુ ક્લેશ કરીશ નહીં, તેમજ જો ખરૂ જોવા જઇએ, તો તારા

વસ્તે મારે દુખ વેઠવુ, અને મારા વાસ્તે તારે દુખ વેઠવુ, એ આપણા બનેનો ધર્મ છે આપણે કોઇ વાર બીજાના મુખની ગાળો તથા મેંહેણા સહન કરીએ છીએ, તો આ નરા માબાપ કદાપિ થોડુ ઘણુ બોલે, તે તુ સહન કરે, એમા શી મોટી વાત છે ? આપણા ઉપર હેત રાખનાર નબધીએ આપણા માટે પારકાની ગાળો ખાધી છે, તો

આ તો મારે માટે ફક્ત મારા માબાપનાજ કઠોર વચન તારે નાભળવાના છે, માટે તુ ધીરજથી સહન કર કોઇ કાઇ જન્માગ સુધી ભેગી રહેનાર નથી આ વગેરે વચનો બોલી પ્રીતિ દેખાડી તે પુરૂષ પોતાની સ્રીનુ મન રીઝવે છે, તથા અનુકૂળતા જોઇને પોતાના માબાપને પણ ઘટે, તે પ્રમાણે

વિનયના વચન કહે છે, અને પરસ્પર સમાધાન રાખે છે પણ કદાચિત્ બનેને બાજુવાળા સમાધાન નજ પામે તો નિરૂપાયથી તે પુરૂષ બનેને જુદા સ્થાનમા રાખી બનેની ખરા મનથી મબાગ રાખે છે, પણ એક પક્ષનેજ સાચવી બીજાને દુખ દેવુ, એમ મરતા સુધી પણ તે વિચારવાન્

